# પૃથ્વીશ

ધૂમકેતુ

૩।।

રૂપિયા

સોલ એજન્ટ

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધીરસ્તો, અમદાવાદ.

૧૯૪૮

શ્રી શારદા મુદ્રણાલય
પાનકોર નાકા
અમદાવાદ

## પ્રસ્તાવના : બીજી આવૃત્તિ વખતે,

આ પુસ્તકની પહેલી આવૃત્તિ ઘણા વખતથી ખલાસ થઈ ગઈ હતી. પણ ત્યાર પછી એને સુધારવા વધારવાનો વખત મેળવવો મુશ્કેલ બન્યો અને તેથી એની આવૃત્તિ કાઢવાનું બની શક્યું ન હતું. આ આવૃત્તિને ઘણી રીતે નવું સંસ્કરણ જ કહી શકાય. 'ચૌલુક્ય નવલકથાવલિ'ની જનપ્રિયતાને લીધે, આ નવલકથાની પણ માગ થતાં, એને લગભગ નવેસરથી તૈયાર કરી છે. વર્ષો પહેલાં લખેલી છતાં, એમાં આવતા કેટલાક પ્રશ્નો તો હમેશના જ છે. આશા છે કે પહેલી આવૃત્તિની પેઠે આ આવૃત્તિ પણ લોકઅભિરૂચિમાં પોતાનું સ્થાન મેળવશે.

કર્ણાવતી નિવાસ, ૨૩, સૌરાષ્ટ્ર સોસાયટી,
એલીસબ્રીજ : અમદાવાદ. ધૂમકેતુ

### [ પહેલી આવૃત્તિની પ્રસ્તાવનામાંથી ]

Progress is a kind of awakening, a gradual lifting up of the object of pursuit from the material to the mental, from the mental to the spiritual plane. The first effect of such an awakening is to produce chaos......and the chaos of the world to day is not a cause for pessimism... the darkness round us is the darkness of the very early morning and from it will be born a day, more beautiful than any tnat

has as yet......sometime and some where that ideal perfection...manhood which has existed in the world of the real from eternity, will blossom out in man. And it rests with himself whether the time be long or short–one.

G. H. Bonner.

*

" એટલી વાત ચોક્કસ થઇ ચૂકી છે કે કોઈ પણ પ્રવૃત્તિનો મૂળ આધર **વ્યક્તિ** છે.

વ્યક્તિને કેન્દ્રસ્થાને ગોઠવ્યા વિના કરેલી ગમે તેટલી સંગીન યોજનાઓ પણ નિષ્ફળ પરિણામ જ લાવે છે. સંસ્થાઓ, વ્યક્તિમાંથી જન્મ લે છે; અને વ્યક્તિ વિના તેઓ મૃતપ્રાય જેવી બની રહે છે. નૈતિક રાજતંત્રમાં તો બ્રાહ્મીલક્ષ્મી, રાજલક્ષ્મીને એક રીતે દોરી રહી હતી. એમાં ભરતને રાજનો મોહ ન થાય. દશરથથી વચનભંગ ન થાય; રામથી બળવો ન થાય. શબ્દનું એક પણ બંધન નહિ અને છતાં શબ્દનું સામર્થ્ય બ્રહ્મ જેટલું જ અગમ્ય. રાજતંત્રનું આના કરતાં વધારે સુંદર સ્વરૂપ હજી સુધી તો અસ્તિત્વમાં આવ્યું હોય તે જાણવામાં નથી. સંસ્કૃતિનું મૂળ તત્ત્વ **લોકકલ્યાણમય પ્રવૃત્તિ**—એ બધા ફેરફારોનું સનાતન સત્ત્વ સચવાય એ પ્રવૃત્તિ જ ખરી રાજકીય પ્રવૃત્તિ છે. —"

" મયખાને મેં બેઠા રહું, દીવાના આપકા,
શમઅ આપ મેરી, મૈં પરવાના આપકા,
આજ શબે-વસ્લ હૈ, મુકામ કીજીએ,
ખડા કીયા હૈ, દીલ મેં, શમીઆના આપકા."

[ સાંભળેલું ]



"જાને સે આપ કે સબ બાજી બદલ ગઈ,
દીમાઘપે ખુમારી થી, વહભી ફીસલ ગઈ,
સાકી બદલ ગયા, વહ હવા બદલ ગઈ,
યાનો—સિકલ રહી, કુછ વહ ભી બદલ ગઈ."

[ અજ્ઞાત ]

## આ લેખકની અન્ય કૃતિઓ ● ● ● ●

### નવલિકા સંગ્રહો

તણખા

તણખા, મંડળ બીજું

તણખા, મંડળ ત્રીજું

તણખા, મંડળ ચોથું

પ્રદીપ

ત્રિભેટો

અવશેષ

પરિશેષ

આકાશદીપ

વનછાયા



પડછાયા

પડઘા

એકલવ્ય

નેપોલિયન

હુએનસંગ

ઇતિહાસદર્શન

સર્જન ચિંતન

પાનગોષ્ઠિ

પગદંડી

જલબિંદુ

મેઘબિંદુ

રજકણ

જીવનચક્ર

હેમચંદ્રાચાર્ય

જ્ઞાનગોષ્ઠિ

—ભેટ આપવા જેવાં—

સર્જન ચિંતન

વાતાયન

જીવનચક્ર

મેઘબિન્દુ

જલબિન્દુ

રજકણ

### નવલકથાઓ

મલ્લિકા

અજિતા

પરાજય

રાજમુગટ

### ચૌલુકય નવલકથાવલિ

વાચિનીદેવી

ચૌલાદેવી

રાજસંન્યાસી

કર્ણાવતી

રાજકન્યા

જયસિંહ સિદ્ધરાજ-બર્બરક-જિષ્ણુ

જયસિંહ સિદ્ધરાજ—ત્રિભુવનગંડ

સિદ્ધરાજ જયસિંહ—અવંતીનાથ

શરૂ થાય છે,

**ગુપ્તયુગ નવલકથાવલિ**

**આ ક્રમ પછી**

## અનુક્રમ





# ૧. પ્રવેશ

આજે જે પથ્થર દેખાય છે, તે વર્ષો પહેલાં કોઈ મત્સ્યેન્દ્રનાથ કે ગોરક્ષનાથનું આસન હશે: જ્યાં ખંડિયેર પડયાં છે, ત્યાં વિશાળ ને સમૃદ્ધ શહેર હશે; જ્યાં સાદી ધૂળ દેખાય છે, ત્યાં ગુલાબી બાળકો રમ્યાં હશે: સમયના ગર્ભમાં તો આવાં અનેક કરુણ નાટકો પડયાં છે. અને કુદરત, આ નાટકો સાધારણ હોવાથી, આલેખાયાં વિનાનાં જેમ ને તેમ રાખી મૂકે છે. વાંચવાવાળા એ વાંચે છે. શું નાનો કે શું મોટો, પોતાના દેશનો પરિચિત અને પવિત્ર પથ્થર એ એક પ્રકારની મૌનવાણી જેવો છે.

સંવત ૧૯...ના વૈશાખની એક રમણીય સંધ્યાએ લલિત-પટ્ટનની જીવતી વિશુદ્ધિ હોય તેવો એક ભવ્ય પુરુષ નદીના કિનારા ઉપર બેસીને સામેની ભૂરી ને ઝાંખી ટેકરીઓમાં સંધ્યાનાં ચિત્રો જોતો હતો. આ લલિતપટ્ટન શહેર, ભદ્રાવતી ઉપર વસ્યું હતું. ભદ્રાવતીના પશ્ચિમ તરફના આ કિનારા પર ભદ્રેશ્વરનું મંદિર હતું. જાણે આ નદી તરફ અત્યંત પ્યાર હોય તેમ એ પુરુષ, વારંવાર લાંબી દૃષ્ટિ ફેંકી ભૂરી ટેકરીઓ સુધીનો બધો દેખાવ વારંવાર જોયા કરતો હતો.

આમ આ જમીનને પ્રેમથી નિહાળનાર પૃથ્વીશ લીલાપુરનો જમીનદાર હતો. આજે ભદ્રેશ્વરના બ્રહ્મચારી પુષ્કરનો અતિથિ બન્યો હતો. વારંવાર જતો તેમ આજે પણ, બ્રહ્મચારી આ દિશામાં

ફરવા ગયો હતો. સાંજ પડી પણ હજી એ પાછો ફર્યો નહિ, તેથી પૃથ્વીશ નદી ઉપર એની રાહ જોતો બેઠો હતો. છેવટે ટેકરીઓમાં પુષ્કરની ઊંચી ને કદાવર મૂર્તિ આવતી એણે જોઈ.

થોડીવારમાં પુષ્કર પાસે આવ્યો. તે ઊંચો ને કદાવર બાંધાનો સશક્ત પુરુષ હતો. એનું શરીર યોગ્ય પ્રમાણમાં વહેંચાઈ ગયેલું હતું, તેથી પ્રમાણ કરતાં વધારે દેખાતું નહિ.

પુષ્કરને આવેલ જોઈને પૃથ્વીશ પોતાની ધીરજ રાખી શક્યો નહિ. તે ઉત્સાહથી અને ઉતાવળથી બોલ્યો,

'કાં? શા સમાચાર છે?'

ઘડીભર પુષ્કર વિચારમાં પડી ગયો. ધીમેથી પણ દૃઢ ને વિશ્વાસ ઉત્પન્ન થાય તેવા સ્વરે એ બોલ્યો:

'ગુરુદેવ કૂટસ્થની માનસસૃષ્ટિમાં ભણકારા વાગે છે. એમને પણ લાગે છે કે એમણે આવવું જોઈએ.'

'ત્યારે એમણે કબૂલ કર્યું એમ? પણ ગુરુદેવ એકદમ આવશે?' પૃથ્વીશે ફરીને એટલી જ આતુરતાથી પુષ્કરને પૂછ્યું.

'એને એક તાલાવેલી લાગી છે. ભારતવર્ષ તો ત્યાં વસે છે જ્યાં બ્રહ્માવર્ત્ત પ્રદેશ બને છે. એક વખત પટ્ટનની આસપાસ બ્રહ્માવર્ત્ત પ્રદેશ એને રચવો છે. બ્રહ્માવર્ત્ત પ્રદેશ એટલે જ્યાં હરણાં પણ નિરંકુશ ફરે–એટલી આનંદમય શાંત સ્વસ્થ સુખી અવસ્થા પ્રત્યેક પ્રજાજનમાં હોય. જીવનસમાધાન મેળવેલી શાંત પ્રજા — એ એનો આદર્શ છે.'

આનંદ અને ઉપકારનાં આંસુભર્યાં નેત્રે પૃથ્વીશ પુષ્કર સામે જોઈ રહ્યો. એક સમય એવો હતો જ્યારે પૃથ્વીશ, પુષ્કર, અવનીશ, ને કૂટસ્થ નિર્દોષ મિત્રો હતા. તે દિવસો તેને યાદ આવ્યા. આજ દરેકમાં કેટલો તફાવત?

જે ભવ્ય ટેકરીઓમાંથી પુષ્કર અત્યારે ચાલીને આવ્યો, તેમાં આગળ જતાં રમ્ય ઉપવન ને ગુફા હતાં. તેમાં તે વખતનો અતિ વિખ્યાત યોગી કૂટસ્થ રહેતો. પટ્ટનમાં તે ગુરુદેવના નામથી પ્રસિદ્ધ હતો. તે કોઈને કદી મળતો નહિ, છતાં ઓળખતો સૌને. એની પૂર્વાવસ્થા અંધારામાં હતી. પૂર્વાવસ્થામાં તે ભવ્ય કલ્પનાનો વ્યર્થ આદમી હતો એમ કહેવાતું. એ ગમે તેમ હોય, પણ આટલું ચોક્કસ હતું કે એના ચહેરા ઉપર અનેક ભાવ કરતાં અનેક સંસ્કાર વધારે હતા!

આ કૂટસ્થની માનસસૃષ્ટિને અત્યારે પટ્ટનમાં પથરાઈ ગયેલું વાતાવરણ ખૂંચી રહ્યું હતું. જ્યાં પાસેની જ જમીનમાં આવા કુસંસ્કાર ફેલાઈ રહ્યા છે ત્યાં માનસસૃષ્ટિના આકાર રચવા જેટલી શાંતિ ક્યાંથી મળે? ત્યાં સિદ્ધિનો વૈભવ ક્યાંથી દેખાય? ત્યાં અદ્ભુત સૃષ્ટિ માટેની પ્રતીતિજનક શ્રદ્ધા ક્યાંથી પ્રગટે? કૂટસ્થની પાસે આ વિષય ચર્ચવા પુષ્કર ગયો હતો. પૃથ્વીશ તો પોતાની સુખસંપત્તિ છોડી, આજે ને આજે પ્રજાકલ્યાણના આ માર્ગ માટે, મહાત્મા કૂટસ્થને બોલાવવાનો પ્રયાસ કરવા આવ્યો હતો. અત્યારે પટ્ટનમાં પૈશાચી વિષમય સંસ્કાર ફેલાઈ ગયા હતા. ન્યાયાધીશ અવનીશ, સેનાપતિ યશલાલસિંહ, જંગલખાતાનો ઉપરી સોમનારાયણ, જૂના કારભારી નંદલાલ સાથે મળીને એક અજબ મંડળી જમાવી બધે અંધકારનો પછેડો પાથરી રહ્યા હતા!

'ત્યારે તમને એક નવા સમાચાર આપું! મને લાગે છે કે થોડા દિવસમાં હું રાજકેદી બનીશ!' પૃથ્વીશે કહ્યું.

બોલ્યા વિના પુષ્કર તેની સામે જોઈ રહ્યો: એને પણ આ સમાચાર મળ્યા હતા. થોડીવાર પછી બન્ને જુદા પડયા. નજર પહોંચે ત્યાં સુધી બ્રહ્મચારી એને જતો જોઈ રહ્યો. એ અદૃશ્ય થયો એટલે મંદિરમાં પાછો ફર્યો. નિઃસ્વાર્થ કલ્યાણભાવનાને

પણ, આટલાં વર્ષોની રૂઢ અને જડ અને વળી અંધ સત્તાને ઉખેડવા માટે, ત્રિવિધ સંગમની જરૂર હતીઃ કૂટસ્થની, પૃથ્વીશની, પુષ્કરની—સમર્થ આધ્યાત્મિક નેતૃત્વની, પ્રજાકીય પ્રતિષ્ઠિત વ્યક્તિની, સંયમી ધર્મવેત્તાની.

પોતાની વૃદ્ધ ને ધોળી દાઢી પર હાથ ફેરવતો ફેરવતો બ્રહ્મચારી મંદિરનાં પગથિયાં ચડતો ચડતો, એ જ વિચાર કરી રહ્યો હતો. પણ જે પ્રશ્નનો પ્રત્યુત્તર મેળવવા યુગના યુગથી મંથન ચાલતું હતું તે પ્રશ્નનો એને તાત્કાલિક પ્રત્યુત્તર ક્યાંથી મળવાનો હતો ?

અત્યારે તો કૂટસ્થે આપેલા પ્રત્યુત્તર ઉપર વિચાર કરતો એ પોતાના આવાસમાં પેઠો. આકાશમાં ખીલેલા અનેક તારા તરફ જોઈ રહ્યો ! 'તે એકલો હતો કે અનેક તારાની સાથે હતો ?'

# ૨. ભણકાર

**પુ**ષ્કરથી છૂટો પડીને પૃથ્વીશ પોતાને બંગલે જવા રવાના થયો હતો. ભદ્રેશ્વરથી પટ્ટન સુધી જાહેર રસ્તો હતો. વચ્ચે વચ્ચે પ્રાચીન કાળ ડોકિયું કરતો હોય તેમ, ઘાટું જંગલ, આવી રહ્યું હતું. નદીનાળાં પણ હતાં. ને ભદ્રાવતીના કિનારા ઉપરનું જંગી આમ્રવન ઝૂકી રહ્યું હતું. વૈશાખ માસના દિવસો હતા. હવામાં બફારો હતો. અંધારું ભયંકર આંખ કાઢીને ઊભું હતું. કોહલાં, કૂતરાં, માણસ ને યંત્રોના વિચિત્ર અવાજથી વનનું પડ ગાજતું હતું. પટ્ટનની પરિસ્થિતિ ઉપર વિચાર કરતો પૃથ્વીશ આગળ વધતો હતો; એટલામાં પડખેના એક નિર્જન જંગલ જેવા ભાગમાં કંઈક ખડખડાટ થયો. એકદમ અટકી જઈને પૃથ્વીશે કાન દીધા. બે જણા વાત કરતા સંભળાયા :

'પણ એ તમે શી રીતે જાણ્યું ?'

'મેં ? તને ખબર નથી કે પટ્ટનના દરેકે દરેક પથ્થર વિષે મેં વિચાર કર્યો છે.'

'હશે !' જવાબ આવ્યો. જવાબ આપનારની ભાષા સીધી અને વિવેક વિનાની લાગી, છતાં ભાષામાં જોશ ગાજી રહ્યું હતું ! 'સ્વામીજી !' એનો સ્વર ફરીથી સંભળાયો. પૃથ્વીશે બહુ ધ્યાનપૂર્વક સાંભળવા માંડ્યું. તે એક ઝાડને ઓથે જ બેસી ગયો.

'ધીમે બોલ !' એક સત્તાધીશ પુરુષ આજ્ઞા આપે તેમ બીજા અવાજમાં સત્તા સ્પષ્ટ ગાજી રહી.

'સ્વામીજી! મારે હવે સંતાકૂકડી રમવી નથી. અમે રહ્યા રજપૂતભાઈ. એક ઘા ને બે કટકા ! કાં આ સ્થિતિનો અંત આવે છે, કાં અમારો અંત આવે છે !'

'માલદેવ !'

પૃથ્વીશ ચમકી ગયો. તેના મગજમાં મોટો અવાજ થઈ ગયો. માલદેવ ? માલદેવ તો પટ્ટનનો કટ્ટામાં કટ્ટો બહારવટિયો હતો. એ શહેરની આટલો નજીક હોય ? એ માની શક્યો નહિ. પૃથ્વીશ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો. 'માલદેવ પટ્ટનની આટલે નજીક છે ?' તે મનમાં બોલ્યો : એને પટ્ટનની સલામતી ધ્રૂજતી લાગી. એણે કાન માંડીને ધ્યાનથી સાંભળવા માંડ્યું.

'માલદેવ,' માલદેવે જેને સ્વામીનું સંબોધન કર્યું હતું તેનો સત્તાવાહી સ્વર સંભળાયો : 'તારા સાહસથી બધી જ શેતરંજ ખોટી રમાશે, એ તને ખબર છે ? અત્યારે પટ્ટનમાં શું બની રહ્યું છે, એ તું જાણે છે ?'

'હા, અવનીશના રાજતંત્રનું અંધેર પ્રવર્ત્તે છે. બીજું શું ?'

'ત્યારે તો માલદેવ ! તને ખરી હકીકતની ખબર જ નથી' પાંદડાંમાં કાંઈક ખડખડાટ થયો. સ્વામીએ મૌન પકડ્યું. માલદેવે તરવાર ઉપર હાથ નાંખ્યો : માત્ર એક પંખી ઝાડ ઉપરથી ઊડ્યું હતું.

સ્વામીએ ફરી ચલાવ્યું: 'અત્યારે પટ્ટનમાં યુવરાજ પ્રતાપમલ્લ ઉપર સંકટ ઘૂમી રહ્યું છે !'

માલદેવ સ્થિર થઈ ગયો: 'શું ? પ્રતાપમલ્લ ઉપર સંકટ ?'

'પટ્ટન ઉપર સંકટની પરંપરા છે! તું અકાલે સાહસ કરીશ તો બાજી બગડી જશે!'

'પણ ગુરુદેવ! મારી જમીન, મારું વેર, મારું વચન, આ બધાં —'

'આ બધાનો તને ન્યાય મળશે! તારે જુસ્સાથી કપાઈ મરવું છે કે ધૈર્યથી બાજી જીતવી છે?'

માલદેવ નરમ પડી ગયો: 'બાજી જીતવી છે!'

'ત્યારે જો, અત્યારે પૃથ્વીશને પણ કેદ કરવાના પટ્ટનમાં ભણકારા છે. તું શસ્ત્રસામર્થ્યથી જે વાત નહિ જીતે, તે હું સામાન્ય રીતે જિતાવી આપીશ. બોલ, તું હમણાં તદ્દન શાંત રહેશે?'

માલદેવ અકળાવા માંડયો: 'પણ પ્રતાપમલ્લ, પૃથ્વીશ, જેમની પાસેથી ન્યાયની કાંઈક આશા હોય તેઓ કેદ થાય પછી... ન્યાય?... ગુરુદેવ! એ નહિ બને—' તેણે એકદમ ઉત્તર આપી દીધો.'

'ત્યારે જા! પટ્ટનના દરવાજા ખુલ્લા છે! તારા સાહસમાં વિનાશનું બીજ છે! જા બાપુ જા! અને તને ફાવે તે કર!'

'પણ ગુરુદેવ! મારી જમીન, મારી ટેક—'

'હમણાં તદ્દન શાંત રહે. પ્રતાપમલ્લને, એનો નજદીક આવતો વિનાશ દર્શાવી, આપણા તરફ ખેંચવો છે. લોકોને ફેરવવા છે, ત્યાર પછી તારો ખપ છે!'

'ત્યાર પછી!' માલદેવ અકળાયો: 'પણ લ્યો હું શાંત રહું. ચાલો, પટ્ટનના લોક ભલે નિરાંતે ઊંઘે; પણ તમને તમારી ચાલમાં સંપૂર્ણ વિશ્વાસ છે!'

'હા. છતાં તું દૂર રહ્યોરહ્યો પટ્ટન ઉપર દષ્ટિ તો રાખતો રહેજે. તારી શેહની અમારે જરૂર છે.'

'પૃથ્વીશને ક્યારે પકડશે?'

'બહુ જ થોડી મુદતમાં: અને ત્યાર પછી તરત જ પ્રતાપમલ્લનો વારો છે!'

પૃથ્વીશ રસથી સાંભળી રહ્યો. માલદેવ ધીમેથી બબડતો હતો: 'પ્રતાપમલ્લને પણ પકડવા છે એમ? અને તે હું બેઠાં?'

રજપૂત ફરીને ધીરજ ખોઈ બેઠો. 'ગુરુદેવ! કૂટસ્થ મહારાજ! તો તો બધું તમને સોંપ્યું. મારો તો આ ન્યાય!' એણે મ્યાનમાંથી તરવાર બહાર કાઢી હોય તેમ લાગ્યું.

કૂટસ્થ આટલી ઝડપથી આવી પહોંચશે, એ વાત પૃથ્વીશને પુષ્કરે કરી ન હતી. પણ પુષ્કર મળી ગયા પછી કૂટસ્થ તરત પટ્ટન તરફ આવવા નીકળ્યો હશે, એમ પૃથ્વીશે અનુમાન કર્યું. રસ્તામાં કદાચ એને માલદેવનો અચાનક ભેટો થતાં એને ફેરવવા માટે એ યત્ન કરી રહ્યો હતો. પૃથ્વીશને લાગ્યું કે પોતે પણ પ્રગટ થાય તો સારું. તે ઝાડના થડ પાસેથી નીકળી આગળ ચાલ્યો.

'કોણ?' માલદેવે હાડ ધ્રૂજી જાય એવી સિંહગર્જના કરી.

પૃથ્વીશ આગળ આવ્યો. સુદ ચોથ–પાંચમના ચંદ્રના આછા ઉજાસમાં તે કૂટસ્થ સામે જોઈ રહ્યો. આશ્ચર્યભરિત નેને થોડીવાર તદ્દન મૂગો ઊભો રહ્યો.

'પૃથ્વીશ! અત્યારે તું આંહીં ક્યાંથી?' ચિરપરિચિત હોય તેમ કૂટસ્થે પૂછ્યું. કૂટસ્થની અસાધારણ પ્રતિભાની માલદેવ ઉપર શેહ પડી હતી તે પૃથ્વીશે જોયું. નાના છોકરાની જેમ બહારવટિયો કૂટસ્થનું સામર્થ્ય જોતો શાંત ઊભો રહ્યો હતો. એને પણ શ્રદ્ધા ઉત્પન્ન થઈ હતી કે આટલા સામર્થ્ય પાસે કાંઈ અશક્ય નથી!

'ગુરુદેવ! હું તો બ્રહ્મચારીજી પાસેથી આવું છું!'

'ત્યારે તો પુષ્કરે વાત કરી હશે તને? તેં જે કાગળો વિષે પુષ્કર પાસે વાત કરી હતી, તેમની કાંઈ વ્યવસ્થા થઈ છે! તારું સંકટ કેટલું નજીક છે એ તને તો ખબર હશે નાં? એ વખતે એ કાગળોનું શું?'

'એની વ્યવસ્થા . . .'

'એ બધા પત્રો હાલ તું અમારી ગુફામાં મોકલી દેજે!'

માલદેવ કૂટસ્થના ચહેરા પરથી પૃથ્વીશના ચહેરા તરફ જોઈ રહ્યો. એને આમાં કાંઈ સમજાયું નહિ, પણ એ આટલું તો સમજ્યો કે પોતાની હઠીલી શસ્ત્રની લડાઈ કરતાં પણ આ કાગળમાં કાંઈક વધારે હતું. તે બોલ્યોઃ 'ગુરુદેવ! આ શું? કાગળ?'

'સિંહાસનનું પોલાણ! તારામાં તારા બાપ જેટલી ઉતાવળ છે.' કૂટસ્થે મીઠું હાસ્ય કરીને કહ્યું.

'એક સવાલ પૂછું?' માલદેવ બોલ્યો.

'શું?'

'લોકવાયકા છે કે પ્રતાપમલ્લ ખરો યુવરાજ નથી એ સાચું? અને તો . . . .'

'લોકવાયકા એ તો લોકવાયકા! પ્રતાપમલ્લ ખરો યુવરાજ હોય કે ન હોય! ને છતાં ખરો માલિક એ હોય!'

'એ શી રીતે?'

'હજી તો આ સવાલનો જવાબ આપવા આપણે ફરી એક વખત મળશું! રણસંગ્રામ બાકી છે.'

માલદેવને સંતોષ થયો નહિ. એની શંકા એના ચહેરા ઉપર પ્રગટ થઈ. કૂટસ્થ તે કળી ગયોઃ

'મેં તને કહ્યું હતું નાં માલદેવ! ધીરજ રાખ એ આટલા

માટે. સમય પણ એક બળવાન શસ્ત્ર છે. સત્ય જ્યારે હારે છે ત્યારે કેટલીક વખત સમય એને જિતાડે છે!'

પોતાનો હાથ ઊંચો કરી તેણે બન્નેના ખભા ઝાલ્યા: 'અને હવે જુવાન માણસો! પટ્ટનની બહુ નજીક રહેવું ઠીક નહિ. ચાલો, જાઓ.' પછી પૃથ્વીશ તરફ ફર્યો: 'અને હવે હું થોડા રોજમાં પટ્ટનમાં પાછો આવીશ. પેલા કાગળોની પેટી મોકલવાનું ભૂલતો નહિ!'

પૃથ્વીશ હાથ જોડી અનુમતિ આપતો નમી રહ્યો. માલદેવ તથા કૂટસ્થ તરત ત્યાંથી નીકળી ગયા. અંતે બન્ને દેખાતા બંધ થયા. આજની ઘટના પર ઘેર નિરાંતે વિચાર કરવા પૃથ્વીશ એકદમ ચાલવા લાગ્યો.

## ૩. કૂટસ્થની રાત્રિચર્યા

**કૂટસ્થ** થોડે સુધી માલદેવની સાથે ચાલ્યો. પછી એમના રસ્તા જુદા પડયા. માલદેવને જંગલરસ્તે પોતાની ખડકની ગુપ્ત-રચનાઓમાં પહોંચી જવાનું હતું. કૂટસ્થ તો પટ્ટન તરફ જવાનો હતો, અવનીશને ત્યાં. એક વખત તો એ તમામ મિત્રો હતા નાં? અવનીશ, કૂટસ્થ અને પુષ્કર. અને પાછળથી પૃથ્વીશ પણ ખરો.

એ સમયે તો એ સઘળા જ સ્વપ્નદ્રષ્ટા હતા. પણ પછી બ્રહ્મચારી બ્રહ્મચારી રહ્યો. કૂટસ્થ યોગક્રિયામાં પડી ગયો. અવનીશ રાજકાર્ય-ભારમાં જઈ ચડયો. પૃથ્વીશ તો પોતાની જમીન સંભાળતો રહ્યો. એટલે આજે આ અંધકારમાંથી કાંઈક માર્ગ શોધવા કૂટસ્થ એક વખત અવનીશને જાતે મળી લેવા માગતો હતો. રાતે પોતે આવે ને ચાલ્યો જાય તો ચર્ચાને જન્મ ન મળે, માટે અત્યારે જ એની પાસે જવા માટે એ ઊપડયો હતો.

કૂટસ્થ અવનીશના ઘર પાસે આવ્યો, ત્યારે તો અંધારું થઈ ગયું હતું. ગામથી બહાર થોડે દૂર લલિતપટ્ટનના તે વખતના ન્યાયાધીશ અવનીશનો સુંદર બાગ હતો. ચારે તરફ ફરતી પથ્થરની મજબૂત દીવાલ હતી. એને વધારે સુરક્ષિત બનાવવા દીવાલમાં કાચના રંગબેરંગી અણીદાર કકડાઓ ખોસ્યા હતા.

દીવાલની પૂર્વ તરફ એક દરવાજો હતો. જ્યારે કૂટસ્થ ત્યાં પહોંચ્યો ત્યારે બાગમાંથી ઝગઝગતી વીજળીની રોશનીનો પ્રકાશ

સર્વત્ર પથરાઈ રહ્યો હતો. ધીમા અનિલ પર ડોલરનો મંદ સુગંધ પ્રસરતો હતો. 'હારમોન્યમ'ની રમત જામી રહી હતી, અને આનંદના વિવિધ પ્રકારના સ્વરો વારંવાર કાન પર આવતા હતા.

દરવાજાની એક બાજુએ આસોપાલવના ઝાડ નીચે કૂટસ્થ શાંત ઊભો રહ્યો. થોડી વાર થઈ ત્યાં દરવાજામાંથી બે પુરુષો નીકળતા એણે જોયા. એમના ચહેરા અંધારામાં દેખાય તેમ ન હતું, પણ ચાલવાની ઢબ ઉપરથી એમ કળી શકાય કે અધિકાર ચલાવવાની હમેશની પ્રકૃતિ તેમનામાં હશે.

એક ચાલતો હતો ત્યારે વારંવાર પાછળ જોતો હતો; પણ બીજો નિશ્ચિંત મનથી આગળ વધી રહ્યો હતો. દીવાલના અંધારાનો લાભ લઈ કૂટસ્થ જરા આગળ વધી ગયો. પેલા બંને જાહેર રસ્તા ઉપર થઈ ભદ્રેશ્વર જતી સીધી સડક તરફ વળ્યા, એટલે કૂટસ્થ પણ થોડે દૂર–છતાં તેમની પાછળ પાછળ શાંત રીતે ચાલતો રહ્યો.

'આટલું ચોક્કસ છે યશલાલ, કે તમારે કાલે પૃથ્વીશને પકડતી વખત બહુ જ ધ્યાન રાખવાનું છે. મહારાજાની ઇચ્છા છે કે યુવરાજ પ્રતાપમલ્લને એ સમયે કામમાં રોકી દેવા.' આગળ ચાલનાર પુરુષે અધિકારીની ઢબથી, આ શબ્દો ઉચ્ચાર્યા. યશલાલસિંહે જવાબ આપતાં પહેલાં પાછળ જોયું.

એક ઝાડના અંધારાનો કૂટસ્થે લાભ લઈ લીધો.

'મારા જીવનનું ભયંકર કર્તવ્ય છે કે પૃથ્વીશને પકડ્યા વિના છૂટકો નથી.'

'એમાં કંઈ જ નહિ, યશલાલ! એ તો એમ જ ચાલે! મોટામાં મોટા ભોગ આપ્યા વિના મહારાજાનો વિશ્વાસ પ્રાપ્ત થવો મુશ્કેલ છે. તમને મેં ભાઈ જેવા ગણ્યા છે, એટલે આટલી ગુપ્ત વાત કહું છું. બાકી એક વખત પૃથ્વીશ મારો મિત્ર ક્યાં ન હતો?' વિશ્વાસ ઉત્પન્ન થાય એવી ઢબથી અવનીશે કહ્યું.

કેટલીકવાર શાંતિ પ્રસરી, બન્ને મૂંગા મૂંગા ચાલતા જ રહ્યા. છેવટે એમનું ફરવાનું અંતિમ સ્થાન આવી ગયું, ભદ્રેશ્વરનું મંદિર. યશલાલ બોલ્યા વિના જ દરવાજો ખોલી અંદર ગયો. પૃથ્વીશ સાથે હમણાં જ વાત થઈ હતી, અને અત્યારે આ બન્ને આંહીં હતા, એટલે બ્રહ્મચારી જરાક શંકામાં પડી ગયો. એનું નિરાકરણ મેળવવા માટે જ હોય તેમ, એ બંને જણા એક બેડક ઉપર બેઠા ન બેઠા, ત્યાં પૂજારી એમની પાસે આવ્યો. પોતાની વાત રજૂ કરતો હોય તેમ વિજ્ઞપ્તિ કરી રહ્યો :

'ન્યાયાધીશ સાહેબ, આપના ખ્યાલમાં હશે કે ગુરુ અનંતાનંદના સમયથી, આ મંદિરના આગલા વિશાળ ચોગાનમાં વારંવાર લોકો ભેગા થાય છે. આ મેદાન ઉપર વડની એવી ઘટા છે કે સૂર્યનું એક પણ કિરણ પ્રવેશ ન કરી શકે. આ વડને કાપવાનો આજે જંગલખાતા તરફથી હુકમ મળ્યો છે. મંદિરને યોગ્ય આ વડનો નાશ ન થાય તો સારું !'

'મહારાજ ! તમે પછી મળજો.' યશલાલે કહ્યું.

'એનું આંહી શું છે ? કાયદેસર કરો.' અવનીશે જવાબ આપ્યો.

'હું કાયદેસર તો કરત. પરંતુ એ વખત હવે ક્યાં છે ? વડ તો કાલે કપાવાનો છે. આપ દીવાનના હોદ્દે પણ છો, માટે આ રૂબરૂ અરજ કરું છું !'

'તો રાજ તમને પૈસા આપે છે નાં ?' અવનીશે કહ્યું.

'મારે પૈસાની જરૂર નથી !'

'પણ સરકારને એ જમીનની જરૂર છે, એનું શું ! માત્ર તમારી ઇચ્છા પર 'ગવર્નમેન્ટ' ન ચાલે. દરેકને રાજી રાખવા એ અમારું કામ નથી.' અવનીશે પોતાના અધિકારનો સંપૂર્ણ પરિચય કરાવ્યો એના દરેક શબ્દમાં હુંપદ ગાજી રહ્યું. એ યશલાલ

તરફ ફર્યો. 'લોકો શું સમજે છે? રાજ તે મહારાજ ચામરાજેન્દ્રનું છે કે આ લોકનું?'

બ્રહ્મચારી અત્યાર સુધી સાંભળતો હતો, તે ચિડાઈ ગયો. બ્રહ્મચારી પુષ્કરાનંદને પોતાનું વ્યક્તિત્વ હતું. મૂળ તો એ બંગાલ તરફનો રહેવાશી. પણ હવે તો આંહીંનો થઈ ગયો હતો. સ્વભાવે નિઃસ્પૃહ હતો. બોલવામાં બહુ જ કડક હતો. તડ ને ફડ એ રીત એને બહુ પસંદ હતી. એમાં કેટલુંક સહન પણ કરવું પડતું. પણ લોકકલ્યાણ માટે તે નિઃસ્વાર્થ યત્ન કરનાર હોવાથી અંતે ફાવતો.

દરેક ગામડાનો ખેડૂત આ 'બાવાજી'ને ઓળખતો ને ભદ્રેશ્વરના સ્વચ્છ ઓટા પર ભાથું ખાઈ પછી 'શહેર'માં જતો. રબારણો દૂધ વહેંચતાં પહેલાં અહીંયાં વિસામો લેતી ને પાછા ફરતાં 'બાપુજી' પાસેથી છોકરાં માટે દવા લઈ જતી. લલિતપટ્ટનનાં નાનાં છોકરાં ત્યાં આવતાં, ત્યારે બાવાજીનો અંચળો ખેંચતાં ને રમતાં. મધુર કરુણાભરી દૃષ્ટિ ફેંકી વૃદ્ધ માણસ મંદ હાસ્યથી બાળકોની આ નિર્દોષ ને નૈસર્ગિક ઉચ્છૃંખલતા પોષતો.

જુગારી પણ બધું ગુમાવ્યા પછી પુષ્કરાનંદ પાસે રડતો. અને ત્યારે પણ ભલો વૃદ્ધ પુરુષ તેને કાંઈક ખાવાનું દેતો, ને તેના નાના બચ્ચા માટે થોડી 'પ્રસાદી' મોકલતો. મહારાજ ચામરાજેન્દ્ર ચાખે તે પહેલાં પુષ્કરાનંદનો પ્રસાદ કોઈક રડયાખડયા મુસાફરનાં રડતાં બચ્ચાંએ જરૂર ચાખ્યો જ હોય. લોકો એને આનંદમાં પુષ્કર સ્વામી કહેતા, ને લલિતપટ્ટનમાં આ નામથી જ તે પ્રસિદ્ધ હતો. દરેકના દુઃખ માટે કાંઈક આશ્રય, અને એમ નહિ તો છેવટ આશાભર્યું આશ્વાસન તેના પાસેથી જરૂર મળે. એ પાપીને ઉપદેશ ન આપતો; એની મધુર ને મંદ હાસ્ય કરવાની રીત ગમે તેના હૃદયમાં વિશ્વાસ ઉત્પન્ન કરવાને બસ હતી.

ચામરાજેન્દ્રને એક વખત યુરોપિયન 'મિજમાન' સાથે જોડા

સહિત પ્રવેશ કરતો તેણે રોકી દીધો હતો. અને મુંબઈના એક લક્ષાધિપતિને, જ્યારે આરતી થતી હતી ત્યારે, કોઈ નફ્ટ સ્ત્રી સાથે આંખ હસાવવા માટે ઉપરાઉપરી ત્રણ થપ્પડ લગાવનાર પણ આ પુષ્કર સ્વામી હતો ! લોકોમાં જે કોઈ ન બોલી શકે, તે બોલવાનો હક્ક આટલી સ્વતંત્ર શક્તિને લીધે એને સહજ જ પ્રાપ્ત થયો હતો. એટલે પુષ્કર સ્વામીએ અવનીશને તડ ને ફડ ઉત્તર આપ્યો:

'સાહેબ, તમારી ન્યાયાધીશની સમક્ષ જ કહું છું નાં, કે કાલે આ મંદિરના વિશાળ ચોગાન ઉપર, જો કોઈ વડલો પાડવા યત્ન કરશે તો તમારું આખું સૈન્ય ન રોકી શકે એટલી સમર્થ શક્તિ મારે બોલાવવી પડશે !'

'હવે બાવાજી ! તમારી બડાઈ જવા દો ને ! વડલો કાલે પડશે જ.' યશલાલે કહ્યું.

'અને જો એ પડશે તો આ શરીર પણ સાથે પડશે !'

બહાર ઊભો ઊભો કૂટસ્થ શાંતચિત્તે આ સાંભળી રહ્યો હતો.

યશલાલ અને અવનીશ તો ત્યાર પછી પાછા ફર્યા. અવનીશે જતાં જતાં અધિકારીની ઢબમાં પાગલ હોય તેવી રીતે કહ્યું: 'બાવાજી, ધર્મની જગ્યા છે. આનંદથી વાપરો. સરકારની મરજી સામે થવામાં સાર નથી !'

'ન્યાયાધીશ સાહેબ ! જગ્યા ભગવાનની છે. મારી પણ નથી ને તમારી પણ નથી. મારો ભગવાન નીચો નહિ પડે !'

'ઠીક ઠીક બાવાજી !' અવનીશ ઉતાવળે જરાક ધિક્કારમાં આટલું બોલી ચાલતો થયો: ચાલતાં ચાલતાં યશલાલને કહ્યું: 'બાવો જરા તોરી છે ! યશલાલ, આને પણ પાણીચું પરખાવોને !'

કૂટસ્થે હવે ધીમેથી મંદિરમાં પ્રવેશ કર્યો. એને પુષ્કરની ઉતાવળ ગમી ન હતી. પણ એ હવે થઈ ગઈ–તો એને સાંગોપાંગ પાર કેમ ઉતારવી એ એક સવાલ હતો. જે વસ્તુ એના પાસે હોવાની એને પ્રતીતિ થતી હતી — એ વસ્તુ વાપરીને પણ, એણે

આ વચનનો નિભાવ કરવો જોઈએ. એમાં મહાન દોષ હતો, અસામાન્ય વસ્તુઓનો અતિ સામાન્ય પ્રસંગે ઉપયોગ કર્યાનો, પણ જોઈ લેવાશે કરીને તેણે અત્યારે પુષ્કરને કાંઈક આશ્વાસન આપવાનો નિર્ણય કર્યો.

અવનીશ સાથે થયેલી વાતચીતનો ક્રોધ હજી પુષ્કરના ચહેરા પર તાજો જ હતો. તે નીચે નમી પડ્યો. ગદગદ થઈ ગયો: 'ગુરુદેવ!' એના એટલા સાદા શબ્દમાં પણ અર્થ ઘણો હતો. પોતે અત્યારે સાધુત્વનો રંગ રાખી ન શક્યો એ પરાજયનો એમાં એકરાર હતો. એ સમાનધર્મ પણ માણસો નહિ કેવળ આત્મા સમજે એવો એ અત્યંત ધ્વન્યાત્મક અર્થવ્યવહાર હતો. કૂટસ્થે તેને ખભે હાથ મૂક્યો:

'પુષ્કર! ફિકર ન કર. ઉતાવળની જરૂર નથી. સમય અનંત છે. કેટલે પહોંચાય છે તે જોતો રહેજે! પુનઃ શરૂઆત ત્યાંથી જ છે. આ શ્રદ્ધા અચળ હોવી જોઈએ. મારે એક ડગલું બસ થાય.'

'ગુરુદેવ! જ્યાં નાનપણમાં રમ્યો એ સુંદર છાયા કાલે અદૃશ્ય થશે, આ વિચારે ગ્લાનિ આવી ગઈ!'

કૂટસ્થની મુખમુદ્રા એક ઘડીભર ચિંતાતુર બની. આ ભવ્ય માર્ગના પોતાના એક જ વિશ્વાસુ મિત્ર અને શિષ્ય સાથે દૃષ્ટિ મળતાં આનંદમય કરુણ અવસ્થા બની. એ નિદ્રામાંથી જાણે જાગ્યો હોય તેમ બોલ્યો:

'હું જાણું છું. પૃથ્વીશ કાલે કેદી બનશે. પ્રતાપમલ્લ નિઃસહાય થશે. અને આ મંદિરનું વિશાળ ચોગાન છાયા વિનાનું થશે.'

'આટલી સાદી વડ પાડવાની વાતનો વિચાર સેંકડો ને હજારો, આ રસ્તાના વટેમાર્ગુની દૃષ્ટિથી કરવો ઘટે, પણ એ કોણ કરે? તેથી એક રીતે લલિતપટ્ટનમાં અંધકારનું સામ્રાજ્ય થશે.' પુષ્કરે પૂર્તિ કરી.

નિશ્ચયાત્મક સ્વરથી કૂટસ્થ બોલ્યો: 'એવું નહિ બને, પુષ્કર! કાલે વડ ક્યારે પાડવાનો છે?'

'સવારમાં સાતે —'

'ઠીક. હું તને રસ્તા ઉપર મળીશ.' કૂટસ્થ એટલું બોલીને જ અત્યારે તો ચાલતો થયો. આકાશમાં અનંત તારા હવે તો પુરબહારમાં ખીલી નીકળ્યા હતા. તમરાંનો કર્ણભેદી અવાજ, કોઈ શિયાળનું બોલવું ને કૂતરાંનો ભસવાનો અવાજ, રાત્રિની ગમગીન શાંતિમાં ભંગ કરતાં હતાં. શાંત વિચારમય ગ્લાનિમાં ચાલતો કૂટસ્થ મોડેથી ફરીને અવનીશના દરવાજા પાસે આવી પહોંચ્યો. અંદર નજર કરી તો બધું એકદમ શાંત હતું. તે મનમાં મોટેથી બોલ્યોઃ

'પરમદેવ! આવી શાંતિ ક્યારે મળે?' અને અંદરથી કોઈ અદ્દ્ભુત સત્ત્વ જવાબ દેતું હોય તેમ તેને લાગ્યું:

'કર્તવ્યની સમાપ્તિ થતાં!'

પણ એ દેખીતી શાંતિ થોડીવારની જ હતી. દરવાજો ખૂલતો લાગ્યો. અવનીશનો અવાજ સંભળાયોઃ "સોમનારાયણ! કાલે સાત બજ્યે ભૂલના નહિ. બાવાજીને પણ જરાક વિવેક શિખવાડજો! યશલાલ મદદમાં રહેશે.'

કૂટસ્થ એકદમ પાછો હઠ્યો. એના વિચારમય ચહેરા ઉપર ભવ્ય કાન્તિ અને દૃઢતા ઝળકયાં. સોમનારાયણને એણે દરવાજા બહાર આવતો જોયો. અવનીશ પાછો ફરી દરવાજામાં પેસતો હતો, તેની પાછળ પટાવાળાએ દરવાજો બંધ કર્યો. કૂટસ્થ તરત જાગૃત થઈ ગયો. પોતાની પાસેથી નીકળી રહેલા સોમનારાયણને જોયો.

'સોમનારાયણ!' અત્યંત દૃઢ અને આજ્ઞાત્મક જેવા સ્વરથી કૂટસ્થ બોલ્યો.

સોમનારાયણ એક ક્ષણ થંભી ગયો. સ્વરની જાણે એને જૂની પિછાન લાગી, છતાં કાંઈક ભય પણ અનુભવ્યો. તે ઊભો રહી ગયો.

'કોણ? કેમ?'

'એ તો હું!' કૂટસ્થ બોલ્યો. 'મારે તને એક વાત કહેવાની હતી.'

'સોમનારાયણે વીજળીનો દીવો તરત કૂટસ્થના મુખ ઉપર

ધર્યો, લાકડી સંભાળી. આજે અકસ્માત, એ આટલી મોડી રાતે દીવાનને મળીને પાછા ફરતાં, તદ્દન એકલો હતો. ગુપ્ત રાજ્યદ્વારી વિષયો ચર્ચાય ત્યારે પટાવાળો પણ સાથે ન હોય તો સારું, એવા સિદ્ધાંતનો માણસ હોવાથી, પટાવાળાને પણ આજે સાથે નહિં રાખેલો. તે જરાક ભડક્યોઃ પણ હિમ્મતથી બોલ્યો.

'હું એટલે? કોણ?'

કૂટસ્થની તીવ્ર હૃદયભેદી દૃષ્ટિ જાણે એને સોંસરવી વીંધી રહી હતી. હમ્મેશનો પોતાનો આજ્ઞા કરવાનો સ્વભાવ એને છોડી જતો લાગ્યો. જિંદગીમાં પહેલી જ વાર તે દૃષ્ટિની શેહમાં આવ્યો. પોતે અધિકારી છે એવું જ્ઞાન છતાં, પોતાને નાનો માનવાનું મન થયું. આ શું? એ વિચારમાં પડ્યો.

'સોમનારાયણ!' કૂટસ્થે ધીમેથી વિચિત્ર જવાબ વાળ્યોઃ 'મારા ઇતિહાસ સાથે તારે કામ નથી. હું તને કહું તે સાંભળ.' કૂટસ્થની દૃષ્ટિ વધુ તીવ્ર બનતી ગઈ. સ્વર વધારે નિશ્ચયાત્મક બન્યો. 'કાલે તું ભદ્રેશ્વરનો વડ પાડવા યત્ન ન કરતો. એ પ્રયત્ન વ્યર્થ જશે!'

મનુષ્યનો સ્વર જોઈ સોમનારાયણને હિંમત આવી. એ ભૂતને માનતો નહીં, પણ બધા ન માનનારની પેઠે, ભૂતથી ભડકતો. તે બોલ્યોઃ 'તું કોણ? બાવાજીનો માણસ છે?'

કૂટસ્થ ટટાર થયો. શાંત ઊભો. એની વિશાળ આંખ જરાક ફરી. 'મેં તને કહ્યું નહિ, તારે મારા ઈતિહાસ સાથે સંબંધ નથી.'

'તારો હુકમ ઉઠાવવા હું તૈયાર નથી. તું જાણે છે હું કોણ છું?'

'તું? તું નથી જાણતો કે તું કોણ છે, પણ હું તને કહું: તું ચામરાજેન્દ્રનો જંગલખાતાનો ઉપરી! સૂકા ઝાડનો અગ્નિ! માણસ મૂકી ઝાડવાંની સેવા કરનારો, મજૂરોનો સાહેબ! તારી આ ખ્યાતિ તને પસંદ છે નાં?'

'પણ તું ?' સોમનારાયણે હિમ્મત ભેગી કરી પ્રશ્ન કર્યો.

'ચૂપ !' ફૂટસ્થે આજ્ઞાવાહી સ્વરમાં જ કહ્યું: 'કાલે મેં કહ્યું તેમ કરજે. અથવા તેમ થશે. હવે જા.'

સોમનારાયણ મૂઠીઓ વાળી રવાના થઈ ગયો. તે કાંઈ બોલ્યો નહિ. પાછું વાળી જોયું, પણ ફૂટસ્થ ત્યાં હતો નહિ.

વડમાં રહેનાર ભૂત હશે ! સોમનારાયણ ઘરની ચાર દિવાલોમાં આવ્યા પછી જ નિરાંતે બેઠો.

# ૪. ચામરાજેન્દ્ર

લલિતપટ્ટનનો નરેશ ચામરાજેન્દ્ર વીસમી સદીનો પુરુષ હતો. રાજ્યના તંત્રનો એનો ખ્યાલ તો ચાર દરવાજામાં સમાપ્ત થતો. બહારથી જેટલો સુધરેલો હતો તેટલો અંદરથી સડેલો હતો. યૂરોપના ઘણા ખરા દેશોમાં એ ફર્યો હતો. યૂરોપના સુધારા સાથે એનું ભયંકર જડત્વ પણ એ લેતો આવ્યો. રાજકાર્યમાં નિયમિત હતો, પણ યંત્ર જેવો. પ્રજાની હિલચાલ રાજસત્તાના અધિકારને નુકશાન ન કરે ત્યાં સુધી ઉદાર હતો. અધિકારીઓ વિષે બેદરકાર હતો. પ્રજાને દુઃખ આપતો નહિ, પણ સુખ આપવાનો કોઈ માર્ગ શોધવા યત્ન કરતો નહિ. એની વિચક્ષણ નજરથી કોઈ વાત છાની ન રહેતી, પણ એની વિલક્ષણ પ્રકૃતિમાં એથી ક્ષોભ થતો નહિ.

રાજકાર્યની વ્યવસ્થાને નુકસાન ન પહોંચે ત્યાં સુધી, ગમે તેવી ભયંકર પરિસ્થિતિ હોય તો પણ તે આંખ આડે કાન કરી શકતો. એનામાં એ રીતે પશ્ચિમનાં વ્યવહારપટુ રાજનીતિજ્ઞનો ગુણ આવ્યો હતો. રાજા તરીકેના નૈસર્ગિક ઉદારભાવ નાશ પામ્યા હતા. કાયદાનું કોઈ દિવસ એ ઉલ્લંઘન કરતો નહિ, તેમ પ્રજામતને માન પણ આપતો નહિ. એ આપખુદ સત્તાધીશ હતો ને રહેવા માગતો હતો. પણ એને દેખાવ કરવો હતો કાયદાને અધીન રહેવાનો. એટલે એ પ્રજાના કોઈ ને કોઈ ભાગને સાથે પણ રાખી લેતોઃ બાકી તો એની કૂનેહ એવી હતી કે એની હા વિના

તો કોઈ એક પગલું ભરવાની હિમ્મત જ ન કરે. એમાં એને અધિકારી વર્ગની સહાય મળી રહેતી. પરંતુ તે છતાં એક નાનકડું મંડળ અસ્તિત્વ ધરાવતું હતું.

એ મંડળમાં જો પ્રતાપમલ્લ મળતો ન હોત તો તો એનું કોઈ નામ લેત નહિ, એટલું એ બિનઉપયોગી હતું. એ મંડળ રાજકીય કરતાં વધુ તો દેશવિદેશની વાતો કરનારું, નવરા મંડળ જેવું હતું. પ્રતાપમલ્લ દેખા દેત નહિ તો તો એનું કોઈ નામ પણ લેત નહિ. વર્ષોથી એ એક ચોક્કસ સ્થાને ભેગું થતું; એમાં વ્યક્તિઓ પણ, રસદૃષ્ટિએ ને વયદૃષ્ટિએ, મેળ વિનાની જ મળતી હતી.

લલિતપટ્ટનના ભદ્રાવતી તરફના વિભાગમાં એક વિશાળ મેદાન હતું. તેની આસપાસ થઈ શાંત રીતે ભદ્રાવતી વહેતી હતી. ત્યાં આગળ પાણી ઊંડું અને ગંભીર હતું. અને કેટલીક શિલાઓ ઉપર થઈ પછી નીચે વહેતું. પશ્ચિમમાં શાંત સંધ્યા પ્રસરતી હોય ને જ્યારે ધોધનો એક જ અવાજ નીરવ રાત્રિમાં સંભળાતો હોય, ત્યારે ચંદ્રના આછા રૂપેરી કિરણમાં વારંવાર ચંદ્રસેન ગવૈયો પોતાની સારંગી છેડતો આ મંડળમાંના એક તરીકે બેઠો હોય!

ભદ્રાવતીના આ તટ પરના વિશાળ મેદાનમાં એનું પાસે જ નાનું સાદું પણ સુંદર ઘર હતું, ઘરની સામે નીલુંછમ ભરચક ખેતર દેખાતું. ઘરની આસપાસ થોડાક સ્વચ્છ પ્રદેશમાં, દરિયાની રેતી પાથરી, વચ્ચે પુષ્પ છોડ વાવ્યા હતાં. ચારે તરફ કરેણના છોડની વાસ હતી. અને એટલા નાના પરંતુ, સુંદર ફળીમાં સ્વચ્છ ઓટલા ઉપર, કૂટસ્થ, ચંદ્રસેન, અવનીશ, પૃથ્વીશ અને પ્રતાપમલ્લ ભેગા થતા!

એ વખતે પ્રતાપમલ્લ છોકરડા જેવો! પણ આ વાતાવરણનો ભારે રસિયો! એટલે ચોરી કરીને પણ આવી પહોંચતો. કૂટસ્થની પ્રતિભા અગમ્ય હતી. પ્રતાપમલ્લ ભવિષ્યનો રાજપિતા, આ સર્વ વાતાવરણ પીતો. એ વખતે અવનીશ, હજી માનસિક હિંડોળા

ઉપર હતો. માત્ર પૃથ્વીશ તે વખતે પણ પોતાનો એક જ નિશ્ચિત વિચાર દર્શાવવા પાછો હઠતો નહિ. એ વિચાર તે આ. સુંદર રાજતંત્ર વિના કોઈ તંત્ર સ્થાયી કલ્યાણ આપી શકશે નહિ.

એ નાનકડા મંડળનો બાર વર્ષ પહેલાંનો આ ઈતિહાસ હતો.

પછી તો આ નાનકડું મંડળ પણ જુદે જુદે માર્ગે ચડી ગયું. ચંદ્રસેને સંગીતના ઉસ્તાદ તરીકે પટ્ટનમાં વિખ્યાતિ મેળવી હતી. ધીમે ધીમે તે જેમ ગૃહસ્થોના સંસર્ગમાં આવ્યો, તેમ તેમ પોતાની આ જન્મસિદ્ધ અદ્‌ભુત કંઠશક્તિ પૈસા પાસે વારંવાર ખીલે છે, એ વિચાર તેને મૂંઝવવા લાગ્યો. ગવૈયાને પૈસા વધારે ઉપયોગી લાગ્યા. કેટલાક શ્રીમંતો અને રક્ષકોના વચનથી, એ સંગીતનો વધારે પરિચય સાધવા કલકત્તા તરફ ચાલ્યો ગયો.

ચંદ્રસેનના ગયા પહેલાં જ અવનીશનું લક્ષ્યબિન્દુ તો ફર્યું હતું. તે ધીમે ધીમે મહારાજાનો ખાસ માણસ બનવા યત્ન કરતો. એમાં એ ફાવ્યો પણ ખરો. એ ધીમે ધીમે દીવાન થઈ બેઠો. પણ પોતે જે મંડળમાં પહેલાં રસ લેતો એ મંડળ હવે એને ભયંકર લાગતું. જો કે, એમાંથી કૂટસ્થ તો યોગવિદ્યામાં પડેલો સમર્થ પુરુષ થઈ ગયો હતો, ને એને આ રાજતંત્રમાં બહુ રસ ન હતો; પણ છેલ્લા છેલ્લામાં, પૃથ્વીશની વારંવારની વિનતીને માન આપી એણે રસ લેવા માંડયો હતો. એટલે પૃથ્વીશનું પેલું જૂનું સૂત્ર—'સમર્થ રાજતંત્ર વિના કોઈ સામર્થ્ય પ્રજામાં જન્મે નહિ—' એ અવનીશને અત્યારે ખૂંચવા માંડયું હતું. આ છુટાછવાયા વેરાયલા માણસો, ધારે તો ઘડીના છઠ્ઠા ભાગમાં લોકમાનસ ઉપર અજબનો કાબૂ જમાવી શકે એવી શક્યતા હતી, અને એમાં પ્રતાપમલ્લ ભળ્યો હતો, એટલે એ વધુ જોખમકારક હતી.

અવનીશના ખ્યાલમાં આ વાત આવી ગઈ.

એણે એ તમામને નામશેષ કરવામાં પોતાની સ્થિરતા દીઠી. એ વિચાર અવનીશે ચામરાજેન્દ્રને જણાવ્યો પણ હતો. ચામરાજેન્દ્રે

પણ સૌને દૂર કરવા નિશ્ચય કર્યો. પૃથ્વીશ અને પ્રતાપમલ્લના વારંવાર મિલન પછી ચામરાજેન્દ્રને પોતાના સિંહાસનમાં અશ્રદ્ધા જાગી. એને આ સર્વ વ્યવસ્થાનો સ્થાનિક સંચાલક પુષ્કર બ્રહ્મચારી લાગ્યો. ભદ્રેશ્વરનો ગંભીર વડ, ધર્મની જગ્યા જેવો મનાતો ને પુષ્કર સ્વામી પર સંપૂર્ણ શ્રદ્ધા અને પ્યાર હોવાથી લોકો ત્યાં વારંવાર આવતા. આ તંત્રને જુદું પાડવું એ અવનીશનો ધર્મ થઈ પડ્યો.

પૃથ્વીશ પોતાના શયનગૃહમાં એક ઝાંખો દીપક બળતો રાખી સ્વસ્થ પડ્યો હતો, ઘરના ખૂણામાંથી, ડોલરના ફૂલની મંદ સુગંધિ અગરબત્તીની ખુશનૂમા વાસ સાથે મળી, ઘરના વાતાવરણને અલૌકિક બહાર આપી રહી હતી. શયનગૃહની અર્ધ ખુલ્લી બારીમાંથી ચંદ્રનાં કિરણ આવતાં હતાં. એવી શાંત અવસ્થામાં અરધો કલાક ચાલ્યો ગયો હશે, ત્યાં દ્વાર ધીમેથી ખુલ્યું ને કામિનીએ પ્રવેશ કર્યો.

કામિની એ મંડળમાંનો હતો. એનું કામ લોકજાગૃતિ માટે પત્રસંચાલન કરવાનું હતું. તે 'રાષ્ટ્ર' એ નામે પત્ર કાઢતો. અત્યારે એ પૃથ્વીશ પાસે કાંઈક અગત્યના કામે આવ્યો હતો. એ ખરો રાજદ્વારી પુરુષ હતો. રાજ્યના ગુપ્તમાં ગુપ્ત સમાચાર મેળવવા એ એનું કામ. એ સમાચારને યોગ્ય દિશામાં વાળવા પૃથ્વીશનો પ્રભાવ કામ આવતો. પટ્ટનના આ રાજ્યદ્વારી મંડળનો પ્રેરક તો પૃથ્વીશ જ હતો, કામિનીએ ધીમેથી દ્વાર ખોલ્યું.

પૃથ્વીશ પોતાની અર્ધ સ્વપ્નસ્થ અવસ્થામાંથી જાગૃત થયો.

'કોણ? કામિની!'

'હા.' કામિનીએ જવાબ વાળ્યો. તેની સામેની ખુરશી પર બેસતાં બોલ્યો: 'એક ભયંકર ઘટના બને તેમ છે!'

પૃથ્વીશ તદ્દન પાસે આવ્યો. એના ભવ્ય ને ગૌર કપાળ પર માથા પરના થોડાક બાલ પથરાઈ ગયા. એની દૃષ્ટિ તીવ્ર બની. તે બોલ્યો:

'કેમ? એવું શું છે?'

'ચામરાજેન્દ્ર પ્રતાપમલ્લને પદભ્રષ્ટ કરવા પ્રયત્ન કરે છે!'

'શા આધારે? અને શા માટે?'

'શા માટે તે આપણને ખબર છે. ને આધાર ઇચ્છાનો.'

'ઇચ્છાનો આધાર કાંઈ કામ આવે?'

'ત્યારે એવું બન્યું છે કે પ્રતાપમલ્લની માતા મૃત્યુ પામ્યે ત્રીસેક વર્ષ થયાં છે. પ્રતાપમલ્લનો જન્મ થયો ને એનાં માતા, મૃત્યુ પામ્યાં. હવે ચામરાજેન્દ્ર એવું ઠરાવવા માગે છે કે પ્રતાપ કોઈ દાસીનો દીકરો છે ને પટ્ટનનો ખરો વારસ તો એની મા સાથે મૃત્યુ પામ્યો છે.'

પૃથ્વીશ વિચારમાં પડ્યો દેખાયો: 'એને માટે પ્રમાણ?'

'તે વખતની નરેન્દ્રની નોંધપોથી. એમાં આવો ઉલ્લેખ છે, એમ અવનીશ કહે છે. તે વખતની વયોવૃદ્ધ દાસી ગંગા આ વાત જાણે છે.'

પૃથ્વીશની મુખમુદ્રા પર બે ચાર કરચલી પડી. ઘડી રહીને એ બોલ્યો.

'અને આ કપટ સામે આપણો—પ્રતાપમલ્લનો શું બચાવ છે?

'પ્રતાપ આ સામે શું બચાવ ધરે? અધૂરામાં પૂરું ચામરાજેન્દ્રને હમણાં—હમણાંમાં કંચન મળી છે!

'કંચન?'

'એ વળી કોઈક નવીન પંખી છે. અવનીશ ઉપાડી લાવ્યો છે, ને ચામરાજેન્દ્ર ઉપર એની સત્તા છે'

'એટલે?'

'એટલે કે ચામરાજેન્દ્રના દગ્ધ હૃદય પર આ અભિમાની સ્ત્રીનું સામ્રાજ્ય છે. અને એને રાજગાદી પર પોતાનું સંતાન લાવવું છે!'

'ઠીક.' પૃથ્વીશે કહ્યું. 'આપણે આની સામે સજ્જડ સ્વરૂપે તૈયાર રહેવું પડશે, એટલું જ.'

એણે આરામખુરશી પર કાંઈ ન બન્યું હોય તેમ બેદરકાર ભરેલી રીતે શરીર લાંબું કર્યું.

'હા' કામિનીએ આગળ ચલાવ્યું. 'એ વાત પણ અવનીશની દૃષ્ટિ બહાર નથી.' કામિનીએ ખીસામાંથી એક કાગળ કાઢ્યો: 'પ્રતાપમલ્લ વિષેની સંપૂર્ણ તપાસ નિર્વિઘ્ન પાર પડે ત્યાં સુધી તમારે ભદ્રાવતીના ટાપુમાં રહેવાનું થશે.'

પૃથ્વીશ સફાળો બેઠો થયો. એની વિશાળ આંખમાં વધારે ઉગ્રતા આવી. પાસેના દીવાની વાટ સંકોરી:

'લાવ, શું છે કાગળમાં!'

'કાગળમાં કાંઈ નથી. માત્ર આ વિષય સામે પ્રજામતનો પડઘો પાડી શકે તેમ હોય તો તે તમે છો, આ વાત અવનીશ જેવાથી અજાણી ન હોય. ચંદ્રસેન ગવૈયાના પિતાને આ પ્રસંગ ઉપર આપેલી બક્ષિસ, ને તમારા પિતાનું પણ રાજ્યમાં શાસન હોવાથી તેની સાથે થયેલી વાતચીત કે પત્રવ્યવહાર, આ વિષયને તેના સત્ય સ્વરૂપમાં સજ્જડ રીતે બહાર લાવે તે બનવાજોગ છે, માટે જ એ વિચક્ષણ પુરુષે તમને ભદ્રાવતીના ટાપુમાં મોકલવાનો હુકમ મેળવ્યો હશે કે મેળવશે!'

પૃથ્વીશ પુનઃ વિચારમાં પડ્યો. કામિનીએ કાગળ આપ્યો. પૃથ્વીશે કાગળ વાંચ્યો. તેમાં તલવાર પોતાપર લટકતી જોઈ. એ ધીરજ રાખી ઊઠ્યો ને એક ભીંતના ગુપ્તદ્વારમાં થઈ અદૃશ્ય થઈ ગયો ને થોડીવારમાં જ એક નેતરની પેટી લઈ પાછો આવ્યો:

'કામિની!' તે બોલ્યો. એના અવાજમાં અડગ હિમ્મત છતાં સ્નેહભર્યા વિશ્વાસની મૃદુતા હતી. 'સમય એવો આવે કે મારે જવું પડે, ત્યારે આ લે ને તેમાં લખ્યા પ્રમાણે વર્તજે. એમાં બધી જ સૂચના છે.'

'કાલે ભદ્રાવતીનો વિશાળ વડ પણ પાડવાનો છે!'

'હમણાં શાંત બની જા. અને સમયના ગર્ભમાંથી પરિણામની રાહ જો!'

'રાહ જોવાની ક્યાં સુધી?' કામિનીએ કાંઈક અધીરાઈમાં કહ્યું.

'આ વિચિત્ર રચનાનો સંચાલક કૂટસ્થ છે. એ પોતાની અદ્દભુત શક્તિ આમાં વાપરવા માગે છે કે નહિ—એ હજી નક્કી નથી, તેમ જ આવા વિષયમાં આવી શક્તિનો ઉપયોગ એ પુરાણ જૂની કથાનો વિષય છે, સમાજના યુગને એ અનુકૂળ ન પણ લાગે. એટલે આપણે પોતાને કેટલું ને શું કરવાનું છે એ પણ એના વિના હું સંપૂર્ણ રીતે નથી કહી શકતો; અને કદાચ આપણે સંપૂર્ણ સમજી શકીએ પણ નહિ!'

'પણ તમારે કદાચ કાલે તો જવું પડશે, તેનું શું?'

પૃથ્વીશે શાંત જવાબ વાળ્યો, 'હું જવાને તૈયાર જ હતો. આ આ પરિણામ અણધાર્યું નથી.'

'ત્યારે,' કામિનીએ ઊઠતાં ઊઠતાં કહ્યું : 'હું તમને કાલે મળીશ.'

'હા. પણ કદાચ ન મળાય તો આ પેટીમાં મારું જીવન-સર્વસ્વ છે. અંદર બીજી પેટી છે. પહેલી પેટીમાંથી સૂચના મળશે તે અક્ષરશ: પાળજે!'

કામિનીએ પેટી સંભાળી લીધી ને ચાલતો થયો. એ થોડે દૂર ગયો હશે ત્યાં યશલાલસિંહે પ્રવેશ કર્યો. પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટના વેશમાં એ સજ્જ થયો હતો. તેની પાછળ પોલીસ ઇન્સ્પેક્ટર, એક જમાદાર ને બે સિપાઈ હતા:

'પૃથ્વીશ સાહેબ છે કે?' યશલાલે પ્રવેશ કરતાં કહ્યું:

'હા. આવો સાહેબ, હું આંહીં જ છું!' પૃથ્વીશે સામેની ખુરશી બતાવતાં કહ્યું.

'આપનું કામ છે!' યશલાલે વિવેક દર્શાવ્યો.

'ખુશીથી બોલો. બને તેવું હશે તો જરૂર કરીશ.' પૃથ્વીશે પણ વિવેક જાળવી જ રાખ્યો.

'હું બહુ દિલગીર છું, પણ હું રાજનો નોકર છું એટલે લાચાર. આપને બીજો હુકમ થતાં સુધી, ભદ્રાવતીના ટાપુમાં રાજ-કેદી તરીકે રાખવાનો મહારાજા ચામરાજેન્દ્રનો હુકમ છે.'

'હુકમ ક્યાં છે?

યશલાલે હુકમ આપ્યો.

'મને શા કારણથી મોકલવામાં આવે છે?'

'રાજ્યની સહિસલામતી માટે.'

'ઠીક, ભદ્રાવતીનો ટાપુ બહુ સુંદર છે કાં?'

પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટે કડકાઈમાં જવાબ આપ્યો: 'આપને પાછા આવવાનું મન પણ ન થાય તેટલો સુંદર!'

'ઓહો!' પૃથ્વીશે શાંતિ રાખી યશલાલનો ચહેરો જોતાં કહ્યું. એના ચહેરા પર ખીજવાટનાં સ્પષ્ટ ચિન્હ હતાં.

'એટલે અત્યારે તો આપને પટ્ટનની જેલમાં રહેવાનું છે. કાલે સાંજે ભદ્રાવતીના ટાપુ તરફ જવાનું છે. સરદાર!'

એક યુવાન દાખલ થયો. સલામ ભરવામાં અભિમાન હોય તેમ એણે સલામ આપી.

'આ પૃથ્વીશ.' યશલાલે કહ્યું: 'એને યોગ્ય માનથી તમારે લઈ જવાના છે!'

'જી બહુ સારું.'

પૃથ્વીશ ઊભો થયો. મોટેથી બૂમ પાડી: 'અનંત!'

એક વીશ વર્ષનો હસતો યુવાન હાજર થયો.

'અનંત! હું પાછો આવું ત્યાં સુધી આ ઘરની સંભાળ તારે રાખવાની છે!'

'અને તમે ક્યાં જાઓ છો?'

'ભદ્રાવતીનો ટાપુ જોવા!' સરદારે ટાપશી પૂરી.

પૃથ્વીશના ચહેરા પર કડકાઈની છાપ આવી. તે યશલાલ તરફ ફર્યો: 'સાહેબ! તમારા માણસોને મારી ઓળખાણ આપશો કે? વિવેક રાખવાનું તમારી હાજરીમાં ભૂલી જાય છે!'

યશલાલે સરદારને ચૂપ રહેવાની નિશાની કરી.

પૃથ્વીશ અનંત તરફ ફર્યો: 'એ તને કાલે ખબર પડશે.'

'કાલે ખબર કોણ આપશે?' અનંતે સવાલ કર્યો.

'કાલે ખબર આપનાર એની મેળે આવશે. નિશ્ચિંત થા.'

છેલ્લા શબ્દો સાથે જ પૃથ્વીશ ઝપાટાબંધ સીડી ઊતરવા લાગ્યો. ને તેની પાછળ તરત જ યશલાલ તથા સરદાર ઉતાવળે ચાલવા લાગ્યા.

# ૪ વડ પડયો!

બીજે દિવસે સવારમાં સૂર્યનાં કિરણ હજી ભદ્રવતીના પ્રવાહને સ્પર્શ કરે, તે પહેલાં થોડાક મજૂરો ભદ્રાવતીના મેદાનમાં કુહાડા સહિત પહોંચી ગયા હતા. પોતાના નિત્યકર્મથી પરવારી પુષ્કર ભદ્રેશ્વરના દરવાજામાં શાંત ચિત્તે ઊભો હતો. અરધી કલાક થઈ. સોમનારાયણ આવી પહોંચ્યો. મજૂરોને વડ કાપવાની આજ્ઞા મળી ગઈ.

આ વડ વસ્તુ કરતાં વસ્તુની ભાવના રૂપે વધારે મળતો હતો. ગામડાંના માણસો પટ્ટનમાં જતાં આ વડ તરફ આનંદભરી દૃષ્ટિ નાંખતા. યુવાનોનું એ અત્યંત પ્રિય રમ્ય સ્થાન હતું. નાનાં છોકરાં એની ઘાટી વિશાળ અને વિસ્તૃત છાયામાં હમેશાં રમવા આવતાં. નદીના કિનારા ઉપર ચરતી ગાયો તરફ દૃષ્ટિ રાખી, ભોળા રબારીઓ, આંહી વારંવાર બેસતા, ને ગ્રીષ્મના મધ્યાહ્નમાં નિરાંતે લાંબી સોડ તાણીને સૂતા. વર્તમાનના આ ઇતિહાસમાં વડની પ્રાચીનતા અને ભૂતકાળનો અદ્‌ભુત ઇતિહાસ મળતો એટલે પટ્ટનના રહેવાશીઓ, આ કુદરતી સમૃદ્ધિને ગર્વથી દેખાડતા. જોવા જેવાં સ્થળોમાં કેટલીક વસ્તુની મહતા માત્ર ભાવનામાં જ હોય છે, વસ્તુરૂપે તો એ કાંઈ હોય કે ન પણ હોય. આમાં વડની ગણત્રી હતી. વડને પૂજ્ય માની સ્ત્રીઓ વારંવાર પૂજવા આવતી. ભૂતકાળમાં, આ વડ નીચે ચામરાજેન્દ્રના પિતામહે પ્રખ્યાત બહારવટિયા નાગાર્જુનને પકડયો હતો. ચારથી પાંચ હજાર મનુષ્યો સમાઈ શકે એટલો

વડનો વિશાળ ઘેરાવ હતો, અને છતાં વડવાઈઓ એવી રીતે ગોઠવાયેલી હતી કે, માણસોની સભામાં અંતરાયરૂપ ન બને. પૃથ્વીશે જ પહેલાં આ વટવૃક્ષને પટ્ટનનો સુંદર સભામંડપ બનાવ્યો. અને ત્યાર પછી તો એની પ્રાચીન પવિત્રતા વારંવાર અધિકારીઓને ખૂંચવા લાગી.

વડનો વિસ્તાર એક બાજુ છેક નદીના કાંઠા સુધી જતો હતો, અને ત્યાં વડવાઈ ઉપરથી નીચે ઊતરી, જુવાનો નદીના પાણીમાં કૂદકા મારી આનંદ કરતા. વડમાં પવિત્ર નાગનો વાસ હોય એમ પણ મનાતું. કયારેક પુનેમની ચાંદનીમાં પટ્ટનના ભલા અને ભોળા મજૂરો અહીં આવતા, અને રાસધારી બનીને અનહદ આનંદ લૂંટતા. બ્રાહ્મણો જજમાનનું કલ્યાણ કરવા આ સ્થળને પસંદ કરતા. એટલે પટ્ટનના દરેક મનુષ્યને વડ એક અથવા બીજે પ્રકારે પરિચિત, પવિત્ર અને પ્યારો હતો. પણ જ્યારથી પૃથ્વીશે એ છાયાનો લાભ લઈ એને પટ્ટનનો સુંદર સભામંડપ કર્યો, ત્યારથી એ વડના દિવસો ખૂટવા માંડયા.

આ વડને ખસેડી ત્યાં એક જાહેરબાગ સ્થાપવાનો વિચાર અમલમાં લાવવા અવનીશે નિશ્ચય કર્યો. ખેર, એ હુકમ અનુસાર, સોમનારાયણ પોતાના મજૂરોને લઈ અત્યારે વખતસર આવી પહોંચ્યો હતો. પ્રત્યેક મજૂર બાલપણમાં વડવાઈ પરથી નદીમાં તરવા પડયો હતો અથવા પટ્ટનમાંથી નાસ્તો લાવી બપોરે આ શીતલ છાયામાં બેઠો હતો. કેટલાક પાસે ઉભેલા જુવાનો પણ પોતાનું આ અદ્દભુત સ્થળ લુપ્ત થશે, એ વિચારથી ગમગીન હતા. સોમનારાયણને આવેલા જોઈને પુષ્કર આગળ વધ્યો.

પુષ્કરને છેટે આવતો જોઈ, સોમનારાયણે મજૂરોને હુકમ કર્યો. આંખમાં આંસુ સહિત દરેકે કુહાડો ઉપાડયો. ઘા વૃક્ષ ઉપર પડે ત્યાં પુષ્કરનો અવાજ સંભળાયો. દરેક મજૂરને 'બાવાજી' માટે માન હતું અને બાવાજી પાસે પોતાની મુશ્કેલીનો કોયડો વારંવાર છોડયો હતો.

'ભલા ! ભગા ! નથુ ! કોણ શામળ કે ?'

પુષ્કરનો પિતા જેવો સ્નેહાળ સ્વર સાંભળી, મજૂરો એક પળભર અનિચ્છાએ થંભી ગયા.

'અરે એઈ ! ઊભા કેમ ? ખબર નથી, મહારાજા આવનાર છે ?' સોમનારાયણે ભય અને આજ્ઞા દેખાડયાં.

'ફિકર નહિ, સોમનારાયણ !'

'બાવાજી ! આપના પ્રત્યે મને માન છે, પણ આ રાજકાર્યમાં વચ્ચે ન આવતા.'

'હું વચ્ચે નથી પડતો. હું તો આ મજૂરોને કહું છું કે જે વડલાની છાયામાં નિરાંતે ભાથાં ખાધાં છે. એ વડલો પાડવા હાથ ઊપડે, એનું નામ જ પાપ !'

'હવે પાપ ને પુન્ય ! એનો હિસાબ તમને સોંપ્યો. ભગા, શરૂ કરો, શરૂ કરો. અબઘડી યશલાલસિંહ સાહેબને આવ્યા દેખું છું.'

આ તાલ જોઈને બે ચાર યુવાનો પુષ્કર પાસે દોડી આવ્યા. પુષ્કરને નમન કરીને ઊભા. સોમનારાયણની ભાષા સાંભળી એમનાં જુવાન લોહીમાં તેજી આવી ગઈ. ત્યાં પુષ્કર બોલ્યો.

'ખબરદાર ! કોઈએ ઘા કર્યો તો. મેં નાના ભાઈ જેવા માન્યા છે એ યાદ છે કે ?'

'બાવાજી ! તમારી જીભડીને વશ રાખો.'

'શું ?'

સોમનારાયણ આગળ વધ્યો. ભગાને એક લપડાક ચોડી કાઢી. 'કેમ, કામ નથી કરવું કાં ?'

બધા મજૂરોએ કુહાડા નીચે મૂકી દીધા, ને ભગાએ જવાબ આપ્યો:

'સાહેબ, મારશો નહિ. અમારે મજૂરી નથી કરવી.'

'તો રસ્તો માપો. તમારા વિના દરબારનું કામ અધૂરું રહેશે કેમ ? સાળી જાત જ ઊંધી !'

મજૂરો ચાલતા થયા. પણ છેટેથી ઘોડેસવારોનાં પગલાં સંભળાયાં એટલે પાછા ફર્યા. સોમનારાયણે કહ્યું: 'કાં, હવે કેમ પાછા ફર્યા? તો ભલામાણસ, આપણે કામ કરવું એને વળી આંહી ભાતાં ખાતા ને આંહી ફૂદતા; એનું શું કામ? આંહી બાગ થાશે ત્યારે કેમ બાવાજી બાગમાં ફરવા નહિ આવે? અને ભાઈ઼ઓ,' સોમનારાયણે ચાર પાંચ જુવાનો તરફ ફરતાં કહ્યું, 'તમે પણ ઘરે જાઓ. નાહકનું તોફાન! લ્યો, બાવાજી! આપ પણ સીધાવો, મજૂરોએ આપનું માન રાખ્યું છે!'

પુષ્કર સોમનારાયણ તરફ ફર્યો: 'આ વડ ભદ્રેશ્વરનો છે. તે પાડવા દેવાનો નથી.'

'હા પણ એમાં અમને શું છે, માબાપ! અમે તો ચીઠીના ચાકર! બાવાજી, એટલી બધી રાઈ માથામાં ન રાખીએ. મફતનું ખાવું ને મસીદે સુવું ને પાછો મિજાજ નવાબશાહીનો!' સોમનારાયણે ઘોડાનો પગરવ નજીક આવતો સાંભળી, અધિકારનો ઉન્માદ દર્શાવ્યો. સોમનારાયણનું ભાષણ સાંભળતા ચાર પાંચ જુવાનો ઊભા હતા, તેમાંનો એક બોલ્યો:

'સાહેબ, વડ પાડીને મેદાન કરવામાં ફાયદો શું છે? વળી, આ જગ્યા રમવાની છે.'

'તું એવો પૂછનાર કોણ?' સોમનારાયણે આંખ ખેંચી જવાબ આપ્યો. એ વખતે જ યશલાલસિંહ, સરદારસિંહ અને બીજા દશેક સવાર આવી પહોંચ્યા.

સોમનારાયણ સલામ ભરી ઊભો.

'કેમ બગીચાની શરૂઆત?'

'જી હા, વડને પાડતાં એકાદ માસ થાશે જ, ત્યાર પછી, 'પ્લેન' કરવાનો.'

'હં!'

સોમનારાયણે પુષ્કર તરફ દૃષ્ટિ ફેરવતાં જવાબ આપ્યો:

'સાહેબ, આ પુષ્કર અને પેલા જુવાનીઆ કામમાં આડે આવે છે.'

'કામમાં આડે આવે છે ? હેં કોણ ? બાવાજી ?'

પુષ્કર બે ડગલાં આગળ વધ્યો.

યશલાલે કહ્યું: 'બાવાજી ! વડ પાડવાનો હુકમ મહારાજા ચામરાજેન્દ્રનો છે. તમે બોલશો એટલું વ્યર્થ જશે. સમજી ગયા ? મંદિરમાં જઈને નિરાંતે ભજન કરો, જાઓ ! એલા એ શામળ, કામ શરૂ કરો.'

'શામળ ! એક રોજ માટે તું અધમ કૃત્ય કરીશ ?'

'બાવાજી !' યશલાલનો સાદ ફાટી ગયો. દશે સવાર એની પડખે આવી ઊભા, 'તમે તમારા રસ્તે જાઓ !'

'જેને પોતાની રોજી કરતાં વડ પ્યારો છે, જેને જેને મેં ભાઈ ગણ્યા છે, તે બધાને હું કહું છું કે આ વડ પાડશો તો ભગવાન ભદ્રેશ્વર તમને જડમૂળથી ઉખેડી નાંખશે.'

'હવે મા'રાજ,' સરદારે કહ્યું. 'તમે આડે આવો મા. વડ તમારા બાપનો નથી.'

'સરદાર, મારાજ એમ સમજે તેમ નથી,' યશલાલે કહ્યું; 'મારાજ ! મંદિરમાં જાઓ છો કે નહિ ?'

'નહિ !' પુષ્કરે હિમ્મતથી જવાબ આપ્યો. તેના ગૌર ચહેરા પર લાલાશ ફરકી.

'પરિણામ બુરું આવશે.' યશલાલે ભય દર્શાવ્યો.

'એ પરિણામને હઠાવવાની મારામાં શક્તિ છે.'

પુષ્કર યશલાલ તરફ આગળ વધ્યો. બન્ને બાજુ માણસો ચિત્રવત સ્થિર ઊભા. યશલાલે બૂમ પાડી; 'સરદાર ! ઊભો છો શું ? માર ચાબુક ને કર મોઢા આગળ ! બાઈ કીધે 'બોર:નહિ મળે.'

સરદારે ચાબુક ઉપાડી, બે ચાર જુવાનો પુષ્કર તરફ દોડયા. મજૂરો કુહાડા ફેંકી, આગળ ધસ્યા. પણ બરાબર તે જ વખતે વડની પાછળથી, એક આજ્ઞાદર્શક અવાજ આવ્યો. એ અવાજ

સાંભળતાં જ સૌ થંભી ગયા. એમાં એવું કાંઈક હતું.

'ચાબુક સંભાળ, સરદાર!'

નવીન અવાજ તરફ સર્વની દૃષ્ટિ ખેંચાણી. વડની પાછળથી નીકળીને, કૂટસ્થ ધીમે પગલે આગળ આવી રહ્યો હતો. એના પગલામાં અઘટિત ત્વરા ન હતી, તેમ ચહેરા ઉપર શંકા ન હતી. જે શબ્દ નીકળશે, તે જ પ્રમાણે થશે, એવો અનિવાર્ય દૃઢ વિશ્વાસ એના આખા ચહેરા ઉપર પથરાઈ ગયો હતો. અને સરદારની ચાબુક ખરેખર આકાશમાં સ્થિર થઈ ગઈ હતી. યશલાલે ભય અને ક્રોધથી આવનાર તરફ જોયું. એને પણ પુષ્કર જેવો લેખી એ શાંત બન્યો. ત્યાં કૂટસ્થની તીવ્ર, ભેદી, આજ્ઞાદર્શક દૃષ્ટિ, યશલાલને જાણે માપી લેવા માગતી હોય તેમ, તેના ઉપર પડી. યશલાલે આજ પહેલો જ અનુભવ કર્યો કે પોતાના કરતાં વધારે બળવાન શક્તિ પાસે પોતે ઊભો છે. ધીમેથી નિઃશંક રીતે કૂટસ્થ તેની પાસે આવીને ઊભો.

'ચાબુકને સંભાળવાનું તમે કીધું?' યશલાલે ભયમિશ્રિત સ્વરથી કહ્યું.

સોમનારાયણ આ તાલ જોઈ પાસે દોડી આવ્યો. તેણે કૂટસ્થ સામે જોયું. કૂટસ્થની દૃષ્ટિ એના પર પડી ને એ તરત જ ધ્રૂજતો પાછો ફર્યો. સરદારના કાનમાં કહ્યું, 'સરદાર! ગાંડો થા મા! આ તો વડનું ભૂત છે! એ જાદુગરને હમણાં જવા દે. એની સાથે ડહાપણ કરવું છોડી દે!"

સરદારે એ સાંભળ્યું ને સોમનારાયણને ત્વરાથી આઘે જતો જોઈ, એ પણ શંકાશીલ બન્યો. ત્યાં કૂટસ્થનો સ્વર સંભળાયો:

'એ ચાબુક ન પડે તો સારું એવી મારી ઇચ્છા હતી.'

'ઇચ્છા?' યશલાલે આશ્ચર્ય પામતાં કહ્યું.

'હા. બીજા જ્યાં બળ વાપરે છે ત્યાં હું ઇચ્છું છું: તમે જુઓ છો કે ચાબુક પડ્યો નથી!'

'પણ શા માટે તમે રાજકાર્યમાં આડે આવો છો?'

'કારણ કે એ રાજકાર્ય નથી: નહિતર હું કે બીજો કોઈ આડે આવી શકત નહિ.'

'કૂટસ્થ! તમારો સ્વર હવે ઓળખી શકયો છું. મહારાજા ચામરાજેન્દ્રનો હુકમ ન માનનાર શી દશા પામે છે એ નવેસરથી મારે તમને શીખવવું? પૃથ્વીશ કયાં છે? ખબર છે?'

'એ તારે કહેવાની જરૂર નથી.' કૂટસ્થે બેદરકારીથી કહ્યું: 'અને આ વડ પડવાનો નથી: કોણ પાડવા આવે છે?' સોમનારાયણને ત્વરાથી જતો જોઈ, મજૂરો પણ એક પછી એક રવાના થયા હતા. યશલાલે તે જોયું ને સરદારને બૂમ મારી. પણ સરદાર શંકાશીલ બન્યો હતો. શૂન્ય દૃષ્ટિ રાખી એણે માથું ધૂણાવ્યું. સરદારની આ અવસ્થા જોઈ યશલાલ તે તરફ ફર્યો.

'સરદાર! મજૂરો કયાં છે?'

'સાહેબ! અત્યારે હવે એ વાત છેડવામાં સાર નથી.' સરદારે, નિરાશાથી કહ્યું: 'આપણે માણસ સામે ઊભા જ નથી.'

'અરે સરદાર! તું તે ગાંડો બન્યો છે? આ કૂટસ્થ! તું એમને નથી ઓળખતો?'

'જી હા, તે હશે. પણ સોમનારાયણ ધ્રૂજતા ઘેર ગયા, મારું માથું ભમે છે! વળી મજૂર પણ કોઈ નથી, માટે કાલ ઉપર વાત રાખો.'

એટલામાં કૂટસ્થ એની પાસે આવી પહોંચ્યો; 'યશલાલ! વડ આજ પડવાનો નથી: અને કોઈ દી પડવાનો નથી. અને આપણે હજી ફરી મળવું પડશે.'

'મળવું પડશે?' સરદારે ધ્રૂજતાં પૂછયું.

કૂટસ્થે જવાબ આપ્યો: 'હા, કદાચ.'

યશલાલે કૂટસ્થ સામે જોવા યત્ન કર્યો.

પણ એ યત્ન નિષ્ફળ ગયો. સવારો ઉપડવાને અધીરા બન્યા હતા. યશલાલે કાંઈપણ જવાબ દીધા વિના ભયથી ઘોડાની લગામ

મૂકી દીધી ને તરત જ સરદાર સાથે સવારો પાછળ રવાના થઈ ગયા. દૂર ગયા પછી સરદારે પાછું વાળી જોયું: કૂટસ્થ ત્યાં હતો નહિ. પુષ્કર માત્ર તેમની પાછળ જોઈ રહ્યો હતો. સરદાર યશલાલને કહી રહ્યો હતો: 'સાહેબ! માણસ નહિ! બીજું ગમે તે હોય.' યશલાલે જવાબ દીધો નહિ, ઘોડાને આગળ મારી મૂક્યો ને થોડી-વારમાં ભદ્રાવતીના કિનારા ઉપર, પક્ષીઓ મધુર રવ કરી ઊડવા લાગ્યાં.

## ૭. ગુરુદેવનો આશ્રમ !

**પટ્ટનમાં** વાત ફેલાણી કે ભદ્રાવતીનો વડ પાડવા જતાં વડમાંથી કાંઈક નીકળી આવ્યું અને સોમનારાયણને નાસી જવું પડયું. યશલાલ પણ પોતાના સવારો સાથે પાછો આવ્યો. આ કથનને કેટલાક રબારી અને મજૂરોએ ટેકો આપ્યો, કોઈએ તત્કાલનો પોતાનો અનુભવ જણાવ્યો, અને 'રાષ્ટ્ર' પત્રના તંત્રી કામિનીકુમારે તો છાપી માર્યું કે વડનો અધિષ્ટાતા દેવ, વડની આસપાસ અતિ સૂક્ષ્મ સ્વરૂપે ફર્યા કરે છે !

પટ્ટનમાં આ ચર્ચાનો વિષય થઈ પડ્યો. યશલાલના ગયા પછી, કૂટસ્થ પણ તરત જ રવાના થઈ ગયો હતો. ખરી ઘટના પુષ્કર, કામિની અને પૃથ્વીશ જાણતા હતા. કૂટસ્થે એમને સાધારણ વાતચીતમાં અનેક વખત કહ્યું હતું કે માણસોની સંસ્થાના અતિ-વિકસિત સ્વરૂપમાં, ઘણી વખત આત્માએ સાધેલી શક્તિનો ઉપયોગ, સામાન્ય કામ માટે કરવાનું સાહસ કરવું પડે, એ અયોગ્ય નથી. પણ અવિકસિત હાલતમાં એવું કરવું પડે એ હાનિકારક છે. એમાં માણસો અપંગ થવાનો ભય છે. એટલે કૂટસ્થે પોતાની શક્તિનો ઉપયોગ કર્યો એ એમને નવાઈભરેલું લાગ્યું હતું.

ભદ્રેશ્વરના મંદિરની ઘટા પાસેથી ટેકરીઓની એક પછી એક હાર થતી જતી હતી. પહેલી ટેકરી પાસે રાજમાર્ગ આવીને અટકી જતો. અને ત્યાર પછી ભદ્રાવતીનાં ગંભીર જળ, વધારે ઊંડા અને શાંત બનતાં હતાં. ટેકરીઓની પરંપરા, ભદ્રાવતીના

કાંઠે કાંઠે ઓછામાં ઓછા ત્રણેક માઇલ સુધી ચાલી જતી હતી. ત્યાં છેડે એક વિશાળ સુંદર મેદાન હતું. ટેકરીઓની હાર ત્યાં પૂરી થતી. ત્યાં વૃક્ષોની ઘનઘટા છાઈ રહી હતી. ભદ્રાવતીનું મૂળ પણ ત્યાંથી થોડે જ દૂર હતું.

આ મેદાનને પણ 'તળેટી' કહેતા, તેમ જ ભદ્રગિરિ પણ કહેતા. ભદ્રગિરિના એક નાનકડા બે માળના સુંદર મકાનમાં, તે વખતે મહાત્મા કૂટસ્થ રહેતો હતો. જો કે એનું ખરું રહેઠાણ જે 'ગુહા' નામથી ઓળખાતું તે તો હજુ પણ આગળ હતું. આસપાસનાં થોડાંક વૃક્ષોથી એ ગુહા ઢંકાઈ રહી હતી.

ગુહામાં પ્રવેશ કરતાં, પ્રથમ તો તદ્દન અંધકારમાં, થોડાં પગથિયાં ઊતરવાં પડતાં. ત્યારપછી બન્ને બાજુ ભીંત આવતી, અને એના જ એક ગુપ્ત દ્વારમાંથી, વિશાળ મેદાન પાછું આવતું. આ ગુહા એમાંથી કોતરી કાઢેલો એક સુંદર ઓરડો જ હતો. અને એના ઉપર તો આખો ડુંગર હતો. ઓરડાના દ્વાર પર એક વેલ ઝૂકી રહી હતી. આસપાસ સુંદર પુષ્પો ઝૂમી રહ્યાં હતાં. અને વચ્ચે વચ્ચે ખુલ્લા રચેલા વિભાગમાંથી સૂર્યનો પ્રકાશ આવી રહ્યો હતો. રચના એવી હતી કે બહારથી અંધકારમય લાગતા આ પ્રદેશમાં ઠંડો અને ધીમો અનિલ વહ્યા કરતો હતો; અને સૂર્યનાં કિરણોની ગૂંથણીથી જલબિંદુઓ ઇંદ્રધનુષનાં રંગ ધરતાં હતાં.

પોતાની બેઠકમાં, એક દર્ભના સ્વચ્છ આસન ઉપર કૂટસ્થ ત્યાં શાંતચિત્તથી બેઠો હતો. પાસે એક વ્યાઘ્રાસન પડ્યું હતું. એક ખૂણામાં એક યંત્ર ગોઠવ્યું હતું. તેના પર કૂટસ્થ વારંવાર જોતો હતો. નીચે ધીમો અગ્નિ બળતો હતો. ઉપર માટીના શુદ્ધ વાસણમાં કેટલાક ચળકતા ગાંગડા હતા. માટીના વાસણમાંથી એક વિશાળ નળી જ્યાં કૂટસ્થ બેઠો હતો ત્યાં પહોંચતી હતી. ત્યાં આગળ નળીનું મોં એક જલપાત્રમાં રાખ્યું હતું અને

જલપાત્રને બીજે છેડે કાણું પાડી તેમાં એક વાસણનું મોં બરાબર બંધબેસતું રાખવામાં આવ્યું હતું.

કૂટસ્થ પોતાનું ધ્યાન આ પ્રયોગ પર રોકી બેઠો હતો. એના ચહેરા પર આશા અને ચિંતા બન્ને હતાં. ધીમે ધીમે જલપાત્રમાંથી બીજા વાસણમાં ચાંદીના જેવો નિર્મળ શુદ્ધ શ્વેત રસપ્રવાહ વહેવા લાગ્યો. કૂટસ્થ આ સર્વ જોઈ રહ્યો. એક ઘડી ગઈ. બીજી ગઈ. હજી તેના ચહેરા પર આશા અને ચિંતા બન્ને હતાં. ધીમે ધીમે જલપાત્રમાંથી શુભ્ર આસ્માની રંગનો ધુમાડો નીકળવા માંડ્યો અને જલપાત્રમાંથી બીજા વાસણમાં ચાંદીના જેવો નિર્મળ શુદ્ધ શ્વેત રસપ્રવાહ વહેવા લાગ્યો.

કૂટસ્થ આ સર્વ જોઈ રહ્યો. એક ઘડી બીજી ગઈ. અને તેના ચહેરા પર દૃઢ વિશ્વાસ આવ્યો. આસ્માની રંગનો ધૂમ્ર ગયા પછી, તેમાંથી નીલવર્ણનો અગ્નિ પેદા થયો. અગ્નિનું શમન થતાં, ચંદ્રના જેવી નિર્મળ જ્યોત્સના પ્રગટી અને જલથી એક હાથ ઊંચે આકાશમાં શાંત સ્થિર પ્રકાશવા લાગી. કૂટસ્થના ચહેરા પર અત્યંત આનંદ છવાઈ ગયો. આ જ્યોત્સ્નાના તેજથી, આખો ખંડ નિર્મળ ચંદ્રિકામાં છવાઈ ગયો. શુભ્ર રસનો પ્રવાહ વધારે ને વધારે વહેવા લાગ્યો. અને અરધો કલાક આ ક્રિયા ચાલ્યા પછી, જ્યોત્સ્ના શમી ગઈ. તેની સાથે જ પ્રદિપ્ત અગ્નિ પણ ઠરી ગયો અને શુભ્ર રસ વાસણમાં રહ્યો. કૂટસ્થે વાસણને જુદું પાડી એક મજબૂત બુચ લગાવી, મૂકી દીધું.

કૂટસ્થ આરામ લેવા અગાશી ઉપર ગયો. ત્યાં બેસી આકાશના અનેક તારા જોતો હતો, તેટલામાં નીચેથી સ્વર આવ્યો :

'ગુરુદેવ !'

કૂટસ્થે સ્વર ઓળખ્યો.

સામેથી કામિનીકુમાર આવતો હતો.

કૂટસ્થે જોયું કે કામિનીકુમાર પાસે નેતરની એક પેટી છે.

લૂગડામાં વીંટેલી તે પેટી કૂટસ્થ પાસે મૂકી કામિની ત્યાં બેઠો.

'એમાં શું છે?'

'પૃથ્વીશે જતાં પહેલાં એ મને આપી હતી. અને કહ્યું હતું કે એમાં લખ્યા પ્રમાણે કરજે. એમાંથી કેટલાક જૂના કાગળ મળ્યા છે. એ સહીસલામત રાખવાની જરૂર છે. ઘરની વ્યવસ્થા અનંતને સોંપી છે. અને તે કાગળો સહીસલામત રહી શકે એટલા માટે હું સાથે લાવ્યો છું.'

'આપણે આના કરતાં વધારે સહીસલામત જગ્યા શોધવી પડશે,' કૂટસ્થે કહ્યું. 'અત્યારે તો મારી સાથે ચાલો.'

બન્ને જણા તરત નીચે ઉતર્યા.

કૂટસ્થ ગુહામાં ગયો. કામિનીકુમાર એની સાથે હતો. આ ગુહામાં તદ્દન અંધકાર હતો. ગુહા જે ડુંગરામાં કોતરી હતી, તે ડુંગરામાંનાં કોઈ કોઈ ઝરણનાં જલબિન્દુનો શાંત રીતે ટપકવાનો અવાજ માત્ર આવતો હતો. આગળ જતાં કામિની તરફ ફરીને કૂટસ્થે કહ્યું: 'કેટલાંક સ્થાનમાં પણ મહત્ત્વ હોય છે. આ સ્થાન એવું છે.'

કામિની આ સ્થાનમાં પહેલો જ આવતો હતો. આંહીં એનું મન જાણે શાંત થવા લાગ્યું હોય એવું એને જણાયું. એક ભીંતમાંથી કોરી કાઢેલ ગોખલામાંથી નાની સુંદર શીશો કાઢી એનું મોઢું ખોલી નાંખી, કૂટસ્થે આખા ઓરડામાં શાંત નિર્મળ જ્યોત્સ્નાના જેવો આછો પ્રકાશ કરી મૂક્યો. કામિની આશ્ચર્યમુગ્ધ બનીને એ જોઈ જ રહ્યો. સમય અને સ્થળ જાણે ન હોય એવું એને થયું.

કૂટસ્થે પેટી ખોલી જૂના કાગળ લઈ લીધા, અને એક સહીસલામત જગ્યામાં મૂક્યા. ત્યાર પછી એ કામિની પાસે બેઠો.

કામિનીને પોતાના રાજ્યદ્વારી જ્ઞાન વિષે સારો મત હતો. પટ્ટનની સર્વ ગુપ્ત માહિતી એની પાસે હતી. અવનીશનાં દરેક છિદ્ર એ જાણતો. ચામરાજેન્દ્રનો આખો ઇતિહાસ એ કહી શકતો. પૃથ્વીશ

સાથેની મૈત્રીથી એની શક્તિ વધી હતી. પણ અત્યારે, આ જોઈને એ તો તદ્દન નમ્ર બની ગયો. આ સ્થળની શાંત ભવ્યતાની એના મન ઉપર ઊંડી અસર થઈ ગઈ: અને પોતાનું જીવનધ્યેય તો ક્ષુલ્લક લાગવા માંડયું ! આવી સ્થિતિમાં જ એ બોલી ઊઠયો :

'ગુરુદેવ ! એક અંતિમ પ્રાર્થના છે !'

કૂટસ્થે બોલ્યા વિના તેની સામે જોયું.

'પૃથ્વીશે જે કામ મને સોંપ્યું હતું તે ગુરુસ્થાનમાં પહોંચતું કર્યું. હવે મારા પર બીજી કાંઈ જવાબદારી નથી. મારી સ્ત્રી મૃત્યુ પામ્યાં ત્રણ વર્ષ થઈ ગયાં. એક નાની બેન અનંત સાથે છે. ગુરુદેવ ! આ ભવ્ય જીવનનો મને જો પ્રથમ પાઠ આપો તો મારે હવે રાજ્યદ્વારી વાતાવરણમાં નથી પડવું.'

કૂટસ્થે મંદ સ્મિત કર્યું. કામિનીને નિરાશ કરવો નથી, એવા નિશ્ચયથી તે બોલ્યો :

'કામિની ! જે ભવ્ય જીવન ગાળવાનો અત્યારે તને અભિલાષ થયો છે, તે જીવનનો પ્રથમ પાઠ જ હું તને આપું છું. આપણે જે કામ કરીએ તેને જો માનસિક રીતે રૂપાંતર પમાડી શકીએ–એટલે વિજય અને સિદ્ધિ આપણાં જણાય તે વખતે પણ ત્યાગની જ ભાવના રાખી શકીએ, તો જીવનની એ સારી શરૂઆત ગણાય.'

'ગુરુદેવ!' કામિનીએ ગદ્‌ગદ થતાં કહ્યું : 'મને આંહી જ રાખો. મારે આંહી જ શરૂઆત કરવી છે!'

'એનું પરિણામ ભયંકર છે! એમાં તો પતન છે, સિદ્ધિ મળે તો સિદ્ધિનું, નહિતર અપકવતાનું !'

'ભલે હો ! પતન એ પણ આંહી તો ઉત્થાન જ છે !'

'કામિની ! ભૂલ ન કર.' કૂટસ્થે દૃઢ રીતે કહેવા માંડયું. 'આ ચામરાજેન્દ્રનું ભવન નથી, કે રાજદ્વારી મહત્ત્વાકાંક્ષાનો વિષય નથી. આંહી તો તારો ઇતિહાસ તારે ઘડવો છે. આવી શરૂઆત કેમ કરવી એમાં જ ખૂબી છે. શુષ્ક શાસ્ત્રીય શરૂઆત તારા જેવા

કલ્પનાપ્રધાનને તો બીજી દિશામાં ફેંકી દેશે: સ્વભાવ ઉપર વિજય મેળવવા જતાં સ્વભાવ તને ઘણે દૂર ખેંચી જશે!'

'ગુરુદેવ! મારી આંતર તૃષા છીપતી નથી: મને આ જીવનનો અભિલાષ જન્મ્યો છે!'

કૂટસ્થે કહ્યું: 'ઠીક છે, જુવાન માણસ! હજી વિચાર કરી લે. હમણાં જે રસ્તો આપું છું તેમાં યત્ન તો કરી જો. એ રસ્તામાં જ તારી પરીક્ષા થઈ જશે.'

કામિની શાંત થયો. ચારે તરફથી પડી રહેલાં જલ-બિન્દુનો સંગીતમય વરસાદ એ સાંભળી રહ્યો. બહાર મન્દ મધુર અનિલ વહેતો હતો. સઘળે શાંતિ શાંતિ જણાતી હતી. કામિની તો આ વૈભવ જોઈ જ રહ્યો.

'કામિની!' કૂટસ્થે બોલવાની શરૂઆત કરી: 'હવે પછીના સમયમાં પટ્ટન તરફ હું આવવાનો છું. જેમ વડને બચાવ્યો તેમ પ્રતાપમલ્લને બચાવવો છે. 'રાષ્ટ્ર'પત્રના તંત્રીપદ ઉપરાંત, ચામરાજેન્દ્રના અંતઃપુરની સર્વ બીના તારે જ લાવવાની છે. હું તને ચેતવું છું કે આ કાર્ય કરતાં તારે જોખમ વહોરવાનું છે. આકાશના ઘેરા આસ્માની રંગનાં ચપળ નયનોથી જરૂર ડરજે! બસ! હવે તું જા. હું કાલે, પુષ્કરના આશ્રમમાં રાત્રીએ મળીશ.'

કામિની બોલ્યા વિના ચાલતો થયો. કામિની બહાર નીકળ્યો, અને સર્વ રચના ઐન્દ્રિજાલિક હોય તેમ સ્વપ્નમય બની ગઈ. એ મનમાં જ વિચાર કરવા લાગ્યો: 'કૂટસ્થમાં આટલી શક્તિ ક્યાંથી? પુષ્કર કહે છે કૂટસ્થ યોગની બહુ ઊંચી ભૂમિકા પર છે. એ સત્ય હોય તો પ્રતાપમલ્લ બચી ગયો જ સમજવો. હવે શું થાય છે એ જોવાનું. પણ એ વાત નક્કી છે, કે કોઈએ જે કર્યું નથી તે કૂટસ્થ કરશે!'

એ વિચાર કરતો ઘેર પહોંચ્યો. ત્યાં અનંત એની રાહ જોઈ બેઠો હતો. કામિનીએ પ્રવેશ કરતાં જ દીપકના પ્રકાશમાં અનંતના

ચહેરા પર ગ્લાનિ જોઈ. ઉતાવળે જ પૂછ્યું :

'અનંત ! કાંઈ અત્યારે ? શું છે ?'

'આપનું જરૂરી કામ છે. પૃથ્વીશના બંગલા ઉપર તો પોલીસની ચોકી બેસવાની છે. સર્વ કરવા યોગ્ય ફેરફાર તો ક્યારનો થઈ ચૂક્યો છે. પણ એક જ વાત બાકી છે, ઇંદુમતીને ક્યાં મૂકું ?'

'આહા !' કામિનીએ કપાળ પરથી ભમ્મર પર હાથ લાવતાં કહ્યું : 'હવે એનો શું ઉપાય ? પૃથ્વીશને બહેન નથી એમ પટ્ટન જાણે છે ?'

'ના, પૃથ્વીશને બહેન છે. પણ એના સાસરે છે. એવી જ વાર્તા પટ્ટનમાં પ્રસરાવી છે.'

'ઠીક, ત્યારે યશલાલસિંહ ક્યારે આવશે ?'

'હવે જે વખત જાય છે તેમાં.'

'ત્યારે અનંત ! હવે એક જ ઉપાય છે. ઇંદુમતીને પુષ્કરના આશ્રમમાં પહોંચાડી દે—જલદી કર.'

'તમે સાથે આવો છો ?'

'હા, હું તને રસ્તામાં મળીશ.'

અનંત ઘરે ગયો ને ઇંદુમતીને લઈ, આડે અવળે રસ્તે થઈ ભદ્રેશ્વર તરફ આવ્યો. રસ્તામાં કામિની મળ્યો. બન્ને જણા ઉતાવળા પુષ્કરના આશ્રમે ચાલ્યા. વૃદ્ધ માણસ શાંત નિદ્રામાં પડ્યો હતો તેને જગાડ્યો, ને ઇન્દુમતીની હકીકત કહી. તેણે સ્નેહથી પોતાની પુત્રીગણી આવકાર આપ્યો અને ઇન્દુમતીને ત્યાં રાખી, યશલાલને સમયસર મળવા બન્ને પાછા વળ્યા.

અનંત બંગલામાં પહોંચ્યો. ત્યાં સર્વત્ર ઘોડેસવારોની ચોકી હતી. અને બંગલામાં થતા અવાજ પરથી લાગ્યું કે યશલાલસિંહ આવી ગયેલ છે, અનંત આગળ વધ્યો. એને પોલીસે અટકાવ્યો.

'પીછે હઠો !'

અનંતે કહ્યું : 'મારો બંગલો છે : મારી જરૂર પડશે જ.'

સરદારે છેટેથી ઈશારત કરી, અનંતને જવા દેવા ફરમાવ્યું. પોલીસ દૂર ખસી ગયો.

કામિની સ્તબ્ધ જેવો બહાર ઊભો રહ્યો.

પણ એટલામાં અનંત, યશલાલસિંહ અને કૂટસ્થ એમાંથી બહાર આવતા દેખાયા !

કામિનીની આંખે તમ્મર આવ્યાં. એ પડતો પડતો માંડ બચ્યો. પોતે જુએ છે એ સ્વપ્ન તો નથી નાં? એણે પોતાની આંખો ચોળી. તે વિચારી રહ્યો : ' આ શું ? કૂટસ્થ અત્યારે આંહી ક્યાંથી ? '

' આ પ્રસંગ પર કદાચ અનંત નાનો હોવાથી મૂંઝાઈ જાય, એમ ધારી હું આવ્યો. ' કૂટસ્થે યશલાલસિંહ સાથે ચાલતાં ચાલતાં કામિનીને કહ્યું.

' આ પ્રસંગ પર ? ' યશલાલસિંહે પોતાની તીણી આંખને જરાક વધારે ઝીણી કરી, બારિકીથી અવલોકન કરતાં કહ્યું.

કૂટસ્થે મોં મલકાવી કહ્યું : ' હું કેટલીક વખત પ્રસંગને લાવી શકું છું : કેટલીક વખત પ્રસંગને જોઈ શકું છું. આ પ્રસંગ મેં જોયો હતો. '

સરદાર છેટે ઊભો ઊભો સાંભળતો હતો તે ફિક્કો પડી ગયો. કામિનીએ ધ્યાન દઈને સાંભળવા માંડ્યું :

' ત્યારે પૃથ્વીશ તમારે શું થાય ? અનંત કાંઈ સગો છે ? '

' પૃથ્વીશ અને અનંતને હું ચાહું છું.'

પોલીસ કમિશ્નર યુરોપિયન હતો. તેણે પહેલી જ વખત બોલવું શરૂ કર્યું :

' યશલાલસિંહ ! એ બધી અસંબંધ વાત જવા દો. અનંત, હવે પછી આ ઘર ગમે ત્યાં રહેશે ત્યાં સુધી નહિ આવી શકે. દરેક મુદ્દા માલ તપાસી લ્યો. અને આ શક પડતા માણસને પોલીસની સંભાળમાં રાખો. સરદાર ! '

સરદાર તો પાસે આવવાને બદલે ઘાટે દૂર ખસી ગયો.

'ત્યારે, કૂટસ્થ, હવે તમે મારા કબજામાં છો.' યશલાલે કૂટસ્થ તરફ ફરીને કહ્યું.

'અલબત્ત!' કૂટસ્થે જવાબ આપ્યો: 'પણ...'

યશલાલસિંહ જરા પાછળ રહી ગયો. પોલીસ કમીશ્નરે વાત ઉપાડી લીધી. 'પણ શું?'

'કારણ વિના મને કબજામાં રાખવાનું સામર્થ્ય કોનામાં છે, એ મારે જાણવું છે.'

'તમને સવારે છૂટા કરવામાં આવશે.'

'હું તો છૂટો જ છું.' કૂટસ્થે પોલીસ કમીશ્નરનો હાથ પકડીને કહ્યું. વીજળીના આંચકાની પેઠે એ ધ્રૂજ્યો.

'તમે બરાબર સમજ્યા નથી...' યશપાલે આવીને અધૂરી વાતનો દોર આગળ ચલાવવા યત્ન કર્યો: 'સાહેબ એમ કહે છે કે સવારે તમને...'

કૂટસ્થ ઊભો રહી ગયો. એ જરાક કડકાઈથી બોલ્યો: 'જુવાન માણસ! તારા જીવન ઉપર તને પ્યાર નથી?'

પોલીસ કમીશ્નર આ તાલ જોઈ ભડક્યો. એને આ બાબી અજબ લાગ્યો. પોતાની પાસે એક માણસ હોય તો ઠીક, એમ ધારી એણે ફરીને બૂમ પાડી, 'સરદાર!'

સરદારને હવે આવવું પડ્યું: પણ એણે તરત સાહેબ પાસે આવતાં જ વાત કરી: 'સાહેબ, એ માણસને જવા દો!'

આ અંધાધૂંધીનો લાભ લઈ કામિનીકુમાર નજીક આવી પહોંચ્યો અને રસથી સાંભળવા લાગ્યો. કૂટસ્થના શબ્દનો અભ્યાસ, એ એના જીવનક્રમમાં ઉપયોગી બાબત હતી. એ દરેકે દરેક શબ્દ ધ્યાનથી સાંભળવા લાગ્યો:

'તમે આ માણસને ઓળખો છો?' પોલીસ કમીશ્નરે સરદારને એક તરફ લઈને પૂછ્યું.

'જી હા. એ રખડનારો ભૂત, ગાંડો છે!' યશલાલે સરદાર

તરફ જોયું. જાણે એવું કહેવા કે હજી તારો ભૂતનો ખ્યાલ નથી ગયો.

'થોડાં વર્ષો પહેલાં એ આંહી રહેતો, સટ્ટામાં બધું ગુમાવી બેઠો. સ્ત્રી પણ મરી ગઈ, ત્યાર પછી એ ગાંડો થઈ ગયો છે.' સરદારે તોપ ઉપર તોપ છોડવી શરૂ કરી.

કૂટસ્થના ચહેરા ઉપર પ્રસન્નતા આવી. ખુલ્લું થયા વિના વિઘ્ન જાય છે એ જાણી એને સંતોષ થયો.

'ગાંડો?' પોલીસ કમીશ્નરે પોતાના ભયને બેદરકારીભર્યા અવાજમાં છુપાવવા યત્ન કર્યો, 'ગાંડો? સરદાર! સાચું છે?'

યશલાલસિંહે પાછળથી ટેકો પૂર્યો. 'જી હા.'

'ગરીબ માણસ!' પોલીસ કમીશ્નરે, દંભનો પૂરો આશ્રય લીધો. ભયને દયારૂપે દેખાડ્યો! 'યશલાલસિંહ! ત્યારે એને જવા દો! જવા દો! અનંતને એક ઓરડીમાં રહેવા દેજો અને હાલ બંગલા ઉપર જાપ્તો રાખજો. એને કહી દો કે તું જા! હવે પાછો આંહી હમણાં આવીશ નહિ! ગરીબ માણસ! સરદાર, ગાંડો? એને જવા દો! Mad કાં?'

સરદારે માથું ધુણાવી હા પાડી.

કૂટસ્થ તરત ત્યાંથી ઉપડ્યો. કામિનીને પાછળ આવવા ઈશારો કર્યો.

'તમે ક્યારે આવ્યા?' કામિનીએ અચંબો દબાવી સાધારણ પ્રશ્ન કર્યો.

કૂટસ્થે તેની સામે જોયું: 'આશ્ચર્ય થાય છે? શરીરના અંતરમાં અને મનના અંતરમાં ફેર છે!'

કામિની બોલ્યો નહિ, પણ એનું મન આ સિદ્ધિ ઉપર ચોંટ્યું. કૂટસ્થ એ જાણી ગયો.

'તને કહ્યું છે એ તું યાદ રાખજે, આકાશના જેવાં આસમાની ચપળ નયનો!'

કામિની હજી કાંઈ બોલ્યો નહિ. એનું મન કૂટસ્થના વિચારમાં

તલ્લીન હતું.

થોડે દૂર જતાં બન્નેના માર્ગ જુદા પડ્યા.

'આપણે પાછા મળીશું.' કૂટસ્થે જુદા પડતાં કહ્યું.

કૂટસ્થ દેખાયો ત્યાં સુધી કામિની જોઈ રહ્યો. પછી, એ વિચારમગ્ન બની ઘેર ગયો. આ માણસ આટલો વિચિત્ર અને અસાધારણ કેમ છે? એ પ્રશ્નનો ઉત્તર રાષ્ટ્રના તંત્રીને મળ્યો નહિ અને 'રાષ્ટ્ર'ના અંકની ઉપાધિમાં પડેલું રાજદ્વારી મગજ, થાકીને ધીમે ધીમે નિદ્રામાં પડ્યું.

# ૮. નવા શસ્ત્રની શોધ !

**પૂરૂનના** વિખ્યાત કવિ ગવૈયા ચંદ્રસેનના ઘર પાસે એક કોઈ નવી સ્ત્રી રહેવા આવી છે, એ વાત એક દિવસ અચાનક અવનીશના કાન ઉપર આવી. એને એના કારકુન પ્રીતમલાલે જ એ કહી હતી. એક વખત એ બાજુ તરફ ફરવા ગયા ત્યારે અવનીશે પૂછ્યું: 'એ ક્યાં રહે છે પ્રીતમલાલ ?'

'આંહીં પાસે જ, કંચનના ઘર પાસે. વારંવાર ચંદ્રસેનના ખેતર સુધી ફરવા જાય છે.'

'પણ એ આવી છે ક્યાંથી ? અને છે કોણ ?'

અવનીશે, જેમ પ્રીતમલાલને વિશ્વાસપાત્ર માણસ ધારી રક્ષક તરીકેનો અવાજ ફેરવ્યો, તેમ પ્રીતમલાલે નમ્ર સેવકનું સ્થાન છોડી, વિશ્વાસુ દેખાવા યત્ન કર્યો.

'એવું છે સાહેબ ! કે, એ આવી છે કલકત્તાથી. આંહીં માણસોને લૂંટવા આવેલી છે. પણ કલકત્તા જેવું આ ગામ મૂર્ખ નથી. આ ગામ તો રાંડનાં લુગડાં ઉતરાવે તેવું છે !'

અવનીશે જોયું કે પ્રીતમલાલ કાંઈ છૂપાવતો નથી, પણ પોતાની મૂર્ખાઈને લીધે વધારે જાણતો નથી. તેણે પૂછ્યું,

'પણ કલકત્તા મૂકીને આટલે બધે દૂર ! આંહીં જ કેમ આવી હશે ? કોઈક પણ જાણીતો હોય તો જ આવે ને ?'

'કલકત્તા હવે એ રાંડથી ધરાઈ રહ્યુ હશે !' પ્રીતમલાલે કહ્યું.

અવનીશ વધારે બોલ્યો નહિ. પ્રીતમલાલમાં રાજ્યદ્વારી કૌશલ્ય કરતાં મજૂરોના જેવી શક્તિ વધારે હતી. એ ઘણું લખી

શકે ને થોડું સમજી શકે એવો ઉપયોગી કારકુન હતો. અવનીશે એ વાત વધારે છેડી નહિ. જાણે પોતાને એ વાતમાં રસ પડ્યો જ નથી.

પણ અહીં જ્યાં વૈભવની અસાધારણ છોળ, યૌવન અને અજ્ઞાન બધાં ભેગાં થયાં હતાં, ને પેલા પરદેશીઓ એમને મહામૂલ્યવાન ગણીને સાચવી રહ્યા હતા, ત્યાં સૌથી વધારેમાં વધારે ઉપયોગી તો સ્ત્રીનું શસ્ત્ર જ હોઈ શકે, એ અવનીશ સમજી ગયો. એણે એ નવી સ્ત્રીમાં રસ લેવા માંડ્યો.

તે દિવસે જ રાત્રિએ નવ બજે સોમનારાયણ, પોતાના દીવાનખાનામાં બેસી, માસિક ખર્ચનો અડસટો કાઢતો હતો. સરકારના બજેટમાં મોટા મોટા પગારદારો હોય છે, ને તેથી બજેટનો આંકડો હમેશાં ખર્ચ તરફ નમતો રહે છે! બજેટની ખરી ખૂબી પણ એ જ છે. પણ સોમનારાયણના આશ્રિતોમાં દોઢથી ત્રણ રૂપિયાનો કરસન, પાંચ રૂપિયામાં માવજી ઘોબી! ને છ રૂપિયામાં નંદુ કામ કરનારી! એના સાતસો રૂપિયાના મોટા આંકડામાં, આટલા પગારદારો બાદ કર્યા પછી ને પાંચસે રૂપિયા ખર્ચના બાદ કર્યા પછી અડસટે લગભગ બસો રૂપિયા રહેવા જોઈએ!

સોમનારાયણ, પટ્ટનનો જંગલખાતાનો અધિકારી, અત્યારે એક મોટી ચિંતામાં હતો. બસો રૂપિયા માસ આખરે સિલિકમાં રહેવા જોઈએ, તેને બદલે, બારસો રૂપિયા સિલકમાં રહેતા હતા! સાળું આવું હજારનું ફાંકું ક્યાંથી? સોમનારાયણ મૂંઝાતો હતો પણ ખુશ થતો હતો કે આ વખતે ચામરાજેન્દ્રના નેક ન્યાયી રાજ્યમાં શ્રી લક્ષ્મી પોતે એને વધાવવા આવ્યાં હતાં!

પગાર ઉપરાંત આવા અકસ્માત બને એમાં દોષ કોનો? આવા અકસ્માત વારંવાર બને છે અને તેથી અધિકારીઓ મૂંઝાય છે! સોમનારાયણ આ મૂંઝવણમાંથી છૂટે તે પહેલાં, અવનીશનું માણસ તેને બોલાવવા આવ્યું. અને સોમનારાયણ મૂંઝવણમાંથી છૂટ્યો.

સોમનારાયણ ગયો ત્યારે અવનીશ પોતાના દીવાનખાનામાં

બેઠો હતો. એક ખૂણામાં ટેબલ પર માથું ઝુકાવી એનો પુત્ર અનિલ-કુમાર ઇતિહાસનાં પાનાં ઉપર પોતાની સારી જવાની બરબાદ કરતો હતો. લખનારે લખ્યું હતું અને અનિલ ગોખતો હતો :

'પેશ્વા, મરાઠાનો નિમકહલાલ નોકર નીવડ્યો. બાલાજીના દુષ્ટ રાજકૌશલ્યથી શાહૂ પોતાનું રાજા તરીકેનું ગૌરવ અને અભિમાન ખોઈ બેઠો હતો. અને બાજીરાવે આ કૌટિલ્યભરી રાજનીતિમાં વિશ્વાસઘાત ને સ્વામીદ્રોહ ઉમેર્યાં ! મરાઠાના વીર પુરુષ શિવાજીનું રાજ્ય બાયલા બ્રાહ્મણોએ વિશ્વાસઘાતથી લીધું અને ઈશ્વર કૃપાથી પરમાત્માના દૂત જેવા, ગોરા અધિકારીઓએ બાજીરાવના વંશજને યોગ્ય શાસન આપ્યું !'

ગરીબ બિચારો અનિલ ! એના નસીબમાં આ ઇતિહાસ હતો.

સોમનારાયણ અંદર આવ્યો. અવનીશે તેને પાસે બેસારી અનેક ગામગપાટા મારવાની શરૂઆત કરી, અને વાતમાં જ પૂછ્યું.

'એ નવીન આવનાર સ્ત્રી કોણ છે, સોમનારાયણ ?'

સોમનારાયણે કહ્યું : 'એ આવનાર કલકત્તાની નાચનારી છે. દેવયાની એનું નામ.'

'તેં કેમ જાણ્યું ?'

'પ્રીતમલાલ કહેતો હતો. એ કંચનના ઘર પાસે રહે છે.'

'પૃથ્વીશ અને તેનું મંડળ વ્યવહારપ્રધાન કરતાં કલ્પના પ્રધાન વધારે છે. એવા મનુષ્યોને મારવા શક્ય નથી. એમના માર્ગને ફેરવવો ઇષ્ટ છે. તને એ કેમ લાગે છે ?' અવનીશે કહ્યું.

સોમનારાયણ કાંઈ બોલ્યો નહિ, એટલામાં યશલાલે પ્રવેશ કર્યો. અવનીશે આગળ બોલવું શરૂ કર્યું.

'જો, કલકત્તાની આ પ્રખ્યાત ગાનારીને આપણે મદદમાં લેવી જોઈએ. પૃથ્વીશને થોડા દિવસ પછી છૂટો મૂકવો. દેવયાની એને દોરે એવી ગોઠવણ કરો એટલો આપણો બેડો પાર !'

અવનીશે યશલાલસિંહ સામે જોયું. યશલાલસિંહે સલામ કરી,

અનુમોદન આપ્યું.

'હવે એ ગોઠવણ કરવી પૃથ્વીશને છોડવાની, યશલ્લાલસિંહ! તમારા હાથમાં. સોમનારાયણ બીજી બધી વાત સંભાળશે. પણ તમે મને દેવયાની વિષે સંપૂર્ણ તપાસ કરી કાલે ખબર આપો. સોમનારાયણ! તમે પણ પાછા મળજો તો ખરા.'

યશલ્લાલસિંહ અને સોમનારાયણ ચાલ્યા ગયા. અવનીશનો ચપળ સ્વભાવ ઘડીભર શાંત થયો. પણ પોતે સ્વાશ્રયી હોવાથી, અવનીશને આ કામ પોતાને જ કરવું ઠીક લાગ્યું. કોઈ ન જાણે તેમ અવનીશ બીજે દરવાજેથી નીકળી ગયો થોડી વારમાં દેવયાનીના મકાન પાસે આવીને ઊભો રહ્યો.

અંદર દીવાના તેજમાં દેવયાનીનું સુંદર ગોળ વદન પ્રકાશતું હતું. એણે અત્યારે તદ્દન સાદાં વસ્ત્રો પહેર્યાં હતાં. એક કોચ પર એ જરા બેદરકાર રીતે આડી પડી હતી અને એના પવનમાં ઊડતાં ઝુલ્ફાંની કોઈ કોઈ લટ આંખ આડે આવતી તે સમારતી હતી. બીજે હાથે એણે એક ચોપડી ઝાલી હતી, અને ઘડીમાં ચોપડીમાં તો ઘડીમાં બહાર જોતી હતી.

એટલામાં આવનારે પ્રવેશ કર્યો. પોતાના ઘરમાં અત્યારે એક અજાણ્યા પુરુષને જોઈને દેવયાનીને પહેલાં જરાક ગભરામણ છૂટી, પરંતુ આવા પ્રસંગો એને સાધારણ હોવાથી તે તરત જ સ્વસ્થ થઈ ગઈ. પોતાની વિશાળ આંખો ફેરવી પૂછ્યું, 'કેમ?'

'અચાનક આવવું પડ્યું એટલે આગળથી કહેવરાવી શક્યો નથી.' અવનીશે શરૂઆત કરી,

અવનીશને જોતાં જ દેવયાનીએ અનુમાન કર્યું કે કોઈ રાજદ્વારી પુરુષ છે. લાગણીથી નહિ પણ સ્વાર્થથી આવ્યો છે. તેણે એક ખુરશી નાંખી આપી બેસવા કહ્યું:

અવનીશે બેસતાં કહ્યું, 'હું આંહીંનો દીવાન છું!'

દેવયાનીએ ઊભા થઈ તસ્લીમ કરીઃ વિવેક કર્યો, 'મુજ

ગરીબ જેવું કામકાજ !'

'હા, હું તમને ચેતવવા આવ્યો છું.' અવનીશે ભય અને દયા સાથે રાખ્યાં, ''કે કાલે અમારા પોલીસ સુપ્રીન્ટેન્ડેંટ તમને મળવા આવશે. તેને તમારી પિછાન આપી કહેશો કે તમારે મહારાજાને મળવું છે !"

'પણ મારે મળવું નથી !' દેવયાનીએ કહ્યું:

'તો તમારી ઇચ્છા. તમારે મળવું હોય તો અધિકારી મારફત કહેવરાવી શકાય એવી મેં ગોઠવણ કરી છે.'

'એ માટે આપનો ઉપકાર માનું છું.'

ચતુર દેવયાનીએ આ શબ્દો ઉચ્ચાર્યા પરંતુ તુરત કળી ગઈ કે દીવાનનો સ્વાર્થ શરીરનો નથી. વ્યવહારિક ધડમથલમાં ગુંગવાયલા મગજમાં ભાવ અને ભાવના પ્રવેશ કરી શકતાં નથી. તેમજ એ જીવનમાંથી લૂખ્ખું આશ્ચર્ય અને અદ્દભુત તત્ત્વ ઊડી જાય છે ! ચતુર ગાનારીએ તરત જ ઉમેર્યું : 'અને મારા સરખું કાંઈ કામકાજ ?'

અવનીશે જરાક વિવેકભર્યું હાસ્ય કર્યું. એના જેવા મનુષ્યોનો ભાવવિનાનો આ સહજ અભિનય હતો !

'કાલે મહારાજાને તમે મળો તો પછી મારે તમને એક કામ સોંપવું છે. એક સાધારણ માણસને જરા રાજદ્વારી બાબતથી ખસેડી સ્નેહની બાબતમાં લઈ જવો છે. સમજ્યાં ના ?'

દેવયાની ન સમજે એ તો કેમ બને જ ?

ત્યાર પછી અવનીશે બીજી કેટલીક સાધારણ વાત કરી, કોઈ વખત આવવાનું કહી એ ગયો. એનું રાજદ્વારી મગજ હિંડોળે ચડયું હતું : ચામરાજેન્દ્ર અને કંચન; દેવયાની અને પૃથ્વીશ; પછી કોણ રહ્યું ? શાંત રાત્રિમાં એના હૃદયમાં ધીમેથી અવાજ થયો: 'કૂટસ્થ !' 'કૂટસ્થનું શું કરવું ?'

અવનીશ આ સવાલનો નિર્ણય લાવી શક્યો નહિ. એનું રાજ-

દ્વારી કૌશલ્ય ત્યાં થાક્યું. કૂટસ્થને કોઈ સ્ત્રી પહોંચશે ? નહિ ? હવે એ એક ભયંકર પ્રશ્ન અવનીશની સમક્ષ આવીને ઊભો. મશરુની સુંદર પથારીમાં આમતેમ પડખાં ફેરવી એ ઉભો થયો ને પછી પોતાના પિતાના સમયના કાગળો ખોળવા લાગ્યો, ત્યારે શાંત રાત્રિમાં પટ્ટનના ટાવરમાં લગભગ બે વાગી રહ્યા હતા !

## ૯. ફાટફુટ

**અ**વનીશે પહેલો ઘા પ્રતાપમલ્લ ઉપર કરવાનો વિચાર કર્યો. એનું શસ્ત્ર આ દેવયાની. ત્યાર પછી એક વખત ચામરાજેન્દ્રને મળીને રાજકુમાર પાછો ફરી રહ્યો હતો ત્યારે એણે એને બોલાવ્યો. પ્રતાપમલ્લ અવનીશને ત્યાં ગયો, ત્યારે અવનીશ પોતાના ખંડમાં બેઠો હતો. આ ચતુર પુરુષે નિશ્ચય કર્યો હતો, કે પૃથ્વીશ અને તેના મંડળને દાબવા કરતાં ઠગવામાં લાભ છે, ચામરાજેન્દ્રે પણ આ સૂચના માન્ય કરી હતી.

પ્રતાપમલ્લને આવતો જોઈ દીવાન ઊભો થઈ ગયો. જાણે યુવરાજના પધારવાથી પોતે લાગણીથી વિવશ થઈ ગયો હોય તેમ ઘડીભર તો આભાર ભર્યા ચહેરે એની સામે જ જોઈ રહ્યો. તે સહેજ હસતે ચહેરે પ્રતાપમલ્લ સામે ગયો. તેને ગાદીતકિયા ઉપર બેસારી પોતે ઊભો રહ્યો. પ્રતાપમલ્લે બેસવાનું કહ્યું ત્યારે જ બેઠો.

'દીવાન સાહેબ ! મને બોલાવ્યો હતો ?'

'જી હા આપને જ. આપના અને કૂટસ્થના શુભ પ્રયત્નથી, મહારાજાનું દિલ કાંઈક ડગ્યું છે. અને કદાચ પૃથ્વીશ છૂટો થાય. અંતે સત્યનો જય છે એમ કહે છે, તે આનું નામ.'

પ્રતાપ દીવાનને સમજી ન શક્યો. તે બોલી ઊઠ્યો : 'એ વાત તો મારે પણ મહારાજા સાથે થઈ હતી. કૂટસ્થને પણ કહ્યું છે કે પૃથ્વીશ બાબત એ તેમને મળે.'

'એમ !'

દીવાને શું વાત થઈ હતી એ કઢાવવાનો નિશ્ચય કર્યો. પોતાની આંખ જરાક ખેંચી વાતમાં રસ પડ્યો હોય તેમ તે બોલી ઊઠ્યો;

'થયું ત્યારે. એ વાત સવારે થઈ હશે.'

'હા, આજે સવારે.'

'પૃથ્વીશ વિષે હુકમ જો કે બહાર પડ્યો નથી...પણ આપનો હુકમ હોય તો યશલાલને હું બોલાવું, મહારાજે મૌખિક વાત તો તમને કરી જ છે.'

આજ્ઞા ઉડાવવાને બહાને અવનીશે પોતાનો વિનય દર્શાવ્યો – સાથે સાથે પોતે પ્રતાપનો જ છે એ પણ દેખાડી દીધું. પ્રતાપ ઉપર આની શી અસર થાય છે એ જોવા એ થોભ્યો. પ્રતાપ બોલ્યો :

'ના ના, તમે સમજ્યા નહિ? હજી કૂટસ્થ......મહારાજાને મળશે, ત્યાર પછી પૃથ્વીશ વિષે નક્કી નિકાલ થશે.'

'હં, એમ છે કાં?'

'પણ ત્યારે તો કૂટસ્થ આજે જ મળી લેત.'...પ્રતાપ પર આ વાક્યની અસર તો આબાદ થઈ. એ ઘડીભર શંકામાં પડ્યો કે અવનીશ કોના પક્ષમાં છે. અવનીશ એ સમજી ગયો. અને એના પૂછ્યા પહેલાં જ બોલી ઊઠ્યો :

'આપ એમ ન સમજતા કે પૃથ્વીશ વિષે અમીરાઈ બતાવી આપની હું ખુશામત કરવા ચાહું છું. ખરું પૂછાવો તો પૃથ્વીશને કેદ કરાવવાની હું વિરુદ્ધ હતો. મહારાજાનું લુણ ખાઉં છું ત્યાં સુધી એની આજ્ઞા ઉઠાવ્યા વિના છૂટકો નહિ. પણ...'

'પણ'—કહીને દીવાન અટકી ગયો. વાતમાં કાંઈ ન હોય છતાં અધૂરી રહે એટલે એમાં રસ આવે છે. પ્રતાપે કહ્યું.

'કેમ અટક્યા? શું પણ?'

'પણ...કાંઈ નહિ. સમય એવો છે કે મૌન રાખવું એ જ ધર્મ છે.'

'ના ના તો પણ!' પ્રતાપને વાત જાણવાની ઇચ્છા સ્વા-

ભાવિક રીતે જ થઈ. 'તમે વાત કરો. મારામાં વિશ્વાસ છે કે નાં?' દીવાન તો આ જરાક ભાવનામય જમીન મળવાની રાહ જોતો હતો.

'જગતસિંહના પૌત્રમાં કોને શ્રદ્ધા ન હોય?' દીવાને ત્રાંસી આંખે જોયું: પોતાના જન્મ વિષે પ્રતાપ કાંઈ જાણતો હતો ખરો? પણ પ્રતાપનો ચહેરો તદ્દન સાફ હતો.

અવનીશ આગળ વધ્યો;

'આપનામાં સંપૂર્ણ વિશ્વાસ છે. અને તેથી જ કહું છું કે પૃથ્વીશ જેવો તમારો તેવો જ મારો પણ મિત્ર છે. એને રાજ પર શ્રદ્ધા છે. માત્ર એક...'

'એક શું?'

'એક કૂટસ્થ વિષે હજી હું કાંઈ સમજી શકતો નથી. તે ધારે તો પટ્ટનના સિંહાસન ઉપર બેસી શકે. કૂટસ્થની એ મહત્ત્વાકાંક્ષા ન હોય, પણ અમે કારભારી તો રાજાના હિત માટે સગા ભાઈમાં પણ અવિશ્વાસ રાખનારા...' વાક્યનો છેલ્લો ભાગ અવનીશે જરાક હસતાં હસતાં મજાકમાં કહેતો હોય તેમ કહ્યો. વાક્યની આબાદ અસર કરાવવાની એ રીત છે. માઠું લાગવાનું હોય તો વાક્ય મશ્કરીનું છે એમ કહી પાછા ફરવાનો પણ એમાં રસ્તો છે. અવનીશે એ બન્ને માર્ગ રાખ્યા.

પ્રતાપમલ્લ જરાક અવિશ્વાસમાં પડ્યો હોય તેમ લાગ્યું. પણ કૂટસ્થનું શુદ્ધ વ્યક્તિત્વ એની નજર આગળ આવ્યું અને અવિશ્વાસ ઊડી ગયો. અવનીશને ખબર હતી કે પહેલી વખત તો શાંત રીતે સ્નેહમાં જરાક જ શંકા દર્શાવાય. પછી તો શંકા ઉપર મકાન ચણનાર માણસની પોતાની જ કલ્પના ક્યાં નથી?

એણે સ્નેહમાં શંકા મૂકી. અને પછી જાણે એ વાત સહજ જ થઈ હોય તેમ તરત જ બીજી વાત કાઢી.

'આપનો તો હજી જન્મ પણ નહિ. ત્યારે ભદ્રાવતીના વડ પાસે, નજરે જોનારા કહે છે કે, ત્યારપછી પટ્ટનમાંથી બહારવટિયાનું નિકંદન ગયું. આગળનો જમાનો અને એ શૌર્ય તો બસ ગયાં.'

પ્રતાપનો ક્ષત્રિય સ્વભાવ સંતોષ પામ્યો. ડોકું હલાવી કારભારીના શબ્દોને અનુમોદન આપ્યું.

'એ વખતે રાજકુટુમ્બમાં પણ એવું જ શૌર્ય. એક વિચિત્ર ઘટના ત્યારે થઈ કહેવાય છે. ભલા માણસ, એ સમય જ જુદો. આજે વડ છે ત્યાં આગળ મોટો જબરો હોજ હતો. હવે તો એ નદીના પટમાં આવી ગયો. આસપાસ સુંદર પથ્થરની પાળ બનાવી પશુ કે પંખી પણ ન જોઈ શકે એવી વ્યવસ્થા કરી હતી. ત્યાં રાજકુમારી વારંવાર નાહવા જતાં. કોણ જાણે કેમ થયું બહારવટિયા નાગાર્જુનના પુત્ર અજયપાલના હાથમાં એ આવ્યાં. જગતસિંહ મહારાજે પાછા આવ્યાં ત્યારે અંતઃપુરમાં રાખ્યાં, પણ પછી એમને જીવનમાં આનંદ આવ્યો નહિ. અને મહારાણી સાથે એ પણ દેવ થયાં!'

અવનીશે તો પ્રતાપ પોતાના વિષે શું જાણે છે એ જાણવાની આમાંથી આશા રાખી હતી. પણ કારભારી સાથે આવી વાતમાં ઉતરતાં, હાલના રાજદ્વારી વાતાવરણ વિષે પ્રસંગોપાત કાંઈક જાણવાની એ યુક્તિ રચે, એ ભયથી પ્રતાપમલ્લે મૌન ચાલુ રાખ્યું. અવનીશ એનો એ અર્થ સમજ્યો નહિ, પણ હવે વધારે વખત આ વાતમાં કાઢવાથી, જેટલું કર્યું છે તેટલું અફળ થશે એમ ધારી મૂડ પાછી વાળી લીધી. પ્રતાપમલ્લે બીજી સાધારણ-વાત કરી રજા લીધી. સાંજ પડવા આવી હતી, તેથી ભદ્રેશ્વર ન જતાં પોતાના મહેલે જ ગયો. પોતાના મહેલની બારી ખુલ્લી મૂકી એ નિરાંતે સંધ્યાના કિરણો જોતો બેઠો. એવામાં નીચે જાહેર રસ્તા પર સોમનારાયણ તથા કામિનીને ચાલ્યા જતા જોયા. આ બે ભેગા! લલિતપટ્ટનનું વાતાવરણ ફર્યું કે શું? એને લાગ્યું કે કહો ન કહો પણ કૂટસ્થમાં પ્રભાવ તો છે જ!

નજર પહોંચી ત્યાં સુધી ફેરવી. પછી કામિની તથા સોમનારાયણને ભદ્રેશ્વર તરફ જતા જોઈ, એ પોતાના દીવાનખંડમાં ગયો.

પણ વાત જુદી જ હતી. સોમનારાયણ પર જે બોજો નાખવામાં આવ્યો હતો તે તેણે મહત્ત્વાકાંક્ષાથી ઉપાડી લીધો હતો. પણ પછી જવાબદારી જોઈ એ જરાક ધ્રુજ્યો હતો. છતાં એણે શેતરંજ ગોઠવવી શરૂ કરી હતી. કામિની સાથે ફરવાનું એ જ કારણ હતું.

એ કામિનીકુમાર સાથે પહેલા મિત્રાચારી હતી. વચ્ચે નાદ બેસૂર બોલ્યો હતો, પણ પૃથ્વીશ કેદ થયા પહેલાં, બન્ને મિત્રો સમાધાની પર આવતા હતા, ત્યાં પૃથ્વીશ કેદ થવાથી, પાછો સંબંધ જરાક ખેંચાણો. સોમનારાયણે આજે પાછો ફરીને મિત્રાચારીનો દેખાવ શરૂ કર્યો. ફરતા ફરતા બન્ને દૂર નીકળી ગયા. પટ્ટનનો જાહેર રસ્તો બંધ થતો હતો અને જ્યાંથી ટેકરીઓની હાર શરૂ થતી હતી, ત્યાં સુધી પહોંચ્યા. અને ત્યાં એક વિશાળ શિલા પર બેસી વિશ્વાસથી વાતો કરવા લાગ્યા.

'કામિની!' સોમનારાયણે કહ્યું, 'રાજતંત્ર બહુ ગોટાળે ચડ્યું છે. પરિણામ આવે તે ખરું! ચામરાજેન્દ્ર શું ખેલ ખેલે છે તે સમજી શકાતું નથી!'

સોમનારાયણે અતિ વિશ્વાસપાત્ર બનવા માટે, પોતાના જ પક્ષની ગુપ્ત ચર્ચા વિના સંકોચે શરૂ કરી દીધી હતી.

'રાષ્ટ્ર'નો તંત્રી સોમનારાયણનું પાણી માપી ગયો. તે ઠાવકું મોં રાખીને બોલ્યો.

'તમારી વાત તદ્દન સાચી છે! ચામરાજેન્દ્ર હવે શું કરવા માગે છે!'

'ચામરાજેન્દ્ર પૃથ્વીશને છૂટો મૂકશે. મને એમ લાગે છે કે હવે મહારાજાનું દ્રષ્ટિબિન્દુ ફર્યું છે.'

'મને પણ એમ જ લાગે છે.' કામિનીએ હામાં હા મેળવી.

'પણ હાલમાં કંચનની પાસે કોઈ બીજું રહેવા આવ્યું લાગે છે! એ કોણ છે?'

'કોણ રહેવા આવ્યું છે?'

'કોઈ દેવયાની કહેવાય છે. કલકત્તાની ગાનારી છે. શું બુલંદ સ્વર છે! કામિની!'

'તમે સાંભળી છે?'

'તે વિના? એક વખત હું જરા ત્યાંથી જતો હતો ને તે ગાતી હતી. હતી ચીજ!" સોમનારાયણે કામિનીના ભાવનાત્મક માનસને સ્પર્શ કરવા માંડ્યો.

'એમ! ત્યારે એક વખત આપણે સાંભળીએ!' કામિની બોલ્યો.

'આજે જ.'

'ના, કાલે; આજે નહિ.'

'તો ભલે! કાલે. અમારું સાંભળવું તો ઠીક છે, પણ તમે તો ડોલી જશો! જાણકારની વાત જુદી છે!'

તેણે વધારે રસ લાવવા નવી શરૂઆત કરી. 'આ દેવયાનીનો ઇતિહાસ એમ છે કે તે કલકત્તાની વિખ્યાત નાચનારી છે. અહીંયાં તો ચંદ્રસેનની ખ્યાતિ સાંભળીને આવી લાગે છે. એનો કંઠ એ કેવળ કુદરતની બક્ષિસ છે!'

કામિની ધામે રહી ઊભો થયો. બન્ને મિત્રો કાલે દેવયાનીને મળવાનો નિશ્ચય કરી પાછા ફર્યા. શહેરમાં દીવા પ્રગટ્યા હતા. માણસોની અવર જવર બંધ પડતી હતી. અંધારામાં ને અંધારામાં કંચનનું ઘર આવ્યું. તેની પેલી પાસ દેવયાનીના ઘરનો દીવો બળતો હતો. સોમનારાયણે કહ્યું. 'જુઓ પેલું જ ઘર! ત્યાં એ રહે છે!'

કામિનીએ ત્યાં જોયું. પણ તે ઘડીભર તો સ્તબ્ધ જ થઈ ગયો. તે રાડ પાડી ઉઠત, પણ તરત જ પોતે ક્યાં છે એ ભાન આવતાં ચૂપ થઈ ગયો.

રસ્તા ઉપર એક ઝાડને અઢેલીને કૂટસ્થ ત્યાં ઊભો હતો. રસ્તા ઉપરના ફાનસના પ્રકાશમાં ઝાડની છાયા પડતી હતી. તે છાયાની ઓથે કૂટસ્થ શાંત ઉભો હતો. કામિની તથા સોમનારાયણ

પસાર થઈ ગયા. તે વાતો કરતા ચાલ્યા ગયા. કામિનીએ પાછા વળી જોયું તો કૂટસ્થને દેવયાનીના ઘર તરફ જતો જોયો. એ મનમાં જ બોલ્યો: 'ગુરુદેવે બાજી શરૂ કરી દીધી લાગે છે! પણ એમાં આ ગાનારીનો શું ખપ હશે?' એને એનો જવાબ મળી શક્યો નહિ. ઘર આવ્યું અને એ સોમનારાયણથી જુદો પડ્યો.

આ બાજુ કૂટસ્થ દેવયાનીના ઘર તરફ ગયો હતો. પોતાના એક પાળેલ કબૂતરને હથેળીમાં બેસારી, બીજે હાથે એના સુંવાળા નાના મસ્તકને દાબતી એ ત્યાં બેઠી હતી. પંખી પણ પોતાની આંખ ચડાવી મજાક કરતું જાણે નિર્ભય બેઠું હતું! દેવયાનીના છુટા બાલ ચારે તરફ પવનમાં મંદ મંદ જરા તરા હાલતા હતા. અને ક્યારેક કપાળ ઉપર, કે ગાલ ઉપર એકાદ લટ એવી રીતે આવી જતી હતી કે અચ્છો ચિત્રકાર એ ચિત્ર લેવા પોતાની સારી જવાની ગુમાવે! શુભ્ર આસમાની રંગની સોનેરી રૂપેરી કિનારીવાળી સાડીમાં આજે એ આબાદ ખીલી હતી!

કૂટસ્થે સ્વસ્થતાથી પ્રવેશ કર્યો. દેવયાની તેની સામે જોઈ રહી. કૂટસ્થે આજે બંગાળી જેવો વેશ પહેર્યો હતો. દેવયાનીના જીવનમાં આ તદ્દન જ નવીન પ્રસંગ હતો. તે ઊભી થઈ ગઈ. હમેશના નિયમ પ્રમાણે બોલી ઊઠી: 'આવો! આવો! બાણુજી પધારો!'

દેવયાની બોલતાં તો બોલી પણ તે તરતજ કળી ગઈ, કે આ આવનાર કોઈ સાધારણ મનુષ્ય નથી. તેણે અવનીશને જોયો હતો. પટ્ટનના નરેશને પણ જોયો હતો. તેમને જોતાં એને સંપૂર્ણ વિશ્વાસ થયો હતો કે મારાં સૌંદર્ય અને કંઠ એમને જીતવાને બસ છે! પણ આજે અચાનક જ એને લાગ્યું કે આવનાર મનુષ્ય પુરુષ તરીકે સંપૂર્ણ છે. જ્યારે પોતાનામાં કોઈક જગ્યાએ સ્ત્રીનો અપૂર્ણ અંશ છે! એટલામાં તો કૂટસ્થનો શાંત સ્વર સંભળાયો:

'બેટા! દેવયાની! ચંદ્રસેનની કીર્તિ સાંભળી તું આંહીં આવી. પણ આંહીં એનો હજી પત્તો નથી! એ બાજુ જ હજી લાગે છે!'

જીવનમાં આજે પહેલી જ વાર એણે આવી સ્વસ્થ વાણી સાંભળી. પણ એનો સ્ત્રી તરીકેનો અભિમાની સ્વભાવ સ્વમાન મૂકતાં પહેલાં ઉન્મત્ત બન્યો. જુવાન માણસ તેને ' બેટા ' કહી રહ્યો હતો ? પણ એનું બધું વિષ જાણે એવી સ્વસ્થ વાણીથી એણે ઉતારી નાખ્યું હતું ! અને ચંદ્રસેનની વાત કરી એનું જીવન પણ જાહેર કરી દીધું હતું ! તેણે કૂટસ્થ સામે જોયું. કોઈ માનસિક વિગ્રહની બહુ બહુ સમજાવટને અંતે બેટા શબ્દ નીકળતો હોય એવી કોઈ પણ નિશાની ત્યાં ન હતી. મનુષ્ય પથ્થરને પથ્થર કહે તેમ કૂટસ્થે બેટા કહ્યું હતું. એ કાંઈ બોલી શકી નહિ. કોઈ અદ્ભુત પુરુષ પાસે પોતે ઊભી છે એટલો જ વિચાર એના મનમાં પ્રધાનપણે આવ્યો :

' બેટા ! દેવયાની ! ' કૂટસ્થે પુનઃ બોલવાનું શરૂ કર્યું.

' તમે કેમ જાણ્યું કે હું ચંદ્રસેન માટે આંહીં આવી છું. મેં તો એ કોઈને કહ્યું નથી ! '

' બેટા ! હું સ્ત્રીત્વનો પૂજારી છું. તારા સ્ત્રીહૃદયમાં કેટલીક અસાધારણ અભિલાષા છે. એ અભિલાષાનો બીજો અર્ધખંડ પ્રદેશમાં છે. તમારી અભિલાષા જેટલી સામાન્ય છે તેટલી જ એક બીજાની સહાયક અને પૂરક પણ છે. પણ હું બોલુ છું તે તું સમજે છે અથવા માને છે ! '

' થોડુંક સમજુ છું. '

' મેં પણ એમ જ ધાર્યું હતું. પણ હમણાં તું વિશ્વાસ રાખશે તો વધારે સમજશે. તારા જેવા સ્ત્રીદેહ મારફત કુદરત ઘણી આશા રાખે છે. તને ખબર છે, નેપોલિયનને જન્માવતા પહેલાં કુદરતની પાસે ત્રણ સામગ્રી હોવી જ જોઈએ. '

' કઈ કઈ ? '

' નેપોલિયનની મા, નેપોલિયનનું વ્યક્તિત્વ, નેપોલિયનને યોગ્ય ક્ષેત્ર ! તારાં જેવા અનેક રત્નો માનવ જાતને હજી પણ ઉત્કૃષ્ટ

સ્થિતિ ઉપર લઈ જાય, એટલા માટે ભૂમિમાં અમુક જાતના નૈતિક અને સુંદર વાતાવરણની જરૂર પડે છે. માનવ સમૂહને ઊંચે લેવા હું જે પ્રયત્ન કરું છું તેમાં તું મદદરૂપ બની શકે. એમ મદદરૂપ થવા માટે જ કુદરતે આવી સામગ્રી તને આપી હોય. તેં એ રીતે કોઈ દિવસ વિચાર્યું છે?'

'એ રીતે? ના. પણ રહો, આપનું નામ?'

'લોકો મને કૂટસ્થ કહે છે.'

'આ હા!' દેવયાનીને એ નામ હવે તો પરિચિત હતું.

તે ખુરશી ઉપરથી નીચે ઊતરી ચરણમાં લોટી પડી. 'ગુરુદેવ ક્યાં તમારો પ્રભાવ? અને ક્યાં આ વાત? હું મદદ કરનાર કોણ?'

'કેટલીક વખત સમાજમાં અનેક ચિત્રોની જરૂર પડે છે. એમાંનું એક ચિત્ર તું. આટલું ધ્યાન રહેશે તો બધું સમજાશે. હવે હું જાઉં છું. પણ તું યાદ રાખજે, તને મારા ઉપર વિશ્વાસ છે! તું મારા કાર્યમાં જોડાવાની છે. શું કાર્ય છે એ પછી પ્રગટ થશે. આજે તને અવનીશ મળવા આવનાર છે. તારી પાસે કૌશલ્ય છે. તું એની વિશ્વાસપાત્ર બનજે. પછી હું તને મળીશ. સંપૂર્ણ સ્ફોટ પછી જ થશે. પણ તું મારા ઉપર વિશ્વાસ તો રાખી શકે છે નાં?'

દેવયાનીએ મસ્તક નમાવ્યું.

કૂટસ્થ તરત રવાના થઈ ગયો. એ થોડે દૂર ગયો હશે એટલામાં અવનીશે પ્રવેશ કર્યો.

દેવયાનીએ એને આવકાર આપ્યો. અવનીશે એક ખુરશી ઉપર બેસી કેટલીક અસંગત વાતો છેડી. છેવટે બોલ્યો:

'પૈસા! પૈસા બુરી ચીજ છે, દેવયાની! પૈસા માટે માણસ શું નથી કરતો?'

'અરે મહેરબાન!' દેવયાનીએ જવાબ વાળ્યો, 'આપ કહો છો એ સાચું. પણ પૈસા વિના કોણ સુખી થયું? એક બતાવો!'

'કોઈ નહિ એ સાચું. તમારે હવે તો આંહી જ રહેવું જોઈએ.'

'મારો પણ એજ વિચાર છે, સાહેબ! આંહી જમીન વેચાતી લઈ ઘર ચણાવી લેવાં છે!'

'ચણાવવાનું શું કામ છે? તૈયાર નથી મળતાં?'

'હું ગરીબ માણસ! તૈયારમાં મરી રહું.' દેવયાનીએ બરાબર પાઠ ભજવ્યો.

'એક ઉપાય છે,' અવનીશે ગંભીરતા ધારણ કરી: 'એવું કરો કે મારા એક કામમાં તમે મદદ કરો. ને હું મહારાજા ચામરાજેન્દ્રને કહી તમને તૈયાર બંગલો અપાવી દઉં! તમારે કાંઈ ખર્ચ જ નહિ!'

દેવયાની વિચારમાં પડી ગઈ હોય તેવો દેખાવ કર્યો. 'શ્રીમાનને મશ્કરી કરવા કોઈ બીજું ન મળ્યું?'

'મશ્કરી? ના, ના, દેવયાની! આ તો સાચી વાત છે! બે ચાર કરોડની મિલ્કત માણસની બચતી હોય તો માણસ પાંચ-પચીસ હજારનો હિસાબ ગણે ખરો?'

'એવું શું કામ હું કરી શકું?'

'એવું છે કે આંહીના કેટલાક લેભાગુ મહત્ત્વાકાંક્ષી પુરુષોએ એક જુદું જ મંડળ સ્થાપી મહારાજા ચામરાજેન્દ્ર સામે સર ઉઠાવ્યું છે!'

'મૂરખના સરદાર નહિ તો! વગર મોતે મોત!'

'પણ એ મંડળ બહુ શક્તિમાન છે. મહારાજા એને દંડ દેવા કરતાં એના જ ખોદેલા ખાડામાં એને પાડવા માગે છે. એનો એક બહુ પ્રતાપી નાયક પૃથ્વીશ હાલ કેદમાં છે. તે બે દિવસમાં છૂટશે, પછી એને જરા તમારે સીધે રસ્તે લેવાનો!'

'અમે તો મોટા જોગંદરોને ય ડોલાવ્યા છે!'

'એટલા જ માટે એ સુધાનો પ્રયોગ કરવો છે! સાકરથી મરે એને કોણ ઝેર આપે? તમારી વાતમાં એને સ્થિર કરી દેવો. એના બદલામાં તમને તદ્દન નવો બંગલો ફર્નીચર સાથે – ઈનામમાં મળે

બસ? અને કહેવાય નહિ, પણ મહારાજા ચામરાજેન્દ્રની દૃષ્ટિ પડે તો આંહીં ભવિષ્યને તો કોઈ સીમા જ નથી! પણ એ સઘળું તો તમારી ચાલાકી ઉપર. બધો આધાર તમારા ઉપર છે!'

દેવયાની ગંભીર બની ગઈ. ઘડીભર કાંઈ બોલી નહિ.

'એવું છે સરકાર! કે અમે ગાનારીઓ કંઠમાંથી સુખે રોટલો તો કાઢીએ છીએ. આપને માત્ર મારી શક્તિ દર્શાવવા ખાતર હું આ કામ માથે તો લઉં. એમાં પૃથ્વીશ સાથે કામ પડશે, બીજું કોણ કોણ છે આ મંડળમાં?'

'કામિનીકુમાર નામનો એક વર્તમાનપત્રકાર અને સૌથી ભયંકર તો કૂટસ્થ નામનો સાધુ. પણ જો તમે પૃથ્વીશને એ માર્ગથી દૂર ખેસવો તો એમનું સામર્થ્ય તૂટી જાય!'

'એમ કેમ?'

'કારણ કે પૃથ્વીશ જમીનદાર છે. બીજા બધા ભિખારા છે! ગામડાઓમાં પૃથ્વીશની ખ્યાતિ સારી છે. જો કે એના વડવાને જમીનદાર બનાવનાર તો મહારાજા જગતસિંહ જ હતા. ત્યાર પછી જમીન ગીરવી મૂકવી પડી. ઘરમાં અનાજના પણ વાંધા આવ્યા. મહારાજા ચામરાજેન્દ્રનાં બહેનની કૃપાથી વૈભવ પાછો પ્રાપ્ત થયો. તમારે તો હવે હાલ એટલું જ કરવું કે પૃથ્વીશને તમારો સ્નેહ દર્શાવવો. એ કળા તમારી છે જ. કામિનીને પણ તેમ જ. એમાંથી જ બન્ને વચ્ચે વિરોધ ઉત્પન્ન થાય તો આપણો બેડો પાર!'

'નિશ્ચિંત બનો. એ કામ હું પાર ઉતારીશ. બીજું કાંઈ?'

'બીજું કામ હું તમને પછીથી સમજાવી દઈશ.'

'ભલે, પણ તમારે મહેરબાન! યાદ રાખવું કે હું તમારી છું. અને તમને પણ છેતરવાના અનેક યત્ન કરીશ. ભ્રમ ઉત્પન્ન કરવા મારે તો અનેક વેષ ધારવા પડે.'

અવનીશે ઊભા થતાં કહ્યું: 'એ પણ બરાબર. પરંતુ હવે આમાં વધુ કહેવું ન પડે. હાલ તુરત પૈસાની જરૂર પડે, તો હજાર

રૂપિયા સાથે રાખો.'

દેવયાનીએ પ્રસન્ન ચહેરે પૈસા લીધા. દીવાન તુરત ત્યાંથી નીકળ્યો, અને તેની પાછળ 'આવજો' શબ્દ સાથે દ્વાર બંધ કરવાનો અવાજ થયો. બજાર પાછું શાંત બની ગયું.

પટ્ટનનો દીવાન એકલો અંધારામાં વિચાર કરતો ઘર તરફ વળી રહ્યો હતો: એના મનથી પરાક્રમ કરીને, કૂટસ્થના મનથી પાપ કરીને, દેવયાનીના મનથી મૂરખ બનીને.

# ૧૦. ઇન્દિરા

**રાત્રિના** બારના ટકોરા પડ્યા, ભદ્રાવતીના ગંભીર જલમાં એક હોડી ચાલતી થઈ. ઘડી વારમાં એ નજર બહાર પહોંચી ગઈ. ભદ્રાવર્તના કિનારા ઉપર સીધે રસ્તે જતાં, પટ્ટનથી થોડે દૂર પટ્ટનપરા આવતું હતું. એ નદીના સામા કાંઠા પર હતું. પટ્ટનપરા દેખાવમાં તદ્દન નવીન શૈલીનું બન્યું હતું. મહારાજા ચામરાજેન્દ્રનો 'ગ્રીષ્મ મહેલ' ત્યાં નદીની જ વચ્ચોવચ્ચ શોભી રહ્યો હતો. 'રાષ્ટ્ર' પત્રની ઑફિસ પણ ત્યાં હતી. કામિની પોતે તો ઘણું ખરું પટ્ટનમાં જ રહેતો.

'રાષ્ટ્ર'ના તંત્રી કામિનીને એક મિત્ર હતો. મુંજાવર એનું નામ. મુંજાવરને પૃથ્વીશ સાથે પણ સારી પિછાન હતી. પટ્ટન મુખ્યત્વે વ્યાપારનું મથક હોવાથી, લલિતકલાનો રસિક વર્ગ ત્યાં નહિ જેવો જ હતો. આવા સ્થળમાં આ મુંજાવરને એક ધૂન લાગી. કલા — સાહિત્યકલા માટે કંઈક કરી જવાની. એના પત્ર 'કલા'નાં પહેલાં વર્ષ દુઃખમાં પસાર થયાં, પણ જીવનના એક જ આદર્શ ઉપર લક્ષ રાખી કામ કરનાર આ સાહિત્ય ફકીરે, કપડાં અને અનાજ વિના ચલાવ્યું. પ્યારાં બચ્ચાંના ભવિષ્યને ખુદાના હાથમાં સોંપી કામ કર્યે જ ગયો; પરિણામે ધીમેધીમે પટ્ટનના રસિક વર્ગે જાણ્યું કે એક અસાધારણ હઠયોગી એમને આંગણે ધૂણી ધખાવી બેઠો છે!

લોકોએ તેને બેવકૂફ ગણ્યો: એણે સમાજને ઘેલી માની. વેપારીઓએ તેની મશ્કરી કરી: પણ એ તો 'કલા'ને ધપાવતો જ ગયો. એણે 'કલા'માં એકાદ શૃંગારિક અભિનયનું આછું ચિત્ર આપી એમને ઘેલા બનાવ્યા. લોકોને સુંદર કલા ઉપર અને સુંદર સાહિત્ય ઉપર તિરસ્કાર હતો, પણ જરાક શૃંગાર દેખાતાં કલાનો સિતારો ઝબક્યો; અને તે સાથે જ મુંજાવરે રસિકવર્ગને નવા પ્રદેશમાં ખેંચી અખૂટ ભંડાર ખુલ્લો મૂકી દીધો!

'કલા'ના તંત્રીના ચૂલા ઉપર ક્યારેક તેલને અભાવે શાક ન થાય એ બને; પરંતુ તે વખતે પણ મુંજાવર ધીમા હાસ્ય સાથે 'કલા'નો આવતો અંક તૈયાર કરાવતો હોય! આ વિરલ હઠયોગીએ સાહિત્ય માટે ભેખ લીધો! એક વખત ચામરાજેન્દ્રને મહેલમાં પુસ્તકાલય કરાવવાનો શોખ થયો. મુંજાવરે હજાર રૂપિયાની જગા હડસેલી ને કહ્યું: 'મહારાજ! હું તો સાહિત્ય પાછળ નાશ પામવા જન્મ્યો છું!'

મુંજાવર અત્યારે પોતાના દીવાનખાનામાં આગલા ભાગમાં બેઠો હતો. 'કલા'નો અંક તૈયાર થતો હતો. કેટલાંક ચિત્રો એના ટેબલ પર પડ્યાં હતાં. એક બે છુટીછવાયી ચોપડીનાં પાનાં ફરફર ઊડતાં હતાં. ત્યાં બારણા ઉપર કોઈએ ટકોરો કર્યો.

મુંજાવરનું ધ્યાન નહિ હતું. ઓલીઓ કલાની સમાધિમાં હતો.

'કોણ?'

'પુષ્કર!'

પુષ્કર અંદર દાખલ થયો. એની પાછળ ઇંદિરા હતી. મુંજાવર આશ્ચર્ય અને ગભરાટમાં ઊભો થયો. પુષ્કર આવી રીતે ક્યારેય આવતો નહિ!

મુંજાવર થોડીવાર સ્થિર ઊભો રહ્યો. પુષ્કર અંદર દાખલ થયો. પાછળ ઇંદિરા કનકમય પાનીથી, કલહંસના રવ જેવો જરાક મધુર નૂપુરના ઝંકારનો અવાજ દેતી, જમીન ઉપર ભાત પાડતી હોય તેમ,

ધીમે પગલે આગળ વધી. મુંજાવર બારણું બંધ કરી તેમની પાછળ ચાલ્યો. એને આમાં કાંઈ સમજ પડી નહિ.

'ઓલીઆ ! કાંઈ અત્યારે ?' મુંજાવર પુષ્કરને આ નામથી જ ઘણી વખત બોલાવતો.

'ગુરુદેવે મોકલ્યો છે. અને......' પુષ્કરે ચારે તરફ નજર ફેરવી. મુંજાવર એનું મન જાણી ગયો. એ પાસે આવ્યો.

'અને શું ?'

'આંહીં બીજું કોણ છે ?'

'મારી પત્ની અને બે છોકરાં. બધાં નિદ્રાધીન છે.'

'ત્યારે પહેલાં તમારી પત્નીને બોલાવીને આ ઇંદિરાની ઓળખાણ કરાવી આપો.'

મુંજાવર અંદર ગયો. ઘડીમાં એક મધુર ચહેરાની મુસલમાન રમણી પુષ્કર સામે આવીને ઊભી રહી. મુંજાવર આગળ આવ્યો.

પુષ્કરે ઇંદિરા સામે જોયું. 'બેટા ! તારા ભાઈના હિતની ખાતર અને તારા પવિત્ર કુળમાં કલંક ન આવે તે માટે તને ગુપ્ત રાખવાની ફરજ પડી છે. ગુપ્ત રહેવામાં તને આ બહેન મદદરૂપ થશે. મુંજાવર પોતે પણ પૃથ્વીશનો મિત્ર છે. અવારનવાર હું આવતો રહીશ, બેટા ! મૂંઝાતી નથી નાં ?'

ઇંદિરાના અંતઃકરણમાં એક પ્રશ્ન રમી રહ્યો હતો 'પ્રતાપમલને આ વાતની ખબર હશે ?'

મુંજાવરની સ્ત્રી ઇંદિરા પાસે ગઈ 'આવો બહેન, તમારી સોબતથી મારા દિવસો પણ આનંદમાં જશે !'

ઇંદિરાએ આછા સ્મિતથી જવાબ વાળ્યો. પુષ્કર ફરી બોલ્યો:

'ઇંદિરા ! મુંજાવર સાહેબનું ઘર આપણું જ છે. બીજો બધો બંદોબસ્ત થઈ ગયો છે. માટે તું જા અને નિશ્ચિંત થઈ ને સુઈ જા.'

ઇંદિરા મુંજાવરની સ્ત્રી સાથે અંદર ગઈ.

હવે પુષ્કરે મુંજાવર તરફ ફરીને કહ્યું: 'મને ગુરુદેવે મોકલ્યો

છે. આ ઈંદિરાને તમારે ત્યાં ગુપ્ત રાખવાની છે. કોઈને ખબર ન પડે. પ્રતાપ કોઈ વખત આ તરફ આવે છે?'

'ના.'

'ત્યારે બીજું કાંઈ કહેવાપણું રહેતું નથી. હવે તમારું 'કલાનું'નું કેમ ચાલે છે?'

'ગાંડુ ગબડે છે!'

'સાહિત્યની પાછળ સંન્યાસ લીધો ત્યારે આ દશા થઈ નાં?'

'ખુદાની મરજી!' મુંજાવર બોલ્યો: પણ અસાધારણ નિરાશાભરી કરુણ શાંતિ એના શબ્દમાં હતી. ને પુષ્કરે એના ખભા પર હાથ મૂકયો; 'તેં કાંઈ ગુમાવ્યું નથી; ગુમાવ્યું છે લોકોએ!'

મુંજાવર કાંઈક સમજ્યો, બોલ્યો નહિ. ત્યાર પછી પુષ્કર 'કલા'ની ઑફિસ છોડી રવાના થઈ ગયો. તે મંદિરે પહોંચ્યો તો ફૂટસ્થ તેની રાહ જોઈને જ ઊભો હતો.

'પુષ્કર! પૃથ્વીશ તો હવે છૂટશે' ફૂટસ્થે કહ્યું.

'કેમ જાણ્યું?'

'ખબર મળ્યા છે. હવે એક કામ કરવાનું છે. પૃથ્વીશ બહાર આવે, ત્યાર પછી તે થોડા દિવસમાં જ કામિની સાથે બહાર જવાનો છે. કદાચ ચંદ્રસેનને પણ અબઘડી આવ્યો દેખાડું!'

'કોણ? ગવૈયો?'

'હા. એ બરાબર વખતસર આવી ગયો છે.'

'ચાલો ત્યારે, એ પણ ઠીક થયું.'

'હવે જો, હું હમણાં થોડા દિવસ નહિ આવું. ઈંદિરાને જમવાની સગવડ કરી આપજે. પૃથ્વીશ અને કામિની અડવાડિયા પછી પંચેશ્વર મહાલ તરફ રવાના થાશે. આહીં તું એક બસ છે. ગામડિયાને પૃથ્વીશથી જાણીતા કરજે. અને હા એક બીજું, પ્રતાપ પણ સાથે જાય એમ કરવાનું છે!'

ફૂટસ્થ આટલું બોલી ગયો ને પુષ્કર સાંભળી ગયો. ત્યાર પછી ફૂટસ્થ તરત જ રવાના થઈ ગયો. બીજે જ દિવસે ફૂટસ્થનું કહેલું

સાચું પડ્યું હતું. પૃથ્વીશ છૂટયો હતો.

પૃથ્વીશને ત્યાં જલસો હતો. લોકો પણ ખુશી થયા હતા. ચંદ્રસેન આવી ગયો હતો. અવનીશ પણ વિવેકની મર્યાદા સાચવી બરાબર વખતસર હાજર થયો હતો. સૌ હાજર થયા. પ્રતાપમલ્લ પણ આવ્યો. તેનું હૃદય જરાક ખિન્ન હતું. એણે કૂટસ્થને શોધવા નજર ફેરવી, પણ કૂટસ્થ ત્યાં હતો નહિ.

દેવયાનીએ પોતાનો કંઠ ખુલ્લો કર્યો. ચંદ્રસેન ઊંચોનીચો થઈ ગયો. આ શું ? કલકત્તાની નાચનારી આંહીં ક્યાંથી ? અવનીશે વિચાર કર્યો. આ ચંદ્રસેનને પણ જાળમાં સપડાવવા જેવો છે.

રણકાર કરતી સારંગી બંધ થઈ ત્યારે અવનીશનો સ્વર સંભળાયો:

'દેવયાની, હવે તમારા કંઠના ખરા પરીક્ષક આવી પહોંચ્યા છે.'

'કોણ મહેરબાન ?'

'કેમ ? આ ચંદ્રસેન '

'દેવયાનીએ પહેલાં જ ચંદ્રસેનને જોઈ લીધો હતો.'

પૃથ્વીશ, અવનીશ સામે જોઈ રહ્યો: પ્રતાપમલ્લ કાંઇ બોલ્યો નહિ. અવનીશે આગળ હાંક્યું:

'અને આ અમારા પટ્ટનના જમીનદાર પૃથ્વીશ. એમની પણ સ્વરોપાસના જેવી તેવી નથી હો !"

દેવયાનીએ જરાક ઠસ્સાથી મસ્તક નીચે નમાવ્યું. અંતે અવનીશને એમ લાગ્યું કે પૃથ્વીશને દેવયાની મનમાં ઠસી ગઈ છે !

'કૂટસ્થ કેમ દેખાતા નથી ? કામિની ? '

'જી, કદાચ ઘડીવારમાં આવશે !'

કોઈક આવતું હોય તેમ જણાયું, પણ એ તો અનંત હતો. ત્યાર પછી સૌ સૌને ઘેર ગયા. અનંત પૃથ્વીશ અને પ્રતાપ ત્રણ રહ્યા.

'પૃથ્વીશ ! ઈંદિરાદેવી ક્યાં છે ?' પ્રતાપે કહ્યું.

'કેમ આંહીં ! અનંત પાસે અથવા પુષ્કરને ત્યાં.' અનંત આગળ આવ્યો: એનો ચહેરો વિહ્વળ અને ભયભીત હતો. 'પુષ્કર પાસે તો એ નથી.'

'ત્યારે આંહીં હશે.'

અનંત ગભરાયો: 'આપના ગયા પછી ગુરુદેવની ચીઠી હતી. ઇંદિરાને પુષ્કરને ત્યાં મોકલી દેવી. એ પ્રમાણે, હું એને ત્યાં મૂકી આવ્યો હતો. પણ પુષ્કરે મને ખબર આપ્યા કે ઇંદિરાનું તો હરણ થયું છે!'

'હેં! હરણ થયું છે? કોણે કર્યું છે?'

અનંત ધીમેથી બોલ્યો: 'હું ત્યાં ગયો ત્યારે પુષ્કરે મારી પાસે આ વાત કરી. ત્યાર પછી એ પણ ઇંદિરાની શોધમાં છે! કોણે એ કામ કર્યું એનો પત્તો જ નથી!'

પુષ્કરે આ છેલ્લા શબ્દો સાંભળ્યા હશે, કારણ કે વાક્ય પૂરું થાય ત્યાં તેણે જ પ્રવેશ કર્યો હતો. અપૂર્ણ વાતનો ઉત્તર દેતો હોય તેમ એ બોલ્યો 'અને શોધનું પણ હજુ સુધી કાંઈ પરિણામ આવ્યું નથી.'

'પણ આ બધું બન્યું શી રીતે? હું કાંઈ સમજી શકતો નથી. ઇંદિરા ક્યાં હતી?'

'ઇંદિરા આપણા મંદિરના પાછળના બગીચામાં હતી. ત્યાં જ રહેતી. આજે સવારે હું હમેશની માફક ખબર કાઢવા ગયો ત્યારે ઇંદિરા ત્યાં હતી નહિ—'

'ક્યાં ગઈ? તમે શું અનુમાન કર્યું? શું કરો છો?'

'બીજું શું કરું? નદીપાર હોડીમાં કોઈ ઉપાડી ગયું. બીજે ક્યાંય જાય એવું નથી.'

'અને કૂટસ્થ ક્યાં છે?' પૃથ્વીશે પૂછ્યું.

'એનો પણ પત્તો નથી!'

પૃથ્વીશની આંખ ફરી 'હેં! આ શું? હું કેદમાંથી નીકળ્યો તે આ સાંભળવા?'

'ચાલો, મન્દિરે તપાસ કરો. હું આ સહન નહિ કરી શકું'"

પૃથ્વીશની સાથે પ્રતાપમલ્લ અને પુષ્કર ભદ્રેશ્વર તરફ ચાલ્યા.

## ૧૧. સોંપેલું કામ.

**પૃથ્વીશ** અને પ્રતાપમલ્લ વગેરે ભદ્રેશ્વરમાં આવ્યા. ઇંદિરા જ્યાં રહેતી હતી તે વ્યવસ્થા જોઈ. આસપાસ તપાસ કરી. નદી-પારનાં માણસોને ખબર પૂછ્યા, પણ ઇંદિરાનો ક્યાંય પત્તો મળ્યો નહિ. સૌ કૂટસ્થના આવવાની રાહ જોઈ રહ્યા. કૂટસ્થ આઠ દિવસ પછી આવશે એવા પુષ્કરના ખબર મળતાં હમણાં સૌ શાંત રહ્યા. તે દરમ્યાન સોમનારાયણ વચન પ્રમાણે, કામિનીને દેવયાનીને ત્યાં તેડી ગયો હતો. કામિનીને દેવયાનીનો કંઠ બહુ જ દિલપસંદ બની રહ્યો. સોમનારાયણે એ ઘટનાને પોતાનો વિજય માની, અવનીશને ગર્વ સાથે સઘળું કહી બતાવ્યું. એક દિવસે પૃથ્વીશ પણ ત્યાં ગયો. પૃથ્વીશના ઊંચા કદાવર શરીરમાં અમીરીની છાપ હતી. દેવયાનીને પ્રથમ પુરુષ જોવામાં આવ્યો કે જેને જોતાં એના હૃદયમાં આજ દિવસ સુધી ન ઉદ્‌ભવેલો એવો પ્રેમનો ભાવ ઉત્પન્ન થયો :

કદાચ આજે જિંદગીમાં એ પહેલી વખત પોતાને સ્ત્રી માની શકી !

'શ્રીમાન્ ! આપ તો કદી અહીં આવતા નથી.'

'હું હજી હમણાં જ કેદમાંથી છૂટ્યો છું.'

પૃથ્વીશ અને દેવયાની વચ્ચે એમ મિત્રાચારી વધી. અવનીશે ધાર્યું કે મારું ધારેલું પરિણામ આવી રહ્યું છે. કામિનીના હૃદયમાં દેવયાનીનાં આસમાની નયનોની ખરેખર અસર થઈ હતી. એક અઠવાડિયામાં તો પૃથ્વીશ અને દેવયાની વચ્ચેનો સ્નેહ પ્રસિદ્ધ

થતો ગયો. અવનીશ મનમાં આનંદ પામ્યો. એક દિવસ ભદ્રેશ્વરના મંદિરમાં પુષ્કર, કામિની, પૃથ્વીશ અને પ્રતાપમલ્લ બેઠા હતા. પૃથ્વીશ તરફ ફરી કામિનીએ કહ્યું :

'પૃથ્વીશ હવે સ્નેહના વાતાવરણમાં ઘેરાય છે !

'સ્નેહમાં કોણ નથી ઘેરાયું? પણ તમે એ વાત પર આજે અચાનક તૂટી પડયા !' કામિની બોલ્યો.

'કેમ ન તૂટે ?' પ્રતાપમલ્લે કહ્યું.

'પણ તમે એના સ્નેહની ચોરી કરી છે ! જગતમાં એવું જ બનતું આવે છે ?'

'કોણે ? મેં ?' પૃથ્વીશે કામિની તરફ ફરી કહ્યું.

'હું ચોરીનો આરોપ નહિ મૂકું, પણ સાચો સ્નેહ કોઈ અનંત સંસ્કારમાંથી જન્મે છે !'

'કામિની !' પૃથ્વીશે પોતાનો સ્વર જરા ચોખ્ખો કરીને કહ્યું. 'આ વાત આપણી મિત્રાચારીની વચ્ચે આવે છે ? આપણા સિદ્ધાંતની વચ્ચે આવે છે ? એમ આવશે તો થઈ રહ્યું !'

પુષ્કરે કામિની તરફ જોયું: "કામિની ! સિદ્ધાંત સ્થાપ્યા પછી એની પાછળ સર્વસ્વ ગુમાવવાની તાકાત હોવી જાઈએ.'

'અને એ વાત જ મારા લાભમાં છે.'

'શી રીતે ?'

'શી રીતે ? તમે સમજી શકતા નથી. સિદ્ધાંત પાછળ પૃથ્વીશે સ્નેહનો આટલો ભોગ આપવો.'

'અને કામિની ! એ વાત તારા માટે પણ નથી !'

'જવાબદારી પ્રમાણે ભોગ અપાય છે.' કામિનીએ તરત જવાબ વાળ્યો.

પૃથ્વીશનો ગંભીર સ્વર સંભળાયો: 'તમે સંસ્થા સ્થાપ્યા પછી, જો હૃદયબળ ગુમાવશો તો દરેકનો નાશ થશે.'

આ પ્રમાણે દેવયાનીના કારણે એમની મૈત્રીમાં થોડો ઘણો પણ

વિસંવાદ જન્મ્યો હતો. એ કોણ જાણે ક્યાં જઈને અટકત. પણ કૂટસ્થને એ વાતની ખબર હતી. એને ખબર હતી કે માણસ રાજદ્વારી વિષયનું જ્ઞાન ધરાવે એટલું પૂરતું નથી. ઉચ્ચ પ્રકારના અસાધારણ ચારિત્ર વિના એ પ્રજાને દોરી તો ન જ શકે. એની દોરવણીમાં આ વસ્તુ મુખ્ય હોવી જોઈએ, દૃષ્ટિ.

'કામિની ! આટલો સ્વાર્થભોગ જરૂરી છે? હું કહું છું, આજથી હું ને દેવયાની જુદાં પડયાં, સમજી લે !'

'હું ભોગ માગતો નથી. તમારું દૃષ્ટિબિંદુ એક તરફ સ્થિર કરવા માગું છું.'

'કામિનીનું પોતાનું દૃષ્ટિબિંદુ તો સ્થિર છે નાં !' અચાનક પાછલા બારણેથી પ્રવેશ કરતાં કૂટસ્થે જવાબ વાળ્યો.

કૂટસ્થ અચાનક પાછો દેખાયો : એથી સૌમાં નવું ચેતન્ય આવ્યું : કૂટસ્થે પ્રતાપમલ્લ સામે દૃષ્ટિ કરી : 'પ્રતાપમલ્લ! શંકા પડે છે કાં"

પ્રતાપમલ્લનો ચહેરો ફિક્કો પડી ગયો : એના અંતરની વાત કૂટસ્થે વાંચી હતી. ઇંદિરાનું હરણ થયું હોય એમ એ માનતો ન હતો. યોજનાપૂર્વક એને ગુપ્ત રાખવામાં આવી હોય એવી એની સમજ હતી. એ બોલતો નહિ. પણ એના અંતરમાં એ ડાઘ રહ્યો હતો. તે ધીમેથી બોલ્યો,

'દેવ ! પૃથ્વીશ પણ એમ જ માનતો હશે.'

કૂટસ્થ પૃથ્વીશ તરફ ફર્યો : પૃથ્વીશનાં વિશાળ નયનોમાં હજી, નિરાશા અને ગ્લાનિ હતાં. પણ તેના ચહેરા ઉપર સિદ્ધાંત પાછળ સર્વસ્વ ત્યાગ કરવાની દૃઢતા હતી. કૂટસ્થે કહ્યું : 'પૃથ્વીશ ! આપણે જે કાર્ય ઉપાડયું છે તે રસાયન રૂપ છે. એ પચાવતાં આવડશે તો ઠીક છે, નહિતર ફૂટી નીકળશે. દરેક વાતનો તેના યોગ્ય સમયે સ્ફોટ થવો ઘટે. પ્રતાપ! ત્યાં સુધી આપણે તો વિશ્વાસથી જ વિશ્વાસ સ્થાપવો ઘટે !

'ગુરુદેવમાં અવિશ્વાસ ક્યારેય મૂકયો જ નથી.'

'બસ. અત્યારે હવે એટલું જાણી લ્યો : ઇંદિરા સહીસલામત છે. એ આપણા મિત્રને ત્યાં પણ હોય અને શત્રુ લઈ ચાલ્યો ગયો હોય. પરંતુ આટલું જ કે એ સહીસલામત છે!' કોઈ કાંઈ બોલ્યું નહિ. પૃથ્વીશ અને કામિની પણ શાંત રહ્યા.'

'કામિની! સોમનારાયણ તારો મિત્ર બન્યો છે?'

'બનવા યત્ન કરે છે.'

'એ ઘટના તદ્દન એકલી છે એમ તું ધારે છે?'

કામિની કાંઈ સમજ્યો નહિ. પ્રતાપ અને પૃથ્વીશ ચૂપ રહ્યા.

'દેવયાની સાથે તારી મિત્રાચારી કરાવવામાં સોમનારાયણ હથિયાર રૂપ છે. પૃથ્વીશ અને તું જો આમ એક સ્ત્રી માટે સિદ્ધાંતને છોડો તો અવનીશને એટલું જ કામ છે. માટે હમણાં દેવયાનીને બાજુ પર મૂકી દો. જુવાન માણસો! યાદ રાખો કે અસાધારણ કાર્યની શરૂઆત અસાધારણ પરમાણુઓમાંથી જન્મે છે. સિદ્ધાંત માટે સર્વ ત્યાગ કરો. દેવયાની કેટલેક અંશે આપણા જ પક્ષમાં છે. પણ સ્ત્રીનો ઉપયોગ કરવાનું કામ તમારું નથી."

પ્રતાપ અને પૃથ્વીશ કૂટસ્થ સામે જોઈ રહ્યા : એ જોવામાં કેટલાક પ્રશ્નો હતા. કૂટસ્થે તેનો જવાબ આપ્યો.

'હમણાં તો કેવળ વિશ્વાસથી આગળ વધો. સમય પ્રમાણે બધો સ્ફોટ થશે. પ્રતાપમલ્લ અને પૃથ્વીશ પંચેશ્વર મહાલ તરફ કાલે જ ઉપડી જાય!'

'મારે મહારાજાની રજા મેળવવી પડશે.' પ્રતાપે અડચણ દર્શાવી.

'મહારાજા ખુશીથી રજા આપશે.'

'હું ધારું છું કદાચ નહીં આપે!'

'આપવાનું કારણ છે. તમે દૂર રહો તો મહારાજા વધારે સ્વતંત્ર રહી શકે!'

'આ સ્વતંત્રતાની વાત કોના વિષે હશે? ઈંદિરા વિષે?'

પ્રતાપમલ્લે ઊંચું જોયું: એણે પ્રશ્ન પૂછયો નહિ. પણ સ્વાભાવિક શંકા એના મનમાં જન્મી હતી.

'મારી હાજરીની આંહીં અતિ જરૂર છે. તમારા અને પૃથ્વીશના સાધારણ સમાચાર, ટપાલ મારફત ન મોકલતાં, માણુસ સાથે જ મોકલજો. ત્યાં તમે તમારાથી બનતી બધી મદદ લોકોને આપો. દક્ષિણ પ્રાંતમાં કામિની એકલો જ જાશે. પુષ્કર પોતાના ભદ્રેશ્વરમાં જ રહી શકશે. હું હાલ આંહીં છું. તમને સોંપેલું કાર્ય છે. અને તે બજાવવા કાલે રાત્રિના બાર વાગે સૌ, સૌને રસ્તે ઉપડી જાઓ? બોલો હવે કાંઈ કહેવું છે?'

'ગુરુદેવ! મારે મારા વિષે થોડું કહેવું છે.' કામિનીએ કહ્યું 'હું દેવયાની અને પૃથ્વીશના રસ્તામાં આવવા નથી માગતો.'

કૂટસ્થે તેની સામે જોયું: કામિની તદ્દન શાંત થઈ ગયો.

'કામિની! એ વ્યર્થ અભિમાન શા માટે? એ તદ્દન યોગ્ય આત્માના સંમેલન અટકાવવા કોઈ શક્તિ સમર્થ જ નથી, પણ હાલ એ વાત જ નથી. સમજ્યો?'

પૃથ્વીશના ચહેરા પર મંદ શોકની છાયા હતી. એના હૃદયમાં તોફાન હતું.

'અહીંની બધી વ્યવસ્થા મારા ઉપર છોડી તમે ચાલ્યા જાઓ! વધારે વખત રહેવાથી આપણા સિદ્ધાંતને હાનિ પહોંચશે.'

તરત જ મંડળ વિખરાયું. ને તેમના ગયા પછી પુષ્કર સાથે થોડી વાતચીત કરી કૂટસ્થ પણ રવાના થઈ ગયો.

કૂટસ્થ ત્યાંથી પરબારો દેવયાનીને ત્યાં ગયો. એ પૃથ્વીશની રાહ જોતી હતી. પગરવ સાંભળી પૃથ્વીશ આવ્યો છે એમ ધારી, એ ઊભી થઈ ગઈ. કૂટસ્થે પ્રવેશ કર્યો.

'દેવયાની!'

'ગુરુદેવ!'

'પૃથ્વીશને લોકકલ્યાણ માટે હમણાં તારી પાસેથી હું ખેંચી લઉં છું!'

'ગુરુદેવ! ઘણે વર્ષે મેં પુરુષ જોયો છે. આજ દિવસ સુધી હું સ્ત્રીઓ જોતી હતી!'

'તે હશે, પણ અત્યારે એના પુરુષાતનનો ખપ છે. વળી તને પણ ક્યાં કામ નથી સોંપાયું?'

દેવયાની ચમકી ઉઠી. અવનીશની વાત આ સાધુ જાણતો હતો. તેણે કહ્યું:

'જી હા. અને એટલા જ માટે મારા પૃથ્વીશને ચાહવાના ઉપરના દેખાવમાં, મારી આંતર તૃષા પણ છીપતી હતી.'

'પૃથ્વીશ પાછો આવનાર છે. દેખાવ હજી પણ રાખવો છે. પરંતુ હાલમાં તારે કામિની સાથે દેખાવ કરવો વધારે યોગ્ય છે!'

ભદ્રેશ્વરના મંદિરમાંથી છૂટા પડ્યા પછી પૃથ્વીશ પરામાં ગયો હતો. પંચેશ્વર મહાલ જવા પહેલાં એ મુંજાવરને મળવા માગતો હતો. પૃથ્વીશ પહોંચ્યો ત્યારે મુંજાવર પોતાની શય્યામાં સૂતો હતો. પાસે બે નાનાં છોકરાં ઊભાં હતાં.

પૃથ્વીશ ધીમે રહીને બોલ્યો: 'મુંજાવર! એક વિનંતી છે!'

મુંજાવરના પેટમાં ફાળ પડી: કદાચ પૃથ્વીશે જાણ્યું હશે કે ઇંદરા આંહીં છે! તો હવે શું કરવું? એ ગભરામણને દબાવીને બોલ્યો:

'તમને એક ખબર છે નાં? હું ગરીબ છું, પણ ખાનદાન છું. કાંઈ કરું છું તે લાલચથી નહિ, સિદ્ધાંતની ખાતર.'

પૃથ્વીશે જવાબ આપ્યો: 'એ વાત હવે નવી છે!'

મુંજાવરે કહ્યું: 'છતાં મેં તમને કહ્યું કે તમે અયોગ્ય માગણી ન કરો. હું પરાધીન છું! બીજાના આભાર નીચે છું!'

પૃથ્વીશ આશ્ચર્ય પામ્યો પણ બોલ્યો: 'મુંજાવર! હું તો આપનાર કોણ માત્ર? પણ ખુદાની ખાતર આટલું સ્વીકારો.'

પૃથ્વીશે ટેબલ પર પાંચ હજારની નોટ પાથરી હતી.

મુંજાવર મહા ચિંતામાં પડ્યો. એને લાગ્યું કે પૃથ્વીશ મને પૈસાથી ખરીદવા માગે છે !

પૃથ્વીશે આગ્રહ કર્યો : 'મુંજાવર ! તારી ફકીરીના હિસાબમાં આ કાંઈ નથી, પણ આટલું તો જરૂર સ્વીકારો !'

પૃથ્વીશ પણ ઊભો થયો : 'અને મુંજાવર જેવા ઓલીઆને પટ્ટનમાં પડ્યો રહેવા દે તો પૃથ્વીશના નામ પર હજારો કલંક હજો ! તું પૃથ્વી કરતાં સ્વર્ગને વધારે લાયક છે !'

'પૃથ્વીશ ! મેં તને ન કહ્યું ? હું પરાધીન છું : ઋણમાં છું : વચનથી બંધાયલો છું !' મુંજાવર પૃથ્વીશને જુદા જ અર્થમાં સમજતો હતો. એને એમ હતું કે પૃથ્વીશને ઈંદિરા વિષે જાણવું છે.

'તમારું એ વચન આબાદ રહો ! હજી પણ તું સતત સાહિત્ય પાછળ જ રહે !' પૃથ્વીશ મુંજાવરને જુદા જ દૃષ્ટિબિંદુથી વાત કરી રહ્યો હતો.

'હું લાચાર છું, પૃથ્વીશ ! મારું વચન હું નહિ તોડું' મુંજાવરને લાગ્યું હતું કે પૃથ્વીશ ઈંદિરા વિષે જાણવા માગે છે. અને તેને માટે આ રકમ આપે છે.

'ખબરદાર ! મુંજાવર ! એક પણ શબ્દ બોલ્યો તો !' કૂટસ્થ અત્યાર સુધી બહાર ઊભો રહી સાંભળતો હતો, તેણે મુંજાવરને હવે સ્પષ્ટ થવાના કિનારા પર જોઈ પ્રવેશ કર્યો : 'ખબરદાર !'

મુંજાવર ભડક્યો. પૃથ્વીશે પાછા વળી જોયું : 'ગુરદેવ !'

કૂટસ્થ મુંજાવરની હાલત કળી ગયો હતો. પૃથ્વીશના પૈસાને એ લાંચ માનતો હતોઃ ઈંદિરાને સોંપવા અથવા ક્યાં છે એ કહેવા માગતો હતો. કૂટસ્થે આ જોયું અને એ આગળ વધ્યો :

'મુંજાવર ! હું કહું છું તું ઉઠાવી લે. તારા કાર્યનો એ અલ્પ બદલો છે !'

'પણ ગુરુદેવ......!'

'તારા સાહિત્યના અવિરલ શ્રમ માટે આ છે, સમજ્યો.' ફૂટસ્થે બોલીને પૃથ્વીશ સામે જોયું. એના મનમાં કાંઇ શંકા ન હતી.

મુંજાવરે પૈસા લીધા. એની આંખમાંથી આંસું પડયાં. 'એ પરવર્દિગાર! પૃથ્વીશ! આખરે તમે.........'

'યોગ્ય માણસ મળ્યો કેમ મુંજાવર?'

'ગુરુદેવ! હા!'

'મુંજાવર મૂંઝાતો નથી ના?' ફૂટસ્થે પ્રશ્ન કર્યો.

'પૃથ્વીશ!' ફૂટસ્થે પૃથ્વીશ સામે જોયું, 'તને ખબર છે! સિદ્ધાંત માટે કેવા ભોગ આપવા પડે છે?'

'જી હા, એ જ સિદ્ધાંતનું બળ છે!'

ફૂટસ્થે શરૂ કર્યું: 'ઇંદિરા અત્યારે આંહી છે!' પૃથ્વીશે આશ્ચર્યમાં ઊંચે જોયું.

મુંજાવર ભડકી ગયો.

'હા, હું સાચું કહું છું પણ તું કેટલું ગુપ્ત રાખી શકશે? How many secrets you can swallow! એના ઉપર જ તારા પુરુષત્વની છાપ છે!

'ગુરુદેવ આંહી કયાંથી? અને આમ શા માટે?'

'ભદ્રેશ્વરમાંથી. અને બીજું તું પછી જાણશે!'

પૃથ્વીશ ઇન્દિરાને જોવા અધીરો બન્યો હતો. ફૂટસ્થે એ જોયું. 'હવે પૃથ્વીશ, હું જાઉં છું. મુંજાવર તારા હૃદય પરથી શલ્ય ગયું?"

'હા દેવ!'

'પણ પૃથ્વીશ! આ વાત તું તો જાણે જાણતોજ નથી! પ્રતાપને પણ ખબર નહિ, કામિનીથી પણ ગુપ્ત. સમજ્યો?'

'ગુરુદેવ! હા. પણ કારણ પૂછું?'

'કારણ કહું ત્યાં સુધી વિશ્વાસ પર જ દોરા.' વધુ કાંઈ પણ

કહ્યા વિના કૂટસ્થ ત્યાંથી રવાના થઈ ગયો. અને પાછું વાળીને જોયું: ઈન્દિરા આવતી હતી. એક વખત ફરી કૂટસ્થનો સ્વર સંભળાયો, 'પૃથ્વીશ ! કાલે રાત્રીના આંહીં નહિ હોં કે ?'

'ના, નહિ. ગુરુદેવ !'

'બસ એટલું જ.'

'મુંજાવર ! ઓલિયા ! તારી તબિયત.'

'ગુરુદેવ ! આપનો પ્રતાપ છે !'

ઓલિયાનો શબ્દ સંભળાયો ત્યાં કૂટસ્થ દ્વાર બહાર નીકળી ગયો હતો.

## ૧૨. પ્રતાપમલ્લ અને પૃથ્વીશ

'બાપુ પણ જીવતા છે હો!' ભોજો ભરવાડ ભદ્રેશ્વરના ઓટલા પર બેસી પુષ્કરને કાગળ આપતાં આપતાં બોલ્યો.

'અરે તું તે ગાંડો છે! રાજા માણસ આજે દેવ તે કાલે દાનવ!'

'ના રે બાપુ, એમ હોય? આને શું આંખ આડી ફેરવવી છે! બાપુ જીવતા જીવત છે!'

'અને એક બીજો પૃથ્વીશ ભેગો છે ને?'

'હા બાપુ, ઈ વળી એના કરતાં ચાર ચંદરવા ચડે એવા. પ્રતાપમલ્લ બાપુ કયારેક માણસથી કંટાળે, પણ પૃથ્વીશ બાપુને તો માણસ હોય તો બીજું કાંઈ જોઈએ નહિ. અરે બાપુ! ઓલા કરસન પટેલના મેઘલાને ઓળખો?'

પુષ્કરે ડોકું ધુણાવ્યું.

'આ એને પ્રમદી ખેતરમાંથી એરૂ આભડ્યો. ઘરે આવ્યો ત્યાં જીવ તાળવે ચડી ગયો ને લીલો કંચન! એ વખતે સૌ મૂંઝાણા, સૂનમૂન ઊભા. અનેક ઉપાય કર્યા. લીમડો ચાવે તો કડવો નો લાગે, માટી ડોલા લેવા મંડયો. પછી તો કીધું હવે આનું થાય શું? બાર બજ્યા, શેરના દરવાજો બંધ, કરવું શું? એમ વિચાર કરે છે ત્યાં તો બારણિયું ટપોટપ આઘીયું ખસી ગયું ને પ્રતાપમલ્લ ભાઈ પૃથ્વીશ બાપુની હારે આવીને ઊભા રહ્યા! કોણ જાણે કોણે કહ્યું હશે! અને પછી એવી વિલાયતી દવા ભૂંસી કે જુવાન કલાકમાં સડપ બેઠો થઈ ગયો.'

પ્રતાપમલ્લ અને પૃથ્વીશ કૂટસ્થના કહેવા પ્રમાણે, પંચેશ્વર

તરફ જવા રવાના થયા હતા. પૃથ્વીશ મોટો જમીનદાર હતો. અને પ્રતાપમલ્લ, તે તરફ ફરવા માટે નીકળ્યો હતો. એ તરફ ભદ્રપુરના ચાર પાંચ મોટા મહાલ હતા. દરેક મહાલ સો ગામનો બનેલો હતો. પંચેશ્વર જઈ, પ્રતાપે મુકામ નાંખ્યો ત્યાં પ્રતાપ અને પૃથ્વીશે શું કર્યું એની વાત રબારી કરતો હતો. પૃથ્વીશ લીલાપુર ગામમાં ગયો. લીલાપુરમાં એક વખત પ્રતાપ પણ પાછળથી ફરવા આવેલો. પૃથ્વીશના દીવાનખાનામાં બેસી બન્ને વાતો કરતા હતા, એટલામાં એક વૃદ્ધ માણસ આવ્યો. પૃથ્વીશ બોલ્યોઃ 'આવો કલ્યાણ પટેલ!'

કલ્યાણ પટેલે શંકાસહિત પ્રતાપ સામે જોયું. પૃથ્વીશ એ કળી ગયો : 'પટેલ, હરકત નથી, બોલો!'

'બાપુ! હવે વખત છે આવવું હોય તો, રાઘવ કાલે આવનાર છે.'

રાઘવ ચામરાજેન્દ્રનો ખાસ હજુરી હતો. અને આજે પંચેશ્વર મંદિરમાં આવવાનો હતો.

'સાથે બીજું કોણ આવવાનું છે?'

'યશલાલસિંહ!'

'પોતે? કેમ?'

'જી હા. વખતે તોફાન થાય.'

'પણ બાવાજી તો ખુશી છે ને?'

'એનો જમાઈ નાગજ છે. આપની પાસે આવ્યો હતો નાં?'

'હા ઠીક, હું આવું છું.'

કલ્યાણ પટેલ રવાના થઈ ગયો. પૃથ્વીશે પ્રતાપ સામે જોયું; 'પંચેશ્વરના સીમાડા પર મંદિર છે, તે મારા કબજાનું છે, એ તમને ખબર છે નાં?'

'હા.'

પ્રતાપમલ્લ તથા પૃથ્વીશ પંચેશ્વર તરફ જવા રવાના થયા, ત્યારે રાત્રીના દસનો સમય વીતી ગયો હતો. રસ્તામાં કલ્યાણ પટેલ અને નાજો રબારી ભેગા થયા. પૃથ્વીશે નાજાને જોઈ પૂછ્યું;

'કેમ ગોકળી! શું હકીકત છે?'

'કાલે બાવાજીની દીકરી મોતી ગાય મૂકવા આવી હતી. તેણે સમાચાર આપ્યા કે આજ છેલ્લો દિવસ છે! કાલે તો એ મહેલમાં બેઠી હશે.'

પ્રતાપમલ્લ અને પૃથ્વીશ પંચેશ્વરના મંદિર પાસે આવી પહોંચ્યા. બધું શાંત હતું. એક તરફના પાછલા બારણા પર ખડખડાટ થયો. એક બાવીસ વર્ષનો યુવાન નીકળી આવ્યો, અને પ્રતાપમલ્લ ઊભો હતો તે તરફ આવ્યો. પ્રતાપે તલવાર પર હાથ નાખ્યો. નાગજીએ ધીમેથી કાનમાં કહ્યું; 'બાપુ, એ જ ફરિયાદી.'

તે યુવાન પૃથ્વીશ પાસે આવી પહોંચ્યો. નાગજી રબારી અને કલ્યાણ પટેલ પૃથ્વીશ પાસે ઊભા હતા. તેણે કહ્યું,

'આપની રૈયત તરીકે આપનું રક્ષણ માગું છું!

'શી બાબતમાં?'

'મારી સ્ત્રીને આજે પટ્ટનમાં લઈ જવા યશલાલસિંહ આવવાના છે. મારી ફરિયાદ ખુદ રાજ સામે છે. અને મારું મંદિર આપના હાથમાં હોવાથી હું આપનું શરણ ઇચ્છું છું!'

પૃથ્વીશ ટટ્ટાર થયો એ દઢ રહી બોલ્યો:

'મોતીગર! છેક છેલ્લી ઘડીએ અમને ખબર કરવાની તારી રીત ધિક્કારપાત્ર છે! બૂઢો ડોસો શું કરે છે?'

'તે છોકરીને સાચવે છે!'

'યશલાલસિંહ આવ્યો?'

'જે સમય જાય છે તેમાં આવી પહોંચશે.'

પૃથ્વીશ અને પ્રતાપમલ્લ થોડી વાત કરી છૂટા પડ્યા. એટલામાં દૂરથી ઘોડાનો પગરવ સંભળાયો. પૃથ્વીશ એક ઝાડની પાછળ લપાયો: યશલાલસિંહ સીધો ચાલ્યા ગયો. મોતીગર બીજે બારથી અંદર ગયો, ને દ્વાર ખોલ્યું:

'કોણ મોતીગર કે?' યશલાલે પસાર થતાં કહ્યું. 'કેમ સમજી

ગયો નાં? ક્યાં છે ડોસો?'

'પાસેના ખંડમાં.'

વૃદ્ધ ડોસો બહાર આવ્યો. 'બાપુ પધારો પધારો!' યશલાલસિંહ આગળ વધ્યો.

વૃદ્ધ ડોસાએ ગળગળાં થતાં કહ્યું: 'બાપુ, જો જો મારી આબરૂ અને રોટલો આમાં છે!'

'તને ક્હીધું ને કાલે મોતી પાછી આવશે!'

'મોતીગર બહુ જીદ્દી છે. ઝેર ખાવા તૈયાર થયો છે.'

'ઝેર ખાશે તો એના જીવનો જાશે. ક્યાં છે મોતી? બહાર ઘોડાગાડી રાહ જુએ છે. ઝટ કરો. અને આ તમારાં માટે'—એમ કહી યશલાલસિંહે મહાદેવ પર ધરાવવાનું સોનાનું છત્ર અને રૂપિયાની કોથળી વૃદ્ધ ડોસાના હાથમાં આપી.

મોતીગર આગળ આવ્યો: 'સાહેબ! આનું પરિણામ સારું નહિ આવે હો! સ્ત્રીને વેચીને રૂપિયા નથી લેવા!'

'ગાંડો છે કે શું! નશીબદાર સમજ કે રાજાની દૃષ્ટિ પડી. કાલે મોતી પાછી આવશે. એક દિવસમાં શું ખાટા મોળું થઈ જાય છે? રાજાની રમ્મત છે!'

મોતીગરે પગ પછાડ્યો: 'એ બનવાનું નથી!'

'હવે વળી ડહાપણ ક્યાં આદર્યું?' એમ કહી મોતીગરને ધક્કો મારી યશલાલસિંહ આગળ વધ્યો. વૃદ્ધ ડોસો ધ્રૂજતો દૂર ઊભો.

'બાવાજી! આ મોતીગર કાંઈ લાભમાં સમજે છે કે નહિ?'

'બાપુ! કાચી બુદ્ધિ છે. કોઈક ચઢાવે તો ચડે.'

મોતીગરને પડતો મૂકી યશલાલ મોતી સાથે બહાર નીકળ્યો. ઘોડાગાડી પાસે જઈ પહોંચ્યો: 'મોતી, ચડી બેસ!' મોતીગર પાછળ દોડતો આવતો હતો. યશલાલસિંહે ગર્જના કરી: 'એ કોણ છે ત્યાં, આ મોતીગરને પકડો!'

'યશલાલસિંહ સમાલ. એ મારી રૈયત છે!' પૃથ્વીશે

પાછળથી બૂમ મારીને કહ્યું.

યશલાલ ધીમો પડ્યો નહિ. 'મોતી, ઘોડાગાડી પર ચડી બેસ, પછી જખ મારે છે!'

'મોતી! હું પૃથ્વીશ તને કહું છું કે મંદિરમાંથી બહાર ન નીકળતો!'

પૃથ્વીશ તદ્દન નજીક આવ્યો. યશલાલે મોતીને ઘોડાગાડીમાં બેસારી દીધી. ગાડીવાનને હૂકમ કર્યો, 'ચલાવ!'

મોતી ગાડીમાંથી ઊતરી પડી. યશલાલ પાછળ કૂદ્યો. 'અરે, મોતી, તું ભાગે છે!'

'પૃથ્વીશ બાપુનો હૂકમ હું નહિ લોપું!'

'અને મહારાજા ચામરાજેન્દ્રનો લોપીશ?'

'હા.' પૃથ્વીશે જવાબ આપી દીધો: 'મોતી બેટા! તું મોતીગર સાથે મંદિરમાં જા!'

મોતી ચાલતી થઈ ગઈ. યશલાલસિંહ એક ડગલું આગળ વધ્યો:

'ખબરદાર યશલાલ! મારા દેખતાં જો મારી રૈયત પર હાથ પડ્યો તો તારું શિર સહીસલામત નથી.'

'પૃથ્વીશ!' યશલાલે કરડાકીમાં કહ્યું, 'આનું પરિણામ સારું નથી. મહારાજા ચામરાજેન્દ્રની ઈચ્છા આડે આવતાં તસુ જમીન સહીસલામત નથી.'

'જમીન તો માટી છે! એને હથેલીમાં રાખી ફુ કરી દેવાની મારામાં તાકાત છે! રૈયતને વર્ણશંકર નથી કરવી, સમજ્યો કે?'

'એ તો બધું ઠીક છે!'

'પૃથ્વીશ સામે કલંક દર્શાવવાની તારામાં તાકાત છે?'

એજ વખતે ત્યાંથી એક ઘોડેસવાર પસાર થયો: તેણે મોટેથી બૂમ પાડી; 'એ કોણ છે?'

'જી હું પૃથ્વીશ!'

યશલાલ ચમક્યો: સ્વર પ્રતાપમલ્લનો લાગ્યો. પ્રતાપમલ્લ

પાસે આવી પહોંચ્યો : 'બીજું કોણ છે ?'

યશલાલસિંહે પૃથ્વી તરફ જોયું. સમાવાની જગ્યા મળે તો છુપાઈ જાઉં, તે ધીમેથી બોલ્યો : 'હું યશલાલ !'

'ઓ હો ! યશલાલ, તમે કાંઈ અત્યારે ? ઠીક થયું ચાલો ! ધીરપુર ઉપર બહારવટિયાના સમાચાર કલ્યાણ પટેલ લાવ્યા છે, માટે તમે પણ ચાલો. અરે ! કલ્યાણ પટેલ !'

કલ્યાણ પટેલ અને નાજો રબારી આગળ આવ્યા. પોતાની ગામડિયાશાહી સલામ કરી ઊભા :

'શું હકીકત છે બહારવટિયાની ? આ યશલાલસિંહને કહી સંભળાવો.'

નાજાએ ખોંખારો ખાધો. કહેવું શરૂ કર્યું :

'સા'બ ! હું પ્રમદી બાકરામાં હતો ત્યાં સામે કાંઠે બે માટી જોયા, માટી પણ બેય ઊંચા. મેં કહ્યું : એલા કુણ સે રે ! પણ બોલે કોણ ! એ તો તરત ભાગી ગયા.'

'બસ એટલું જ નાં !' યશલાલે ધીરજ ખોઈ પ્રશ્ન કર્યો. પ્રતાપમલ્લે વચ્ચે કહ્યું 'મારા ઉપર મહારાજાનો કાગળ છે, તેમાં જણાવ્યું છે કે યશલાલસિંહ બહારવટિયાની તપાસ માટે છે ! માટે પંચેશ્વર જેવાં જંગલમાં રહેલાં મંદિરોની અકસ્માત તપાસ કરવા દેવા, પૃથ્વીશને કહેવરાવી દેવું ! પૃથ્વીશ સમજ્યા કે ?'

'હા સમજ્યો ! હમણાં જ સાહેબે વિઝીટ કરી સોળ વરસનો સુંદર સ્ત્રી-બહારવટિયો શોધી કાઢ્યો !'

'તમે શું કહેવા માગો છો ?' પ્રતાપે જરાક કરડાકીમાં પૂછ્યું.

'હું શું કહેવા માગું છું તે યશલાલસિંહના નૂર ઊડી ગયેલા ચહેરાને જોવાથી તરત માલુમ પડશે !'

પ્રતાપે યશલાલસિંહ સામે જોયું. યશલાલનો ચહેરો ફિક્કો હતો. એની બધી વાત બહાર પડી ગઈ હતી.

કલ્યાણ પટેલે નમ્રતાથી કહ્યું, 'જી હા. બાપુ, યશલાલ બે દિ

થયાં મંદિરમાં આંટા ફેરા ખાય છે! બહારવટિયાની વાત તો એની નજરમાં જ છે!'

યશલાલસિંહ આ ટાઢા મારથી ઊભો ને ઊભો સળગવા લાગ્યો. તેણે આ સ્થિતિમાંથી નીકળવા નાજાને પ્રશ્ન કર્યો :

'તું વધારે શું જાણે છે?'

'વધારે શું જાણે?' પૃથ્વીશે જવાબ આપ્યો : 'મંદિરની બે દિવસ મિજબાની મળી તો આજે મિજબાનીનો બદલો આપ્યો!'

'પૃથ્વીશ! તમે આ બહારવટિયાની વાત જરા ખુલાસાથી જાણવા દ્યો!' પ્રતાપે કહ્યું. નાજો આગળ વધ્યો :

'પછી બીજે દી ચાર માટી દેખાણા! તે દિવસે જ રાત્રે ધીરપુરમાં લૂંટ થઈ. બહારવટિયા હજી ધીરપુરની ધારુંમાં છે'

'તને ખાત્રી છે?' પ્રતાપે કહ્યું.

'જી હા' નાજાએ જવાબ આપ્યો.

'તો યશલાલસિંહ તમે એની સાથે અત્યારે જ જાઓ.'

'પણ માણસની જરૂર પડશે.' યશલાલે બચાવ રજૂ કર્યો.

'માણસ કેટલાં જોશે?' પૃથ્વીશે પૂછ્યું.

'માણસ તો તમે પાછળથી મોકલજો' યશલાલસિંહે ઊંધો પાસો પડતો જોઈ ફેરવી જોયું.

'ત્યારે શું વાંધો છે?'

'મારી સાથે ઘોડાગાડી છે—ઘોડું નથી'

'ક્યાં છે? બહુ જ સારું. આ ઘોડો તમે લઈ જાઓ. હું ને પૃથ્વીશ ઘોડાગાડીમાં જઈ શું'

યશલાલસિંહ પૂરો સપડાયો. ખુલાસો કરવો ઠીક ન લાગ્યો. કલ્યાણ પટેલ ને નાજા રબારી જેવા બે જબ્બર કોમના આગેવાન ઊભા હતા!

'ત્યારે તમે હવે જાઓ છો નાં?' પ્રતાપે એ જ વાત ઉપાડી.

'આજે નહીં!'

'બાપુ! તો તો અમે ગરીબ માર્યા જઈએ,' નાજાએ ઠંડો પ્રહાર કર્યો.

યશલાલસિંહે સ્ફોટ કરવો શરૂ કર્યો: 'હું તો ચાકીનો ચાકર છું. મહારાજા ચામરાજેન્દ્રની ઇચ્છા છે કે મારે ત્યાં કાલે હાજર રહેવું!'

'ક્યાં છે હુકમ?'

'મોઢેથી આજ્ઞા છે.'

'મારા પર આજે લેખિત હુકમ છે. તમારે એકદમ ધીરપુરના બહારવટિયા સામે જવાનું છે!'

'હા બાપુ હા.' કલ્યાણ પટેલે ઠંડો માર શરૂ કર્યો, 'તમે એક વખત આવો, પછી અમે ઊભા છીએ!'

યશલાલસિંહ ઉતાવળો બન્યો: 'પણ આજે હું નહિ જઈ શકું!'

'કારણ?'

'મહારાજાની આજ્ઞા!'

'યશલાલ! જો તમે મહારાજાનો મોઢાનો હુકમ આજે રાત્રે દસ વાગે મેળવ્યો હોય તો, ટેલીફોન મહારાજાએ અગિયાર વાગે કર્યો છે! આંહી તમે અત્યારે શા માટે આવ્યા છો?'

'એટલા જ માટે!' યશલાલે સંદિગ્ધ ઉત્તર આપ્યો.

પ્રતાપ ઘોડા પરથી નીચે કૂદી પડયો: 'ઠીક આવો ત્યારે!' બીજો ઉપાય નથી જોઈ યશલાલે ઘોડા પર સવારી કરી. એણે ઘોડાને મારી મૂકવાનો નિશ્ચય કર્યો. એટલામાં અનંત આવ્યો: પૃથ્વીશને કહ્યું: 'સાહેબ માણસો તૈયાર છે. ઘોડા પણ તૈયાર છે.'

પૃથ્વીશ, પ્રતાપ, નાજો અને કરસન સૌ સવાર થયા, અને યશલાલને ખાત્રી થઈ કે પોતે કેદી બન્યો છે!

'યશલાલસિંહ! હું તમને મારી રૈયત પર મધ્યરાત્રે ઘરપ્રવેશ કરવાના આરોપ માટે કેદ કરું છું! તમે મારા કેદી છો!'

યશલાલ પ્રતાપ તરફ ફર્યો. પ્રતાપ હતો નહિ! પ્રતાપ ક્યાં?

'તારે સીધા લીલાપુરના કિલ્લામાં જવાનું છે!'

'હું કોણ છું, તમને ખબર છે?'

'લોલંપટ રાજાના ખોજા!'

'અરે પૃથ્વીશ!'

'ચૂપ! સીધા લીલાપુરમાં. અનંત, નાજા, કરસન સૌ સંભાળીને એને લઈ જાઓ! હું જાઉં છું! અનંત! મારા દીવાનખંડ પાસેના ઓરડામાં હાલ ઉતારો આપજે.'

યશલાલસિંહ નીચે મોઢે સૌ સાથે ચાલતો થયો. એ એકલો હતો. પૃથ્વીશ પ્રતાપને ત્યાં જવા રવાના થયો. પૃથ્વીશ પ્રતાપ પાસે પહોંચ્યો ત્યારે સવાર થયું હતું, પ્રતાપ બોલ્યો: 'મહારાજાનો બીજો 'ટેલીફોન' છે. ધીરપુરના બહારવટિયા સામે યશલાલસિંહે જલ્દીથી જવું!'

'ત્યારે શું સમજવું?' પૃથ્વીશ બોલ્યો. 'યશલાલસિંહ ત્યાંથી બહારવટિયા માટે નીકળ્યો જણાય છે. મોતી વિષેની ઘટના ખાનગી છે કે મહારાજાની અનુમતિથી થયેલી?'

'અનુમતિ નહિ. પણ આવી રીતે, બહારવટિયા સામે જવાનું બંધ થઈ શકે તેમ હતું, અથવા ઠેલી શકાય!'

'ત્યારે હવે શું કરવું છે?'

'યશલાલસિંહે મંદિરમાં પ્રવેશ કર્યાની મોતીગરની ફરિયાદ પરથી તમે તેને પકડયો છે! આજે તેને પંચેશ્વર મોકલી આપો!'

'જેલમાં?'

'હા.'

'કુમાર! હજી ધીરા થવાની જરૂર છે. હમણાં યશલાલ આંહી, ખાનગી રીતે ભલે રહે. મહારાજા તરફ એ હકીકત લખી મોકલી.'

પૃથ્વીશ ને પ્રતાપ ત્યાર પછી જુદા પડયા. યશલાલસિંહને અનંતની દેખરેખ નીચે રાખવામાં આવ્યો.

પૃથ્વીશ ઘરે પહોંચ્યો ત્યારે કલ્યાણ પટેલ એક નાના બે વર્ષના બાળકને તેડી આવી પહોંચ્યો હતો. બાળકના ચહેરા પર, દુઃખ કરતાં આશ્ચર્યની લાગણી વધારે હતી, પરંતુ પોતાની કોઈ પ્યારી વસ્તુની શોધમાં હોય તેમ એનાં ગોળ ચળકતાં નયનો, વારંવાર રસ્તા પર ને દૂર સુધી ફરતાં હતા. એ વારંવાર પોતાની કાલી ભાષામાં એક જ શબ્દ બોલતો હતો : મા ! એ શબ્દની પાછળ પ્રશ્ન હતો : એમ કહેવા કે મા ક્યાં છે? અથવા મા આંહી છે? કે મા આવે છે? ભોળો કણબી પ્રશ્ન તો સમજતો ન હતો, પણ વારંવાર જવાબ આપતો હતો : 'હા જો આવે!'

'જો આવે ! એ પ્યારું અસત્ય !'

પૃથ્વીશ આવી પહોંચ્યો. દીવાનખંડમાં ગયો. કલ્યાણ પટેલ પાછળ ગયો.

પૃથ્વીશે બાળક સામે જોયું. 'કોનું છે? કલ્યાણ પટેલ!'

'જી! ધીરપુરમાં પ્લેગ ફાટી નીકળ્યો છે. અને આ બાળક તદન નિરાધાર છે!'

'ધીરપુરમાં કોણ ડાક્ટર છે?'

'નરહર, પણ ડૉક્ટર કહે છે કે રોગ ચેપી છે!'

પૃથ્વીશ તે વખતે કાંઈ બોલ્યો નહિ. બાળકને અનાથ-આશ્રમમાં મૂક્યું.

ત્રીજે દિવસે ધીરપુરમાં લોકવાયકા ચાલી કે વિખ્યાત બહારવટિયા નાગાર્જુનનો નાનો ભાઈ માલદેવ પોતાની ટોળી સહિત આજે ધીરપુર પર તૂટી પડવાનો છે! ચામરાજેન્દ્રને મળવા થોડાક ગયા. તે પાછા આવ્યા. ચામરાજેન્દ્રે રીતસર પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટને મળવા કહ્યું હતું. ગામમાં પ્લેગ ચાલતો હતો. પ્લેગનો કેસ ગયેલ કોઈ બચતો જ નહિ, વૃદ્ધ પૂજારી હરિદત્તનો એક દીકરો પ્લેગમાં ગૂજરી ગયો હતો. અને તેનો નાનો ભાઈ મૃત્યુશય્યા પરથી ખસતો નહિ હતો. છોકરાને સમજાવતા હતા. નાનો સદાશિવ

હમણાં જ પટ્ટનની કોલેજમાંથી વેકેશન પર આવ્યો હતો. લોકોના ચહેરા પર ગભરામણ અને નિરાશા પ્રગટી હતી. એક બચાવનાર માત્ર પરમાત્મા જ હતો !

એટલામાં સ્ત્રીઓ ટપોટપ છૂટી પડવા લાગી. નાની કુમારિકાઓએ ઓવારણાં લીધાં. અને સર્વેની વચ્ચે પટ્ટન યુવરાજ પ્રતાપમલ્લ અને તેની પાછળ જમીનદાર પૃથ્વીશ ઊભો હતો ! પ્રતાપમલ્લને જોઈ સૌએ નીચા વળી, સલામ કરી. વૃદ્ધ પૂજારી હરિદત્ત આગળ આવ્યો. રડી પડ્યો !

'શું છે ?' પ્રતાપમલ્લે તદ્દન શાંત સ્વરે પૂછ્યું.

લોકો વાત સાંભળવા ભેગા થવા લાગ્યા. લોકોએ આજ પચાસ વર્ષ પછી ધીરપુરમાં રાજાના કુંવરને પગે ચાલીને આવતાં જોયો હતો. પ્રતાપમલ્લ કાંઈક કરશે એમ સૌના હૃદયમાં હિમ્મત આવી !

એક જણે જવાબ આપ્યો : 'સાહેબ, પ્લેગનો કેસ થઈ ગયો છે ! અને પૂજારીનો બીજો દીકરો મૂડદાં પરથી ઊઠતો નથી !'

'રાયમલ્લ !' પ્રતાપે બૂમ પાડી.

લોકના સમૂહની પાછળથી એક તીણો સ્વર આવ્યો : 'જી સાહેબ !'

'ડોક્ટર નરહરને બોલાવો !'

એક જુવાને હિમ્મત કરી કહ્યું : 'સાહેબ ! ડોક્ટર સાહેબ ડીસ્ટ્રીક્ટમાં ફરવા ગયા છે.'

પ્રતાપમલ્લ બોલ્યો નહિ. એ આગળ વધ્યો. વૃદ્ધ પૂજારી ને બીજા ધ્રૂજ્યા : 'સાહેબ ! રોગ ચેપી છે ! છોકરું છે, ઘડી પછી ઊઠશે !'

'તમે ધીરપુરનાં માણસ મૃતદેહ માટે માન ધરાવતા નથી કાં ?' પૃથ્વીશે જવાબ વાળ્યો.

કોઈ કાંઈ બોલ્યું નહિ. પ્રતાપમલ્લ આગળ વધ્યો. સદાશિવ પોતાના ભાઈની છાતી પર મોં મૂકી આંસુ સારતો હતો. સૌ

આશ્ચર્યચકિત થઈ જોઈ રહ્યા. પ્રતાપે સદાશિવને ખભેથી હલાવ્યો. સદાશિવ બોલ્યો નહિ. પ્રતાપે બીજી વાર હલાવ્યો. 'સદાશિવ !' પ્રતાપે તેનો ખભો ઝાલી કહ્યું : 'તારા રાજા માટે તને માન નથી ? ભાઈ ! એના સામે જોવા જેટલી તારામાં શ્રદ્ધા નથી ?' સદાશિવે પોતાનું મોં ઊંચું કર્યું : એની આંખ છલકાઈ જતી હતી ! 'સરકાર ! મારો ભાઈ !'

પૃથ્વીશે પાછળથી ટેકો પૂર્યો : 'સદાશિવ ! ભાઈ ! બીજો ઉપાય જ નથી.'

પ્રતાપમલ્લે સદાશિવનો હાથ ઝાલ્યો. કાંઈક નાખુશીથી તેણે આપ્યો. પ્રતાપે ધીમેથી એને ઊંચો કર્યો. પોતાના હાથના ટેકામાં લઈ લીધો : 'સદાશિવ !'

સદાશિવ કાંઈ બોલી શક્યો નહિ. એ માત્ર રડી પડ્યો. સદાશિવને વારંવાર અભ્યાસમાં મદદ દેનાર, યુવરાજના હાથમાં પોતે હતો, અને પછી તરત જ સ્મશાન તરફ માણસો રવાના થયા !

લોકોએ એક વખત ફરી શિર ઝુકાવ્યું, આ વખતે હૃદયના ખરા ઊમળકાથી. અને પ્રતાપ તથા પૃથ્વીશ ત્યાંથી રવાના થઈ ગયા.

પ્રતાપ અને પૃથ્વીશ બીજી તરફ ગયા. લોકો બીકથી દ્વાર બંધ કરી બેઠા હતા. સાંજ પડતી હતી ને ઉપર માલદેવનો ભય ગાજતો હતો. ઘડીવારમાં પ્રતાપમલ્લ આવ્યાની વાત આખા શહેરમાં ફેલાઈ ગઈ. લોકો ટોળે ને ટોળે ભેગા થવા લાગ્યા : પ્રતાપમલ્લદેવની જય ! પૃથ્વીશની જય ! લોકોએ હર્ષઘેલાં થઈ પોકાર કર્યો. સ્ત્રીઓ અને પુરુષો, વૃદ્ધો અને બાળકો સૌ પોતાના ભવિષ્યના રાજાને, પ્લેગની વચ્ચે ફરતો જોઈ આફ્રીન થયા હતા !

એટલામાં સ્ત્રીઓએ એક ચીસ પાડી. બાળકો રોતાં છાનાં રહી ગયાં અને બીકણ માણસો ધ્રૂજવા લાગ્યાં ! ગામના ચોકમાં માલદેવ પોતાની ટોળી સાથે ઊભો હતો. કૂટસ્થે શાંત રહેવા કહેલું છતાં માલદેવ વધારે વખત ધીરજ રાખી શક્યો નહિ. તેણે

બધો નીલો વેષ પહેર્યો હતો. તેની કમર પર તરવાર લટકતી હતી. એના હાથમાં ભરેલી બંદૂક હતી, તેણે ગામમાં પ્રવેશ કર્યો હતો, અને લોકો ભયથી ચિત્રવત્ સ્થિર ઊભા રહી ગયા! પ્લેગનો ભય ચાલ્યો ગયો! આનંદ વિસરી ગયા.

પૃથ્વીશ લોકો તરફ ફર્યો, 'બાયલાઓ! તમારી સ્ત્રીઓ લૂંટાય તેની તમને દરકાર નથી? હું અને પ્રતાપ બે જ સામે જઈશું. તમે ઘરમાં જાઓ! સ્ત્રીઓ ઘરમાં શોભે!'

પાંચ સાત યુવાન નીકળી આવ્યા. પ્રતાપે તેમના તરફ જોયું. પ્રતાપ ધીમેથી, માલદેવ સામે આગળ વધ્યો! લોકો સ્તબ્ધ બની ગયા. આનું પરિણામ વિપરીત આવશે એમ ધારી નેમચંદ શેઠ, સોમચંદ મોદી, અને પાનાચંદ કામદાર પ્રતાપ પાસે ગયા.

'સાહેબ! અત્યારે માલદેવ સાથે સમાધાન કરી લ્યો. પાછળથી બંદોબસ્ત કરશું'

'શા માટે પાના શેઠ!' પૃથ્વીશે કરડાઈમાં પૂછ્યું.

'સાહેબ! બહારવટિયો છે. મરણ ઉપર જ બેઠો છે. કુમાર સાહેબ બિનઅનુભવી છે.'

'ત્યારે તમે અનુભવી આગળ વધો!'

પાનો શેઠ હસી પડયા: 'જી અમે શું? રાજનો પ્રતાપ છે!'

'ત્યારે તમને બીક લાગતી હોય તો ઘરમાં જાઓ,—' પૃથ્વીશે કહ્યું, 'તમને ખબર છે યુવરાજ પ્રતાપમલ્લ અત્યારે પોલીસ કમિશ્નર છે!'

'જી હશે, પણ ઉઘાડી વઢવાડમાં ફાયદો નથી!'

'પાના શેઠ! તમે ઘરમાં છાની વઢવાડ કરજો'—પૃથ્વીશે કહ્યું:—'બાકી, પોલીસ કમીશનરનો પગાર ખાનારે, અત્યારે સામે જવું જ જોઈએ. એ પગાર મરવાનો છે! મારો એ મત છે, ને હું પ્રતાપ સાથે મરવા જાઉં છું. પાના શેઠ તમે આવો છો? સોમચંદ મોદી તમે?'

વેપારી તો પસ્તાણા કે કહેવા આવ્યા કયાંથી? હવે તો થાય તે થાવા દો! પડશે તેવા દેવાશે! માલદેવના ઝપાટામાં આવશે એટલે સીધા થઈ જશે.

પૃથ્વીશ એના વિચાર માપી ગયો. 'પાના શેઠ! હવે વખત નથી. અમે પાછા મળશું. પાછા મળીએ તો ભલે, નહિતર રામ રામ!' પ્રતાપમલ્લે જતાં જતાં કહ્યું.

સૌ મંડળ જોઈ રહ્યું. કેટલાક સારા યુવાનો પાછળ ચાલ્યા.

માલદેવ ધીમે ધીમે આગળ આવતો હતો. લોકો એને જોઈ સંતાતા ફરતા હતા. પણ પ્રતાપ અને પૃથ્વીશ અચાનક થંભી ગયા. માલદેવની સાથે કૂટસ્થની વિશાળ મૂર્તિ હાથમાં હાથ મિલાવી આવતી હતી! બહારવટિયો નમ્ર શિષ્યની માફક ચૂપકીથી આવતો હતો. માલદેવ તદ્દન નજીક આવી પહોંચ્યો.

'મેં કહ્યું તે ખ્યાલમાં રહ્યું? રાજાની મૂર્તિનું ધર્મવિષય સિવાય બીજા વિષયમાં ગૌણપદ ન થવા દેવા, હું જાઉં છું! પણ તું સમજ્યો છે?'

'જી હા. પણ મારો ન્યાય? ગુરુદેવ!'

'તને મેં શું કહ્યું?' કૂટસ્થ બોલ્યો.

'તારો ન્યાય યુવરાજ પ્રતાપમલ્લ પોતે કરશે. તેની પાસે, આ બાજુ ઊભો તે જમીનદાર પૃથ્વીશ–રાજકેદી! તારે એ પ્રમાણે કરવાનું છે, સમજ્યો?'

'ગુરુદેવ!'

માલદેવ નમ્ર શિષ્યની માફક ચરણમાં લોટી પડયો. અને કૂટસ્થ તરત પાછું પણ જોયા વિના રવાના થઈ ગયો! માલદેવ આગળ વધ્યો. લોકો ઉશ્કેરાયેલા હતા. પ્રતાપ સ્થિર ઊભો હતો. બહારવટિયો પાસે આવ્યો. શ્રીફળ પ્રતાપના ચરણમાં મૂકી બોલી ઊઠયો:

'રાજાના ન્યાય સામે હું લૂટારો નથી! આપને શરણે છું!'

પ્રતાપે વાંસો થાબડયો : 'શાબાશ ! પટ્ટનને તમારા જેવા વીરપુરુષની જરૂર છે !'

'માલદેવ !' પૃથ્વીશે કહ્યું : 'હું જેની પાછળ ચાલું છું તેના ન્યાય વિષે શંકા શી ?'

'બાપુ ! હવે શંકા નથી.'

લોકો વધારે રસભેર વાત સાંભળવા લાગ્યા. પૃથ્વીશે માલદેવનો હાથ પોતાના હાથમાં લીધો, ને બન્ને જણા પ્રતાપની પાછળ ચાલ્યા. લોકો આવેશમાં આવી બોલી ઊઠયા : 'પ્રતાપમલ્લ દેવની જે !'

પૃથ્વીશે ચારે તરફ જોયું. કૂટસ્થ એક બાજુ લોકના સમૂહમાં શાંત ઊભો રહી બધું જોતો હતો. પણ એનો વેષ જુદો હતો. પૃથ્વીશે હાથ ઊંચો કર્યો. લોકોની દૃષ્ટિ એ બાજુ ફરી. માલદેવ ભડકયો. પણ તરત જ કૂટસ્થની છાના રહેવાની નિશાની મળતાં પૃથ્વીશ આગળ ચાલ્યો. માલદેવને ન્યાય થતાં સુધી નજરકેદ રાખવામાં આવ્યો.

પૃથ્વીશ અને પ્રતાપની આ વિજયવાર્તા બધે પ્રસરી. પંચેશ્વર મહાલના સંખ્યાબંધ માણસો પ્રતાપને મળવા અને જોવા આવતાં. તે દરમિયાન, ચતુર અવનીશના હુકમથી, ચામરાજેન્દ્રે પ્રતાપને પટ્ટનમાં આવવા ફરમાન કર્યું : એ વખતે જ પૃથ્વીશને પણ આવવા માટે પુષ્કરે લખ્યું હતું. પંચેશ્વર અને એની આસપાસના મહાલોમાં આ બન્નેનાં નામ ઘરગથ્થુ શબ્દ જેવાં થતાં જતાં હતાં. પ્રતાપ પટ્ટન જવા નીકળ્યો. તેની પાછળ માલદેવ અને યશલાલ કેદીની હાલતમાં નીકળ્યા. અને સૌથી છેલ્લે પૃથ્વીશ રવાના થયો.

## ૧૩. શું કરવું?

પ્રતાપમલ્લ પટ્ટનમાં પહોંચ્યો એ ઘટનાને કેટલાક દિવસ વીતી ગયા. કામિની દક્ષિણ પ્રાંતમાંથી હજી આવ્યો ન હતો. કામિનીની રાહ જોઈ સૌ બેઠા હતા. તે દરમ્યાન એક નવીન ઘટના ઉપસ્થિત થઈ.

અવનીશ અને ચામરાજેન્દ્ર ઘણી વખત નિયમસર સાથે ભદ્રેશ્વર તરફ ફરવા જતા હતા. એક વખત ખબર મળ્યા કે આજે ભદ્રેશ્વરમાં મોટી કથા છે, અને ગામડામાંથી પુષ્કળ માણસો આવનાર છે. એ સમાચાર સહજ હતા. પણ પ્રતાપમલ્લ અને પૃથ્વીશ પંચેશ્વર મહાલમાં ફરી આવ્યા પછી સ્થિતિ વિચિત્ર થઈ હતી. ગામડાના લોકોને પ્રતાપ પર સંપૂર્ણ વિશ્વાસ બેઠો હતો. માલદેવને એનો ગરાસ પાછો ન મળ્યો ને એ જેલ તોડી નાઠો, છતાં, લોકોને પ્રતાપમલ્લમાં એટલો વિશ્વાસ બેઠો કે હવે બહારવટિયાથી ધ્રૂજતા બંધ થયા! પ્રતાપ ધીરપુરમાં પ્લેગમાં ફર્યો, એટલે તો લોકોએ તેને રાજા નહિ પણ દેવ માન્યો! આવી સ્થિતિ હોવાથી અવનીશ તથા ચામરાજેન્દ્ર, પ્રતાપની દરેકે દરેક હિલચાલ બારીકીથી તપાસતા હતા. આજે તેઓ ભદ્રેશ્વર તરફ જતા હતા.

'એક માત્ર ફૂટસ્થ હાથમાં આવે!' અવનીશે ચામરાજેન્દ્રને કહ્યું.

'આપની એ દેવયાનીવાળી યુકિત અફળ ગઈ?'

'ના, એ હજી ચાલે છે. પણ ફૂટસ્થ બે વિરોધી સત્ત્વોને સાથે રાખી શકે છે!'

'કૂટસ્થનો હવે શું ઉપાય કરવો ?'

'એને કેદમાં નાંખીશું ?' અવનીશે ઉચ્ચાર કર્યો. એટલામાં જ એની દૃષ્ટિ રસ્તા પર પડી. ને કૂટસ્થ તેની સામે જ દૃષ્ટિ રાખી જાણે ત્યાં ઊભો હતો. અને એ દૃષ્ટિ અનિવાર્ય બળથી એને વીંધી રહી હતી. અવનીશ ઘડીભર સ્તબ્ધ થઈ જઈ નિરાશાવાદી બન્યો, પરંતુ સ્વભાવથી જ એ આનંદી હોવાથી, તેણે વધારે ગ્લાનિ ન પામતાં હાલ તો કૂટસ્થની દૃષ્ટિ ચુકાવવી બસ ધારી. પછીની વાત પછી.

'હવે બહુ જ યુક્તિથી કામ લેવાનું છે.' ચામરાજેન્દ્રે જવાબ આપ્યો. 'મેં નિશ્ચય કર્યો છે કે . . .' એટલું બોલી ચામરાજેન્દ્રે અવનીશના કાનમાં કાંઈક કહ્યું.

અવનીશ આશ્ચર્ય પામી ગયો: 'હેં ક્યારે ?"

'થોડા દિવસમાં !'

અવનીશે ડોકું ધુણાવ્યું : 'મનાય ન મનાય, પણ એનામાં કાંઈક શક્તિ છે: જાદુ જાણતો હશે. એમાંથી પણ એ તો બચી જવાનો.'

'તો પછી સોમનારાયણને સોંપેલું કામ કાંઇક પરિણામ લાવશે.'

'કામિની સાથે પૃથ્વીશને મતભેદ પડયો, પણ કૂટસ્થની આજ્ઞા બન્નેએ ખુશીથી ઉડાવી !'

'એ જોગટાનું શું કરવું ! માલદેવ જેવો બહારવટિયો પણ એને નામે રીઢા !'

'પાછી ધીરપુરમાં પ્રતાપની કીર્તિ એમ જ ફેલાણી —'

મંદિરના ચોગાનમાં આમ વાર્તાલાપ કરતા તેઓ આવી પહોંચ્યા. ત્યાં હજારો માણસોનો સમૂહ વડ નીચે એકઠો થયો હતો. એમને જોઈને સૌ દૂર ખસી ગયા. સલામો થવા માંડી. ચામરાજેન્દ્ર હસતે ચહેરે સલામો ઝીલતો મંદિર તરફ ગયો.

મંદિરમાં એક તરફ પુષ્કર ઊભો હતો. ચામરાજેન્દ્રને જોઈ પૂજારી સામો આવ્યો ને આશીર્વાદ આપ્યો. ચામરાજેન્દ્રે મસ્તક

નમાવી, એ ઝીલી લીધો.

પણ થોડીવારમાં ત્યાં કૂટસ્થ પણ આવ્યો. અવનીશના ચહેરા પર ગભરાટ છૂટયો : તે મોટેથી બોલ્યો, 'ઓહો ! તમે આંહી પણ છો ?'

કૂટસ્થે જવાબ આપ્યો: 'હું તો હાલ આંહી જ છું. અથવા . . . હું કયાં નથી ?'

અવનીશે આ વિચિત્ર જવાબથી ગભરાઈને કૂટસ્થની દૃષ્ટિ ચૂકવવા યત્ન કર્યો, પણ વ્યર્થ.

એવામાં કામિનીને લઈને પૃથ્વીશે પ્રવેશ કર્યો. અવનીશ હસતે ચહેરે ઈર્ષાથી, આ મિત્રો તરફ જોઈ રહ્યો. પછી એ પોતે ચામરાજેન્દ્ર સામે બાગ તરફ ગયો. કૂટસ્થ પૃથ્વીશ તરફ ફર્યો :

'પૃથ્વીશ ! અનંત કયાં છે ?'

'બાગમાં છે.' પૃથ્વીશે કહ્યું.

'અને ચંદ્રસેન ?'

'એ પણ બાગમાં.'

'પૃથ્વીશ !' કૂટસ્થના ચહેરા પર શાંતિ હતી, પણ અવાજ પરથી કાબૂ ગયો હતો. પૃથ્વીશે કૂટસ્થને આટલો કરુણ થતો કયારે ય જોયો ન હતો ! એ આશ્ચર્ય પામ્યો, 'પૃથ્વીશ !'. કૂટસ્થ ફરી બોલ્યો : 'આ ચીઠી લઈને તું પોતે જ-બીજું કોઈ નહિ-તું પોતે જ પ્રતાપને જલદીથી મળ ! તું જ હો, અનંત નહિ !'

આ વખતે ચામરાજેન્દ્ર અને અવનીશ મંદિરના અંદરના બાગમાં, ન સાંભળે તેટલે દૂર પહોંચી ગયા હતા.

'ગુરુદેવ, શું છે ? આપના ચહેરા ઉપર સાધારણ મનુષ્યને યોગ્ય એવી આજ આ નિશાની ? એ શું ?'

'પૃથ્વીશ ! સમય ગુમાવવાનો નથી. હમણાં તો તું જલદીથી જા. પ્રતાપને ચીઠી આપી દે. ને તુરત પાછો ન આવતાં તારા મહેલે જ ચાલ્યો જા ! જવાબ આપવા અનંતને આંહીં મોકલજે.'

'ગુરુદેવ ! એવું શું છે ?' કામિનીએ અધીર થઈને પ્રશ્ન પૂછ્યો.

'દક્ષિણ પ્રાંતમાં કોની અસર વધારે, કામિની ? તારી કે પૃથ્વીશની ?' જવાબ ન આપતાં કૂટસ્થે સામે પ્રશ્ન કર્યો.

'કામિનીને દક્ષિણ પ્રાંતના લોકો પૂજે છે !' પૃથ્વીશે જવાબ આપ્યો.

'ઠીક . . ક' કૂટસ્થે જવાબ આપ્યો. અને પછી ઉમેર્યું ' હવે તું જલદી જા.'

પૃથ્વીશ ચિઠ્ઠી લઈને ચાલ્યો ગયો.

ચામરાજેન્દ્ર અને અવનીશ થોડીવારમાં બગીચામાંથી પાછા ફર્યા, ત્યારે વડ નીચે હજારો માણસોની ગીરદી થઈ ગઈ હતી. પુષ્કર એક ઊંચા આસન ઉપર બેસીને મહાભારતની વાર્તા વાંચતો હતો. કામિની અને કૂટસ્થ હજી મંદિરમાં જ હતા.

અવનીશ બહાર નીકળ્યો. લોકસમૂહને આમ વળતો જોઈને એણે ચામરાજેન્દ્રને કહ્યું:

'હવે આનું ટ્રંકેથી પતાવી દેવાની જરૂર છે ! આજ થાય તો કાલે નહિ !' અવનીશે મહારાજને કહ્યું.

'પણ શી રીતે કરવું એ મને ખબર નથી પડતી, કામિની દક્ષિણમાં આવી જ ધાંધલ કરી આવ્યો છે. માલદેવના પ્રસંગથી દરેક સાધારણ માણસ પ્રતાપ તરફ ફર્યો છે !'

'ચાલો, આ કથામાં જવું છે ?'

'હા, ચાલો. એમાં શું વાંધો છે !'

કૂટસ્થે ચામરાજેન્દ્રને કથા સાંભળવા જતો જોયો. તેણે કામિનીને કહ્યું. 'તું કથામાં જઈને બેસ; અનંતને આવતાં દેખે કે તરત જ મોટેથી બૂમ પાડીને પૂછવું.'

'શું પૂછવું ?'

'કેમ અનંત ! શું સમાચાર છે ? એટલું જ.'

'પછી ?'

'પછી અનંતને મહારાજા ચામરાજેન્દ્ર પાસે દોરી જજે. ત્યાં

હું આવું છું !'

કૂટસ્થના કહેવા પ્રમાણે કામિની અંદર ગયો. સૌ ચામરા-જેન્દ્રને નમન કરવા ઊભા થયા હતા.

ચામરાજેન્દ્રે જગ્યા લીધી–પુષ્કરની કથા ચાલી. એ અભિનવ પ્રયોગ હતો.

'અર્જુનને બે પ્રશ્નો વચ્ચે નિર્ણય કરવાનો હતો. આપણા જીવનમાં પણ કયારેક એ પ્રશ્નો આવી ઊભા રહે છે. ધીરપુરનો હાલનો તાજો જ દાખલો જુઓ.' પુષ્કરે ચામરાજેન્દ્ર સામે જોયું, પણ ચામરાજેન્દ્રે નજર ચુકાવી.

'રાજધર્મનું પાલન કરવા માલદેવ સામે યુદ્ધમાં જવાની વાત હતી. અથવા રાજધર્મનું પાલન કર્યા વિના નામના રાજા રહેવાનું અને વધારે વખત જીવવાનું પસંદ કરવાનું હતું. યુવરાજ પ્રતાપમલ્લે પોતાની જાત હોમી. શ્રેયસ્ ને પ્રેયસ્ વચ્ચે આવી પસંદગી કર-વાનો સમય આવે ત્યારે શ્રેયસ્ તરફ વળે તે રાજા—ખરા અર્થમાં એ જ રાજા છે–બાકી બધું નાટકના રાજા જેવું. યુવરાજ પ્રતાપ-મલ્લે પોતાનો રાજધર્મ પાળ્યો. આનું નામ જ તપ. તપ એટલે દુઃખમાંથી પસાર થવું, સ્વાર્થ હોમવાની શકિત મેળવવી, સ્વાર્પણ શીખવું. પ્રતાપમલ્લે પ્રજાને રક્ષી : હવે આ પ્રજા વખત આવે તો પ્રતાપમલ્લનો વાળ વાંકો થવા દઈ શકે ?'

'ના. ના.' હજારો અવાજ આવ્યા.

'કારણ કે જે રાજા આપણા માટે મરવા તૈયાર થાય, તો એ રાજા માટે આપણે મરવા તૈયાર થઈએ !'

કૂટસ્થ આતુરતાથી અનંતની રાહ જોતો હતો, પણ અનંત હજી આવ્યો નહિ. કલાક વીતી ગયો. પુષ્કરની કથા પૂરી થવા આવી. સભા વિખેરાણી અને સૌ ચામરાજેન્દ્રની ગાડી પાસે જમા થતા હતા, એટલામાં એક સવાર દોડતો આવ્યો :

'સરકાર ! માલદેવ આવી રહ્યો છે. સાથે બહુ માણસ છે !'

ચામરાજેન્દ્ર અને અવનીશ ગભરાયા. લોકો પણ ગભરાટથી અને રસથી સાંભળવા લાગ્યા. થોડી વારમાં બધે ભય પ્રસરી ગયો !

'કોણ છે ? શું છે ?' કૂટસ્થે ત્યાં આવીને લોકોમાં પ્રશ્ન કર્યો.

'એ મારાજ ! માલદેવનું નામ સાંભળ્યું છે ? એ આવે છે.' એક ગામડિયાએ જવાબ આપ્યો, 'આ માણસ સમાચાર લઈ આવ્યો છે !'

ગભરાટમાં લોકો ચામરાજેન્દ્ર શું કહે છે તે સાંભળવા તલપાપડ થઈ રહ્યા હતા.

એટલામાં અવીનાશનો અવાજ આવ્યો :

'સૌ શાંતિથી અત્યારે ઘેર પાછા ફરો. બીઓ નહિ ભાઈઓ ! મહારાજા પોતે આ વખતે સામે જનાર છે !'

લોકોને આ જોઈતું હતું, રક્ષણ. એટલે એમણે તરત ઉપાડી લીધું : 'મહારાજા ચામરાજેન્દ્રની જય !'

ચામરાજેન્દ્રે પાછળ જોયું. કૂટસ્થ અવનીશ સાથે ત્યાં ઊભો હતો. એની આંખમાં વિજયની ઘોષણા હતી! લોક ઇચ્છાને માન આપવાની રાજાને ફરજ પડતી હતી એ વિષેની.

એટલામાં તો કામિનીનો સ્વર આવ્યો : 'ચાલો ભાઈઓ ! પટ્ટનના રક્ષણ માટે, મહારાજા ચામરાજેન્દ્રની પાછળ સૌથી પહેલો હું જ ચાલીશ ! હવે વખત ગુમાવશો નહિ ! ચાલો બીજા કોણ કોણ જુવાન બહાર નીકળે છે ?'

ચામરાજેન્દ્ર તો હજી વિચાર કરતો હતો. પોતે ધાર્યા કરતાં વાત ઉલટી ઊતરતી હતી. આ તો ખરાખરીના ખેલની વાત આવી હતી.

'પ્રતાપમલ્લ ક્યાં છે ?' તેણે રસ્તો કાઢવા સવારને પૂછ્યું.

લોકો જવાબ સાંભળવા આતુર બન્યા, એમનામાં આશા આવી : એક છેડેથી સ્વર આવ્યો.

'કુમાર જુદ્ધે ચડે તો પછી માલદેવના બાપનો પણ ભાર નથી !'

અવનીશે આ સર્વ જોયું : કૂટસ્થે સામું જોયું : કૂટસ્થની આંખ હસી રહી હતીઃ જાણે કહેતી હોય, 'કેમ, શું જુઓ છો ?'

'આ તમારો પ્રભાવ !' એણે કૂટસ્થને કહ્યું.

'મારો પ્રભાવ? કેમ એ ખૂંચે છે?'

'ના ખૂંચતો નથી. લોકમત દૃઢ થતો જાય છે.'

'ત્યારે ભલા માણસ! તું સમજતો નથી. એ કુદરતને જ અનુકૂળ છે.'

અવનીશ કંઈ જવાબ આપ્યા વિના સવાર બોલી રહ્યો હતોઃ તે સાંભળવા લાગ્યો. 'એ કલાક પહેલાં જ બહારવટિયા નીલમપુર ગયા! બહારવટિયાએ એ ગામ ભાંગ્યું છે. ને માલદેવ ભદ્રેશ્વરની ટેકરીઓમાંથી આ બાજુ આવ્યો છે. અત્યારે એની પરા ઉપર નજર છે!'

'એકદમ યશલાલસિંહને ખબર કરો!'

ચામરાજેન્દ્રનો શબ્દ સંભળાયો ને પછી તરત જ ચામરાજેન્દ્રની ગાડી પાછળ, ઘોડેસવારોના પડઘા સિવાય બીજી કંઈ નિશાની ન રહી!

પુષ્કર આવી પહોંચ્યો : 'શું મહારાજ પોતે સામા ગયા ?'

કામિની ઘણે દૂર હતો. તેણે મોટેથી જવાબ આપ્યો, 'લોકો માટે જીવને જોખમમાં નાંખવાનું એક પ્રતાપમલ્લને જ સોંપ્યું છે. મહારાજા તો ખાસા મજેના મહેલમાં પોઢવાના છે! મહારાજ ને કોઈકે પૂછવું'તું કે અમારું રક્ષણ કોને સોંપ્યું છે?'

માણસોમાં આ શબ્દ ફેલાઈ ગયા. સૌને ચામરાજેન્દ્રના નામ સાથે જ પ્રતાપનું નામ લેવાનું સહજ સ્ફુર્યું!

'આંહી કાંઈ ધીરપુર ન હોય, ભાઈઓ! પોલીસનો બંદોબસ્ત ભારે છે. પછી મહારાજા નિરાંતે કેમ ન સૂએ?' પુષ્કરે જવાબ આપ્યો.

'પોલીસ પણ પેટ માટે મરવા તૈયાર નથી! આપણે ગામ-

ડિયા. આપણું કોને પેટમાં દુઃખે ? મારા ભાઈ ! એ તો આપણે જ એવા એમાં કોનો વાંક ?'

ગોવિંદ પટેલે પોતાના વિચાર દર્શાવ્યા, પણ એ લોકોના જ વિચાર હતા.

લોકો સૌ મંદિર તરફ જવા માંડયા. મંદિરના ઓટલા પર પુષ્કર ઊભો હતો : એક બાજુ કૂટસ્થ ને કામિની વાતો કરતા હતા. એટલામાં તો 'એક બે ત્રણ !' બંદૂકના ત્રણ ધડાકા થયા. બેબાકળા બનીને લોકો મંદિર તરફ દોડયા.

પુષ્કર આગળ આવ્યો: 'કાંઈ ફિકર નથી, ભાઈઓ ! આ તો ભદ્રેશ્વરનો દરબાર છે ! સૌને માટે આંહીં દરવાજા ખુલ્લા છે ! માલદેવનો ભાર નથી કે આંહી પ્રવેશ કરે. અમે પણ આંહી ઊભા છીએ. તમે નિરાંતે અંદર જાઓ !'

લોકોએ એકી સાથે દરવાજા પર હલ્લો કર્યો.

કૂટસ્થના ચહેરા પર શાંતિ છવાઈ ગઈ હતી. તે કામિની તરફ ફરી અતિ આર્દ્ર સ્વરે બોલ્યો.

'ખલાસ ! કામિની ! અંતે એ જ પરિણામ આવ્યું ?'

'ગુરુદેવ શું ! શાની વાત છે.'

કામિની રોકે તે પહેલાં કૂટસ્થ વીસ પચીસ કદમ દૂર ખસી ગયો હતો. તેણે ત્યાં ઊભા રહીને કહ્યું :

'કામિની ! હવે હું હમણાં નહિ આવું.'

'ગુરુદેવ ! પણ છે શું ?'

કામિની દોડીને પહોંચે તે પહેલાં તો કૂટસ્થ ઝડપથી ચાલ્યો ગયો હતો. તેણે મોટેથી બૂમ પાડી : 'કૂટસ્થ ! ગુરુદેવ ! ગુરુદેવ !'

શાંત ટેકરીઓમાંથી પડઘો પડયો : 'ગુરુદેવ !' કોઈનો પ્રત્યુત્તર આવ્યો નહિ. એને આ પગલામાં કાંઈ સમજણ પડી નહિ. તે ભારે હૃદયે મંદિરમાં આવ્યો !

## ૧૪. ગુરુદેવના શબ્દો

**પૃથ્વીશ** પ્રતાપમલ્લને આપવાની ચિઠ્ઠી લઈને ગયો હતો. એના કાનમાં ગુરુદેવના શબ્દો ગુંજી રહ્યા હતા : 'તું જ જજે. અનંતને મોકલતો નહિ!'

આ શબ્દનો અર્થ એના સમજવામાં આવ્યો નહિ. પણ એના ઉપર એ વિચાર કરી રહ્યો હતો. પ્રતાપમલ્લને ત્યાં પહોંચ્યો તો ખબર પડી કે એ તો મુંજાવરને ત્યાં ગયેલ છે.

પૃથ્વીશ મુંજાવરને ત્યાં જવા નીકળ્યો.

પણ એટલામાં એના પોતાના બાગ પાસેથી રસ્તે જતાં જ એને ચંદ્રસેન ગવૈયાનો ભેટો થયો, ગવૈયો વળી એને ખોળી રહ્યો હતો. ગવૈયા પાસે પૃથ્વીશને આપવાની કાંઈ બહુ જ અગત્યની વાત હતી. એક પળ ભર વિસ્મૃતિ થઈ ગઈ, ને પૃથ્વીશ અનંત વિષેની પૃચ્છા કરી રહ્યો. એ હોય તો એને મોકલી શકાય.

એટલામાં ચંદ્રસેને કહ્યું કે અનંત તો આંહીં તમારા બાગ મંડપમાં જ ક્યાંક છે!

ગુરુદેવે એ વખત ભાર દઈને એને જે વાત કહી હતી : 'તું જ જજે!' એ એની સ્મૃતિમાં હતી, અને છતાં જાણે એ પોતે એમાં કાંઈ વધુ અગત્ય ન જોઈ શકતો હોય તેમ વર્તી રહ્યો હતો. એને પોતાને પણ આશ્ચર્ય થતું હતું. ચંદ્રસેનને ત્યાં જ ઊભો રાખી અનંતને ખોળવા બગીચામાં પેઠો.

'અનંત!' એણે એક બૂમ પણ મારી.

કોઈએ જવાબ આપ્યો નહિ. પૃથ્વીશ આગળ વધ્યો : એના કાનમાં હજી ગુરુદેવનો સ્વર આવ્યો : 'તું જજે. અનંતને મોકલતો નહિ !' એ સ્વરની આજ્ઞામાં હોય તેમ પૃથ્વીશ પાછો પણ ફરતો હતો, તેટલામાં બાગમાં કોઈ બોલતું સંભળાયું : સ્વર અનંતનો હતો !

'લુચ્ચી ! છુપાઈ રહી છો કે ?'

સામેથી કોઈ ખડખડાટ હસી પડ્યું : 'તમે ક્યાં ઓછા છો ?'

પૃથ્વીશ ભડકી ઊઠ્યો. આ વાત વળી આહીં જુદી હતી. અનંત જુદી જ ધૂનમાં હતો !

'કાલે કેમ ન આવ્યા ? હવે તો તમે બહુ મોંઘા થયા છો ! પણ જો જો હો ! હું એવડીનું માણસ છું.'

'ગુલાબ ! હમણાં નવરો નથી.'

'એવી બધી શું મોથ મારવી પડે છે ? પૃથ્વીશ તો તદ્દન સાદા અને સીધા છે. એની તહેનાત તો તમારે બહુ ઉઠાવવી નથી પડતી !'

પૃથ્વીશ અનંતનો અભિપ્રાય સાંભળવા આતુર બન્યો :

'પૃથ્વીશ તો જગત ઉપર ઉડતા દેવ છે ! પણ કૂટસ્થ દેવ પાસે બહુ હાજર રહેવું પડે છે !'

'ઠીક, હવે, એવાં બાનાં જવા દો.'

'જવા દો ? જવા ક્યાંથી દઉં ? ગુરુદેવે કહ્યું છે, પૃથ્વીશ આજે રાત્રે ક્યાંય મોકલે તો જતો નહિ !'

'એવા સાધુ તો એમ ડરાવે. શા માટે ન જવું ?' પૃથ્વીશ આશ્ચર્યચકિત થયો. તે તુરત પાછો વળ્યો. વળતાં જરાક જરાક અવાજ થયો. અનંત ચમકયો 'પૃથ્વીશ !'

ગુલાબ હસી પડી : 'અરે કોઈ નથી ! અને હોય તો શું ?'

'જેનું જિગર જયાં જયાં મળ્યું,
તેની ઠરી ત્યાં જિંદગી . . .'

'બોલો હું તમને ગમું છું ?' ગુલાબ આગળ આવી. ગાલ પર

ચૂંટીઓ ભર્યો.

'અરે બોલો!'

'હં હં ગુલાબ દુઃખે છે હો!' અનંતે હાથ તરછોડતાં કહ્યું.

પૃથ્વીશ પાછો ફરી ચંદ્રસેન સાથે રવાના થયો. તેણે અનંતના વિનોદમાં વિઘ્ન નાંખવું યોગ્ય ન ધાર્યું: વળી ગુરુદેવના શબ્દોનો ભણકાર થતો હતો: 'તું જજે, અનંતને મોકલતો નહિ!'

આ અનંતનો થોડોક નિર્દોષ સ્નેહઇતિહાસ હતો. એનાં માબાપનો પતો ન હતો. તે પૃથ્વીશને ત્યાં જ મોટો થયો હતો. એના આનંદી સ્વભાવને જેમ બધી સ્થિતિ અનુકૂળ હતી, તેમ એના સરલ અને ઉદ્યોગી સ્વભાવને બધું કામ અનુકૂળ હતું. ગમે તેવું કામ હોય પણ અનંત એક બે કૂદકા મારતો ગુલાબ પાસે પહોંચ્યો જ હોય! એ ક્યારાને પાણી પાતી હોય ત્યારે પાણી છાંટે, અથવા કપાળનું નિશાન કરી કાંકરો ફેંકે! ગુલાબ પહેલાં આ બધું સહન કરે! અને પછી એની પાછળ દોડી ચોટલી ખેંચી તોબા પોકરાવે ત્યારે મૂકે. આ રમતમાંથી, અનંતકાળ થયાં જે અનિવાર્ય ઈતિહાસ લખાતો આવે છે એ લખાયો! ગુલાબ પછી તો અનંત સાથે ડાહી બનીને ઊભી રહેતી. પણ હજી અનંત એના બાલને સતાવ્યા વિના રહેતો નહિ ને ગુલાબ ચૂંટીઓ ભર્યા વિના રહેતી નહિ.

સમાન વયના સ્નેહમાં નિર્દોષ મશ્કરીને માર્ગ છે. નિર્દોષ ગુલાબ છેટેથી આવે ત્યાં તેની આંખ હસતી હોય. અનંતનું મોં પણ હસ્યા વિના રહી શકે નહિ. ને ગુલાબ તરત ટોકે: 'કાં હું ગમતી નથી ને? કેમ હસ્યા? અરે! તમારી ઠગાઈ!' અનંત ને ગુલાબ ક્યારેક રીસાતાં; ત્યારે વળી એક બીજા બોલે નહિ. પછી મૌન હમેશાં અનંત તોડતો. એ ડાવકું મોં રાખી જરાક ગંભીર બની, માથે મોટું પાઘડું મૂકી, લાકડી ટેકાવતો આવતો.

પછી વાણિયાનું અનુકરણ કરી બોલતો:

'આજ તો કાંઈ શેઠાણી રીસમાં છો ? કેમ વાડુ બોલટાં નટી ?'

ગુલાબ પોતાના મૃદુ હાથ પાઘડા ઉપર પછાડતી. પાઘડું પડી જાતું ને એ ખડખડાટ હસી પડતી ! આજે પૃથ્વીશે તો પહેલ વહેલાં જ એમને આમ ઓળખ્યાં. પૃથ્વીશના ગયા પછી પણ બન્નેની નિર્દોષ અને સરલ હાસ્યલીલા ચાલતી રહી.

'એ અનંત !'

'હવે જરા શરમા શરમા !' અનંત તેને ઠપકો આપતો હોય તેમ બોલ્યો. 'હવે મને અનંત કહેવાય કે ?'

'કેમ નહિ ? તમને શું કહેવું ?' ગુલાબ હસતી હસતી બોલી: 'એ . . કહું ? બોઘડ શેઠ !'

'જા રે ! અક્કલ છે ?'

'અરે પણ પોતાના . . . .' અનંત ગુલાબના કાનમાં જઈ કહી આવ્યો: 'દુ:ખણાં લેવાય ?'

'અરે જાઓ રે ! એમ શું બોલ બોલ કરો છો ?'

ગુલાબે જાણે ખીજાણી હોય તેવો ડોળ કર્યો. અનંતે ગુલાબનો હાથ પકડયો: 'પણ મોઢું કહે છે કે શબ્દો બહુ ગમ્યા લાગે છે !'

'જેવું પોતાના મનમાં તેવું પારકા મનમાં !'

'મારા મનમાં તો એવું છે કે આખી જિંદગી તારી પાછળ ભમું.' અનંતે જરાક ગંભીર રહી જવાબ દીધો.

'અને . . .' ગુલાબ પોતાના પાલવને એક આંગળી વડે હડપચી તથા હોઠ આગળ લાવતી બોલી, 'હવે મને તો તમે ભેખ લેવરાવ્યો છે !'

અનંત હસી પડયો: 'ગુલાબ કાંઈ ચાંદની ખીલી છે ! ફરવા જશું ?' 'ના રે !' 'હવે કોણ બીકણ છે હું કે તું ?'

'તમે !'

'હું તો આ ચાલ્યો.'

'તો મારે એટલું જ જોઈએ છીએ !' ગુલાબે આગળ

દોડતાં કહ્યું.

બન્ને જણા ફરતાં આગળ ચાલ્યાં. પરાની હદ સુધી આવી પહોંચ્યાં: 'ગુલાબ, અહીં ચાંદની કેવી ખીલી છે!' ગુલાબ ગંભીર બની ગઈ: એની રમતિયાળ આંખમાં આંસુ આવ્યાં, તે બોલી.

'અનંત! તું મારા જેવી માળીની છોકરીને પરણીશ?'

'હા, કેમ તું માણસ નથી?

'હા પણ હું માળી છું!'

'તો હું પણ માળી જ રહેવા માગું છું.'

'અરે અનંત! તું કોણ? પૃથ્વીશનો...' પૃથ્વીશ આ સહન કરે? ગુસ્સે નહિ ભરાય?'

અનંત ગંભીર થયો. એક તરફ જીવતદાન દેનાર પૃથ્વીશ અને બીજી બાજુ નિર્દોષ ગુલાબ! કોને પસંદ કરું? એનું મન વેગથી બોલી ઊઠયું; સમૃદ્ધિ? ગુલાબ પોતે જ સમૃદ્ધિ નથી? પૃથ્વીશને ખોટું લાગશે. એનું મન મનાવા પ્રયત્ન કરશું. અનંત દઢતાથી બોલ્યો; 'ગુલાબ! તારી સાથે હું કપટ રમું ખરો?'

'કપટ નહિ અનંત! પણ જે તું કરી શકે તેમ નથી એવી રમ્મત તું રમે છે!'

'ગુલાબનો હાથ એક જ વાર ઉપાડયો છે......' આ વખતે અનંત બોલતાં ધ્રૂજ્યો; કાનમાં જાણે કે અગમ્ય ભણકાર વાગ્યો.

'કહે કે તું કાલે ઉત્તર આપશે! ભોળા યુવાન! પ્રેમના વેગમાં ગુલાબ છુંદાઈ જાશે.'

'કેમ ધ્રૂજ્યા?'

'એ તો અમસ્તો. હં. તારો હાથ પકડ્યો છે. અને જગત છોડવું પડે તો પણ હું તારો જીવનમિત્ર છું! પણ બોલ, તું?'

'મારો તો ક્યાં પ્રશ્ન જ છે? પ્રશ્ન તારો જ હતો.'

અરે! ગુલાબને શું ખબર કે જીવન પર પોતે જ આજે ઘા કરી રહી છે!

બન્ને ત્યાં આવો વાર્તાલાપ કરતાં રહ્યાં. અનંતના ખોળામાં ગુલાબ નિરાંતે માથું મૂકી થોડીવાર સૂઈ ગઈ. અનંત એના પવનથી હાલતાં ઝુલ્ફાં સમારે છે. વચ્ચે વચ્ચે ગુલાબ, પોતાનો હાથ અનંતના ખભા પર મૂકે છે. એ દૃશ્ય ત્યાં રહ્યું.

આ તરફ પૃથ્વીશ અને ચંદ્રસેન પ્રતાપને મળવા ગયા હતા. અરધે રસ્તે જતાં પૃથ્વીશને વિચાર થયો : ગુરુદેવે અનંતને શા માટે જવાની ના પાડી હશે? એ કાંઈ સમાધાની કરી શક્યો નહિ. તેથી ચીઠ્ઠી વાંચવાનો વિચાર કર્યો. મ્યુનિસિપાલિટીના વીજળીક લેમ્પને આધારે ઊભા રહીને વાંચ્યું : ચિઠ્ઠી ટૂંકી જ હતી.

'પ્રતાપ !

'બહારવટિયો ફરી વિફર્યો છે. પણ હવે તું આંહી ન આવતો. નીલમપુર તરફ જા. માલદેવ આંહી આવનાર છે, પણ તારું કામ નથી. કૂટસ્થ'

'ઓહો !' પૃથ્વીશ બોલ્યો : 'આમાં એવું શું છે કે ગુરુદેવ અનંતને મોકલવા ડરતા હતા? એમણે ધાર્યું કદાચ છોકરું છે ને ભડકે.'

ચંદ્રસેન આગળ નીકળી ગયો હતો. પૃથ્વીશે કોઈ સ્ત્રીને જતાં જોઈ. કોણ એ કળાણું નહિ. ગાડી બંધ હતી. પૃથ્વીશ આગળ ગયો પણ એટલામાં તો એકાએક પોલીસની સીસોટી સાંભળી. પૃથ્વીશ ત્વરાથી ચંદ્રસેનની સાથે થઈ જવા માટે મુંજાવરના ઘર તરફ રવાના થયો.

પૃથ્વીશ ત્યાં પહોંચ્યો ત્યારે મુંજાવર સૂવાની તૈયારી કરતો હતો. ઈંદિરાને લઈ, દેવયાની પાછા વળવાની તૈયારી કરતી હતી. પૃથ્વીશે બારણું ઠોક્યું:

'કોણ?'

'હું પૃથ્વીશ !'

દેવયાનીએ જ દ્વાર ખોલ્યું: 'કેમ અત્યારે?'

'ઘડીક પહેલાં બંધ ગાડીમાં તમે આવ્યાં ?'

'હા.'

'કેમ ?'

'ઇંદિરાને લેવા'

'ઇંદિરાને લેવા ? શા માટે ?'

'કારણ કે ઇંદિરા ત્યાં વધારે સલામત છે ! આંહીના કરતાં વધારે'

પૃથ્વીશ મુંજાવર તરફ ગયો. ઇંદિરા વગેરે સૌ પાછળ ગયાં.

'કાં ઓલીઆ ! પટ્ટનના ધનવાન પશુઓએ આ દશા લાવી મૂકી કે ?'

ઓલીઓ હંમેશની માફક જરાક મિઠ્ઠું હસ્યો.

પૃથ્વીશ ઇંદિરા તરફ ફર્યો.

'તને આંહી નથી ગમતું ?'

ઇંદિરા ઉત્તર આપી શકી નહિં.

'સંકટ સમયે સહાય્ય થનાર સાથે જીવનભરના દુઃખ સહેવા તૈયાર રહેવું જોઈએ એ ખબર છે નાં ?'

'જી હા !' ઇંદિરાએ ધીમેથી જવાબ આપ્યો.

'દેવયાની, તમે એકલાં જ જલ્દી ગાડીમાં પાછાં વળો. જે સમય જાય છે, તેમાં માલદેવ આવી પહોંચવાની વકી છે. મારી સાથે જરૂર પડશે ?'

'બિલકુલ નહિ.' દેવયાનીએ જવાબ આપ્યો. 'પણ ઇંદિરાને આવવામાં શું વાંધો છે ?'

'હવે અત્યારે નહિ, કાલે આવશે. પણ હવે તમે સમય ન ગુમાવો તો સારું !'

દેવયાની તરત રવાના થઈ ગઈ. એના ગયા પછી પૃથ્વીશે તરતજ મુંજાવરને પૂછ્યું:

'પ્રતાપ ક્યાં છે ?'

'પ્રતાપ આંહીથી નીલમપુર તરફ ગયેલ છે'

'કોઇ કહેવા આવ્યું હતું ?'

'હા. નીલમપુરનો જ કોઈ ગૃહસ્થ તેડવા આવેલ.'

'ઠીક, ઈંદિરા ! આજે બહાર જવું સલામત નથી જણાતું. મુંઝાવર હું જાઉં છું. હવે સમય નથી.'

એટલામાં તો દૂર બંદૂકના અવાજ થયા. પોલીસની સિસોટી થઈ. બેન્ડ શરૂ થયું. પટ્ટનના ટાવરના ડંકા થવા લાગ્યા :

'હવે સમય નથી. માલદેવ આવી પહોંચ્યો લાગે છે!'

પૃથ્વીશ બારણું ખોલી બહાર દોડી ગયો.

પૃથ્વીશ બહાર નીકળ્યો. પટ્ટન તરફ જબરી ધમાલ જામી ગઈ હતી. એ ત્વરાથી ચાલવા લાગ્યો. થોડે દૂર ગયો ન ગયો, ત્યાં તદ્દન નજીક જ બંદૂકનો અવાજ સંભળાવા લાગ્યો. અને થોડીવારમાં ચંદ્રસેનને હાથમાં બંદૂક સહિત સામેની દિશાએથી દોડતો તેણે જોયો!

'અરે ! અરે! ચંદ્રસેન ! કેમ શું છે ? ક્યાં જાય છે તું ?'

'ચંડાળ !' ચંદ્રસેન ક્રોધમાં બોલતો હતો. 'આશ્રય આપ્યા પછી આ પરિણામ ? વિશ્વાસઘાત ? ધિક્કાર છે તને !'

'ચંદ્રસેન ! પણ છે શું ? બંદૂક આંહી લાવ ! તું કોને કહે છે ? આંહી તો કોઈ નથી !'

'જેને કહેવાનું હતું તે તો ક્યારનો રામશરણ થઈ ગયો છે !'

'ચંદ્રસેન ! કોણ હતું ?'

એટલામાં તો પાછળથી પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ યશપાલસિંહે પ્રવેશ કર્યો. એની સાથે સરદારસિંહ હતો. યશલાલસિંહને ચામરાજેન્દ્રે ક્યારનો છૂટો કર્યો હતો ને હાલ તે પોલીસ સુપ્રી. હતો. તે આ તરફ માલદેવનો પ્રતિકાર કરવા આવ્યો હતો.

એ એક પગલું આગળ વધ્યો. પૃથ્વીશના હાથમાં બંદૂક હતી. 'તમે મારા કેદી છો !' એણે તરત જ કહ્યું.

'શા માટે ?'

'ખૂનના આરોપ માટે.'

ચંદ્રસેન વચ્ચે બોલી ઊઠયો : 'પણ ખૂન કરનાર તો હું છું ! એ ક્યાં છે ?'

પૃથ્વીશ એકદમ વસ્તુ સ્થિતિ સમજી ગયો. ચંદ્રસેને કોઈનું ખૂન કર્યું હતું ! બહારવટિયાનું માણસ હશે તો વાંધો નથી, પણ તેમ ન હોય તો ?

એટલે પૃથ્વીશે ચંદ્રસેનનો એકદમ હાથ પકડયો :

'મને બચાવવા તું ખૂની બને છે ? તેં ક્યાં ખૂન કર્યું છે ? ખૂન તો મેં કર્યું છે. ચાલો, સાહેબ !'

ચંદ્રસેન પૃથ્વીશની આ વાત સાંભળી આશ્ચર્યચકિત થયો !

'અરે પૃથ્વીશ ! તારું કાર્ય . . .'

'ચૂપ ! વધારે કાંઈ નહિ.' પૃથ્વીશે જવાબ વાળ્યો ને પછી યશલાલ તરફ ફરીને એણે કહ્યું 'ચાલો સાહેબ ! હું આવવા તૈયાર છું !'

'પણ આ ગૃહસ્થને સાથે લેવા પડશે !'

'તમે જુઓ તો છો કે બંદૂક મારા હાથમાં છે ! ખૂન કર્યું હોય તો મેં કર્યું છે ! પછી એનું શું કામ છે ?'

'તો પણ. એ પણ કેદી છે.'

પૃથ્વીશ મૂંગે મોંએ ચાલતો થયો. એની પાછળ ચંદ્રસેન ચાલી રહ્યો હતો.

'ચંદ્રસેન ! તેં બહુ ખોટું કર્યું.'

'અરે ! પણ વિશ્વાસઘાત ? મેં એને નાના ભાઈ તુલ્ય પાળ્યો છે !'

પૃથ્વીશ ઘડીભર કાંઈ બોલ્યો નહિ : કોની વાત હતી એ કાંઈ સમજાયું નહિ. પછી તેણે ધીમેથી ચંદ્રસેનના કાનમાં કહ્યું :

'ચંદ્રસેન ! તારે સ્નેહલતા છે ! રમેશ છે ! માટે હવે તું બોલતો જ નહિ. આ ખૂન એ તો મેં જ કર્યું છે !'

'ખૂન તો મેં જ કર્યું છે ! ને હું એ માટે તૈયાર છું.'

ચંદ્રસેને જવાબ વાળ્યો.

પણ એટલામાં યશલાલસિંહને તદ્દન નજીક આવ્યો જાણી પૃથ્વીશ શાંત થઈ ગયો: આગળ ચાલ્યા. રસ્તામાં કોઈ લાંબું થઈને પડયું હતું. પૃથ્વીશ પહેલો હતો. તે વાંકો વળ્યો: એના મોંમાંથી 'અરે!' એટલો જ શબ્દ નીકળ્યો!

'અરે! અનંત!'

'હેં! શું? અનંત? એ કયાંથી?' ચંદ્રસેન આગળ આવ્યો.

પૃથ્વીશની આંખમાંથી દડદડ આંસુ ચાલી રહ્યાં હતાં! ગુરુદેવનો શબ્દ: 'અનંતને મોકલશો નહિ!' એનો પડઘો એને અત્યારે સંભળાયો. અનિવાર્ય ભવિષ્ય જોવાની કૂટસ્થની શક્તિની એને નવાઈ લાગી!'

યશલાલસિંહે પોલીસોની મદદથી અનંતને લઈ લીધો. પૃથ્વીશનું ધૈર્ય ડગવા લાગ્યું. માલદેવની ભૂમાટ દૂર થતી ગઈ. સામે કાંઠે સ્વર થતા હતા. પૃથ્વીશ વિચારમાં પડયો. ચંદ્રસેન ખૂન કરવા ઉશ્કેરાય એવો શું વિશ્વાસઘાત અનંતનો હશે?

એને સમજાયું. હા, ગુલાબ, ચંદ્રસેનના ખેડુત ભગાની દૂરની સગી થતી હતી પણ એમાં શું? વિચારની સાથે જ ઘડી પહેલાં ખેલતી ગુલાબની મૂર્તિ પૃથ્વીશ સામે ભીની આંખે જાણે જોઈ રહેલી લાગી!

પણ એટલામાં દૂર ચીસ સંભળાણી. કોઈ બે સ્ત્રીઓ નદી તરફ દોડતી જણાઈ. એમની પાછળ કોઈ પુરુષ પડયો હતો. થોડે દૂર એક ગાડી ઊભી હતી. પૃથ્વીશ દોડવા જતો હતો એટલામાં યશલાલસિંહે પાછળથી યાદ દેવરાવી: 'તમે કેદી છો સાહેબ!'

પૃથ્વીશે હોઠ કરડયો: 'હા! સાચું.'

એટલામાં તો નદીના પાણીમાં એક ધબાકો સંભળાયો. નદીના કાંઠા ઉપર, કોઈક બે જણા મોટેથી બોલતા સંભળાયાં. સ્ત્રીનો સૂર જાણે બીકનો માર્યો ફાટી જતો હતો.

'તું બસ, મને મૂકી દે.'

'મૂકું ક્યાંથી? ચાલ જલદી, ચાલ.' પુરુષનો કર્કશ અવાજ હતો.

'મારું ખૂન કર. હું નહિ આવું!'

પૃથ્વીશને સ્વર પરિચિત લાગ્યો, પણ એકદમ ઓળખ્યો નહિ. થોડાક પોલીસો એ તરફ દોડ્યા. પણ કોણ જાણે કેમ એ બીજી જ દિશામાં દોડતા હતા.

'ચાલ આવે છે કે નહિ? હવે તારી આબરુ નહિ રહે!'

'ભલા માણસ! પશુતા?'

છેલ્લો સ્વર દઢ અને ગંભીર હતો. પૃથ્વીશે તે તરત ઓળખ્યો: 'ગુરુદેવનો સ્વર!'

પેલો માણસ આગળ વધતો હોય તેમ લાગ્યું. કારણ કે પેલી સ્ત્રી ત્રાસમાં બોલી રહી હતી: 'બાપુ! બાપુ! મને બચાવો.'

પૃથ્વીશે હવે સ્વર પિછાન્યો. આ તો મસ્તીખોર ગુલાબનો જ દર્દમય સ્વર! પણ એ આંહીં ક્યાંથી? એને કાંઈ સમજાયું નહિ.

પેલો માણસ હજી આગ્રહ કરતો હતો. 'લે, ચાલ ચાલ! ગુલાબ!'

'તું કોની સમક્ષ બોલે છે?'

'મારા જ! હવે વાત જવા દો, નહિતર...' પેલા પુરુષે હાથ ઉગામ્યો લાગ્યો.

દઢ નિશ્ચયાત્મક સ્વરથી ફૂટસ્થે સામું જોયું હોય તેમ પૃથ્વીશે કલ્પ્યું. સ્વર સ્પષ્ટ સંભળાયો: 'ભલા માણસ! પશુ?'

એક ચીસ પડી. માણસ પાછો હઠી ગયો લાગ્યો.

'ઓય રે!' તે એકદમ દોડી જતો જણાયો. વળી નદીમાં એક ધુબાકો સંભળાયો. એટલામાં તો પેલો માણસ દોડતો યશલાલના રસ્તામાં જ આવી પડ્યો હોય તેમ જણાયું! તેને લોહીની ઊલટી થઈ ગઈ હતી.

'અરે કાલુસેન! શું છે? તું આંહીં ક્યાંથી?' યશલાલે એને પિછાન્યો: 'શું છે? શું થયું છે તને? કેમ ડરે છે?'

કાલુસેનની આંખ ફાટી રહી હતી. તે હજી નદી તરફ જ જોઈ રહ્યો હતો : ' જો ભૂત !'

સરદારસિંહને એ અનુભવ હતો. એટલે એણે પોતાની ચાલની ઝડપ વધારી દીધી. પૃથ્વીશ દિઙ્મૂઢ થઈ રહ્યો. કાલુસેને ફરીવાર નદી તરફ એક વખત જોયું: અને ભયંકર ચીસ પાડી:

' ઓય રે ! લીધા ! ભૂ . . . . ત !'

ચીસની સાથે જ તે જમીન પર સૂઈ ગયો. યશલાલ તથા સરદાર મૂઠી વાળી રવાના જ થઈ ગયા. પાછળ પૃથ્વીશ, ચંદ્રસેન ને થોડા સિપાઈઓ હતા.

શાંત રાત્રિમાં નદીકિનારે ચાલતાં હોડીનાં હલેસાં સંભળાતાં થયાં. હોડી ધીમે ધીમે આગળ વધી ગઈ હતી. પૃથ્વીશે આગળ જોયું. હોડી ભદ્રેશ્વર વટાવી ગઈ હતી. ને પછી તરત જ દેખાતી બંધ થઈ.

શું થયું તે કોઈને કાંઈ સમજાયું નહિ ! નદીમાં કોણ પડ્યું એ પણ ખબર પડી નહિ ! થોડીવાર પછી પૃથ્વીશને લાગ્યું કે કોઈક હોડીમાં જઈ રહ્યું છે !

## ૧૫. ઝેરનો પ્યાલો

**ચુશલાલ** તથા સરદારસિંહ તો પટ્ટન આવ્યું ત્યારે જ ઊભા રહ્યા. પૃથ્વીશ ચંદ્રસેનને ધીમેથી કહી રહ્યો હતો : 'પેલો સ્વર તો ગુરુદેવનો હતો. પણ તેં આ શું કર્યું, ચંદ્રસેન! તને આ શું સૂઝયું? અરે! ક્યાં અનંત? ક્યાં ગુલાબ! અને અનંતનું ખૂન તારે હાથે થયું, એ માન્યું મનાતું નથી!'

'પૃથ્વીશ! તું શું બોલે છે? અનંતને મારનાર તો કોઈ બીજો હશે! મેં તો જમાદાર રાજદેને . . . તને ખબર છે? મારા પિતાએ તેને પાળીને મોટો કર્યો હતો?'

'હા . . . પણ એવું શું હતું? મને કાંઈ સમજણ પડતી નથી.'

'એમ બન્યું કે દેવયાનીની ગાડીને રાજદે જમાદારે રોકી હતી. કાલુસેન એની પાછળ એ મને ખબર નહિ. મારા ઉપર રાજદેએ ઘા કર્યો, પણ એ નિષ્ફળ ગયો. મે એની જ બંદૂકથી એને તરત ઠાર કર્યો. કાલુસેન પાછળ ઊભેલ. તેણે પણ ઘા કર્યો. એ ઘા અનંતને લાગ્યો. અનંત સાથે કોઈ સ્ત્રી હતી, તેની પાછળ કાલુસેન દોડ્યો ગયો. એટલે હું મદદ મેળવવા આ બાજુ દોડતો આવ્યો!'

વાતની સાંકળ મળતાં પૃથ્વીશ આભો બની ગયો. કૂટસ્થે શા માટે એને પોતાને જ જવાનું કહ્યું હતું, એનો ભેદ પણ હવે મળ્યો. ત્યારે તો જે સ્ત્રીને બચાવવાનો કૂટસ્થનો અવાજ એણે સાંભળ્યો, એ સ્ત્રી ગુલાબ! કેવી રીતે આડી વાત વેતરાઈ ગઈ એ વિચાર આવતાં એની આંખે તમ્મર આવ્યાં. પણ હવે બીજો કાંઈ જ

ઉપાય ન હતો. અત્યારે તો એ એક કેદી હતો, ને ચંદ્રસેનને કેમ બચાવાય એ જ મુખ્ય વાત હતી.

પૃથ્વીશ અને ચંદ્રસેને કેદખાનામાં પ્રવેશ કર્યો. લોકોના સ્વર એમને કાને આવતા હતા. 'પ્રતાપમલ્લની જે!'

કાલુસેન અને રાજદે બન્ને ચામરાજેન્દ્રના જ ખાસ માણસો હતા, એટલે ચંદ્રસેન માટે ઓછામાં ઓછી સજા દેશનિકાલની જ થાય. પણ આ વાત મુદ્દત ઉપર મુદ્દત પડતાં ઠીક લંબાતી રહી.

ત્યાર પછી એક મધરાતે અવનીશ અને યશલાલસિંહ એકાંતમાં બેસીને વાતો કરી રહ્યા હતા. વાત પૃથ્વીશ વિષે જ હતી.

'પૃથ્વીશ ખૂન કબૂલ કરે છે?'

'હા.'

અવનીશ આશ્ચર્ય પામ્યો: 'એમ શા માટે?'

'કારણ કે બીજો ઉપાય નથી. કાલુસેન પણ ત્યાં જ મૃત્યુ પામ્યો હતો.'

'આ બાબતના કોઈ સાક્ષી?'

'જી હા. દેવયાની પોતે. બે ગામડિયા પણ ઊભા કર્યા છે. ચંદ્રસેનની પત્ની સ્નેહલતાને સમજાવ્યું છે કે ચંદ્રસેનને ઉગારવો હોય તો 'પૃથ્વીશ તૈયાર થઈ ચંદ્રસેનને તેડવા આવ્યો, પણ ચંદ્રસેન ફરવા ગયેલ હતો' એમ કહેવું. એક નીલમપુરને રસ્તે પસાર થતો માણસ પણ શોધી કાઢ્યો છે.'

'પણ દેવયાની પોતે કયાં છે? એનો તો પતો જ નથી!'

'કેમ? એ તો આહીં જ છે.'

'ત્યારે એ આંહીં નથી. એ જ આશ્ચર્ય છે નાં!' અવનીશે કહ્યું:

'તો તો નક્કી એ બીકની મારી નાસી ગઈ. પણ ફિકર નહિ. બીજા પુરાવા સજ્જડ છે'

'તમને ખબર છે, અપરાધી માણસ સાધારણ નથી?'

'જી હા. અને પંચેશ્વર મહાલ તરફ તો આ ખબર મળતાં મોટો ખળભળાટ પણ થાય.'

'ઠીક છે. જોઈએ શું થાય છે. તમે બધાને મક્કમ રાખજો ને. મહારાજ ચામરાજેન્દ્ર, પ્રતાપમલ્લ, અને પુષ્કર આ ત્રણની સભા ન્યાય આપે એવું કરવું. એટલે એ કાંટો ન્યાયનાં ઓઠા નીચે નીકળી જાશે.'

'પણ એ ન્યાયસભા બેસે તે પહેલાં કૂટસ્થ અને કામિની પણ દૂર થવા જોઈએ. અથવા તો કામિની અને પ્રતાપના મનમાં કૂટસ્થ વિષે અશ્રદ્ધા ઉત્પન્ન કરવી જોઈએ. અને મુદ્દત તો બહુ થોડી છે.'

યશલાલસિંહ અને અવનીશ બન્ને વાતો કરતા બહાર નીકળ્યા. સોમનારાયણ સામેથી આવતો હતો.

'સોમનારાયણ! તમે કામિનીને જાદુમાં લીધો નહિ હો!'

'પણ સાહેબ! હું શું કરું! જ્યાં દેવયાની પોતે જ ગેબ છે ત્યાં?'

'પણ એ ગઈ ક્યાં? આશ્ચર્યની વાત છે!'

'તે દિવસે માલદેવની બૂમ પડી. કહેવાય છે અને કદાચ ખરું પણ હોય કે, માલદેવ ભદ્રેશ્વર પાસેથી પાછો ટેકરીઓમાં ચાલ્યો ગયો ને દેવયાનીને પણ એ જ ઉપાડતો ગયો.'

'પણ દેવયાની તો એ વખતે નદીની આ બાજુ, પરા પાસે, ગાડીમાં બેસીને સેલ કરતી હતી.' યશલાલસિંહે કહ્યું.

'હા બરાબર છે. પણ ખૂનની વાતને નુકસાન ન પહોંચે તેવી રીતે ખાનગીમાં કહું છું કે માલદેવ એકલો નદી ઊતરીને આ પાર આવ્યો હતો. તે કાલુસેનને ભડકાવી, દેવયાનીને ને એક બીજી છોકરીને પણ ઉપાડીને ચાલતો થયો, એમ સંભળાય છે. સાચું ખોટું ભગવાન જાણે! વળી બીજી વાયકા પણ છે, કે દેવયાની તણાઈ ગઈ. એમાં જે સાચું હોય તે!'

'અને છોકરી બીજી તે તો માળીની ગુલાબ!' યશલાલે કહ્યું.

'તો પછી આ વસ્તુ આમ ગોઠવો. ગુલાબના પ્રેમમાં અનંત પડ્યો હતો માટે પૃથ્વીશે અનંતનું ખૂન કર્યું. કાલુસેન તથા રાજદે ગુલાબની પાછળ પડ્યા તેમાં મૂઆ! અનંત ગુલાબને પરણે તો લાંછન લાગે તેમ હતું, માટે પૃથ્વીશે જ અનંતનું ખૂન કર્યું છે. આ પ્રમાણે થઈ જાશે. તમારી શોધ જો હમણાં આ આડે આવે તેમ હોય તો એને ઢાંકી મૂકજો!'

યશલાલસિંહે આખી વસ્તુસ્થિતિ ટૂંકમાં સમજાવી દીધી.

અવનીશ ત્યાંથી જુદો પડી, ચામરાજેન્દ્ર પાસે ગયો.

ચામરાજેન્દ્ર એની જ રાહ જોતો હતો.

'શું વિચાર પર આવ્યા?' ચામરાજેન્દ્રે અધીરા થઈને પૂછ્યું.

'મહારાજા! એક વખત ઘા કરવો જ પડશે. મોડું થાય છે, તેટલું ઘાનું બળ ઓછું થાય છે.'

'તમને સાહસ લાગે છે?'

'હા. પણ અદ્‌ભુત સાહસ! એ લોકને ભયભીત કરી મૂકશે. સાહસની ટીકા પાછળ જ એનું સંઘબળ તૂટશે.'

'ત્યારે ક્યારે?'

'કાલે જ સાંજે.'

'અને પૃથ્વીશનું?'

'પૃથ્વીશ ઉપર તો ખૂનનો આરોપ સજ્જડ રૂપમાં છે. પુષ્કર અને પ્રતાપ જ ન્યાય કરે. હું પ્રતાપનો મત ફેરવવા યત્ન કરું છું. પૃથ્વીશ અને કૂટસ્થ બન્ને એક છે ને વેષ જ જુદો કરે છે. પણ પરિણામે તો પ્રતાપનું જ અહિત થાય તેમ છે. આટલી અશ્રદ્ધા આપણે ઉત્પન્ન કરવી ને પછી પ્રતાપને ન્યાયાસન ઉપર બેસારવો!'

'પણ એ કાર્ય કોને સોંપ્યું છે?'

'હવે દેવયાની નથી માટે કંચનને. શંકા ન પડે તેવી રીતે શંકા સ્ત્રીઓ ઉત્પન્ન કરી શકે છે. સ્ત્રીઓ મનહર ઉન્માદ છે.'

'પણ કંચન પ્રતાપને ક્યારેય મળી છે ખરી ?'

'હા, હમણાં હમણાં તો ઘણી વખત મળે છે.'

'થયું ત્યારે. આ કામમાં જો વિજય મળે તો પછી, બીજા કામમાં નિઃશંક વિજય છે !'

'તમને વિજયમાં કાંઈ શંકા રહે છે ? મેં રામપ્રસાદને બરાબર સૂચના આપી છે. કૂટસ્થની રકાબીમાં જ વિષ આવશે, એટલે એ નોખી જ તૈયાર થશે.'

ત્યાર પછી બંન્ને ઘણા ઘણા વખત સુધી બહુ જ છાની વાત કરતા ત્યાં બેઠા રહ્યા. કૂટસ્થને ઉપાડી લેવાનો, આ એકદમ ભયંકર ઉપાય યોજ્યા સિવાય બીજો રસ્તો એમને જડતો ન હતો.

બીજે દિવસે ચામરાજેન્દ્રના ગ્રીષ્મ-ભવનમાં સાંજે માણસની ઠઠ્ઠ જામી હતી. પ્રતાપમલ્લે નીલમપુર તરફ જઈ, ચકાવો ખાઈ, માલદેવને ભદ્રેશ્વરની ટેકરીઓમાં મ્હાત કર્યો, એની ખુશાલીમાં ચામરાજેન્દ્રે યુરોપિયન પદ્ધતિને અનુસરીને એક 'ઈવનીંગ પાર્ટી' યોજી હતી.

પટ્ટનના તમામ સંભાવિત ગૃહસ્થો, અમલદારો, તથા ભાયાતો તેમાં આવી પહોંચ્યા. બહાર રસ્તા પર વાહનની ઠઠ જામતી ગઈ. સૌ આવ્યા પછી ચામરાજેન્દ્રે પણ અવનીશ સાથે પ્રવેશ કર્યો.

ચામરાજેન્દ્રે પોતાનાં ચપળ નયનો ચારે તરફ ફેરવ્યાં. હજી કૂટસ્થની જગ્યા ખાલી હતી. તેણે અવનીશ સામે જોયું : જોજો ક્યાંય રહી જાય નહિ, એવું કહેવા.

એટલામાં તો પાસેના દ્વારમાંથી કૂટસ્થે પ્રવેશ કર્યો. તેના ચહેરા ઉપર આજે જાણે યુવાવસ્થાનો આનંદ ઝળકતો હતો.

'તમે મોડા છો !' ચામરાજેન્દ્રે શાંત રીતે હસતાં હસતાં એને કહ્યું.

'હું મોડો પણ આવી શક્યો; તમારે નિરાશ ન થવું પડે માટે.'

ચામરાજેન્દ્ર ભડકી ગયો.

'પણ અમે ધાર્યું હતું કે તમે જરૂર આવશો જ.' અવનીશે જવાબ આપ્યો.

'આવ્યા વિના છૂટકો જ ન હતો.' કૂટસ્થે જરાક કરડાઈથી ઉમેર્યું: 'નહિતર મારી જગ્યા તમે કોઈ બીજાને આપત!'

'નહિ નહિ! તમારી જગ્યા માટે તમારું જ નામ છે!' ચામરાજેન્દ્રે કહ્યું: અને પછી ઉમેર્યું; 'સ્વામીજી! તમે તો તમે જ છો. ક્યારેક ન સમજાય એવું જ બોલો છો. તમારી જગ્યા અમે કોને આપી શકીએ?'

'તમે મને જ શોધ્યો છે, પરંતુ તમારી ભૂલ થઈ છે. તમે ધારો છો તેટલો હું યોગ્ય નથી.'

કૂટસ્થના શબ્દથી વહેમાઈને ચામરાજેન્દ્રે એની સામે ધ્યાનથી જોયું. પણ એટલામાં તો વાનગીઓ આવવા માંડી.

રામપ્રસાદ ને બે ચાર બીજા આવ્યા. મિજમાનોની ઘ્રાણેન્દ્રિય તૃપ્ત બને તેવી, મિષ્ટ મેવા અને મીઠાઈની તાસકો આવવા માંડી. પણ અચાનક કામિની તરફ જવા માટે કૂટસ્થ ઊભો થઈ ગયો હતો.

અવનીશ ગભરાયો. 'સ્વામીજી! આપ તો આંહી જ રહો.

'આંહી બેસો. અમારી જ પાસે!'

જગ્યા બતાવતો ચામરાજેન્દ્ર બોલ્યો.

'તમને સંતોષ થશે તેટલી વાર સુધી હું બેસવાનો છું, મહારાજ! તમે પણ ઇચ્છશો કે હવે આ જાય તો સારું, ત્યારે જ હું જઈશ.' કૂટસ્થે શાંત રીતે હસતાં હસતાં જવાબ આપ્યો. અને તે કામિની તરફ ગયો.

'કામિની! મીઠાઈ લેતો નહિ.' એટલું બોલી ઝડપથી પાછો કૂટસ્થ પોતાની જગ્યા ઉપર આવી ગયો.

'રામપ્રસાદ! મને મીઠાઈ કાં નહિ?'

હસતાં હસતાં એણે ચામરાજેન્દ્ર સામે જોયું. 'મહારાજા સાહેબ! આપના રસોયા પણ પક્ષપાતી છે! કામિનીની રકાબી

મીઠાઈથી ભરી આપી છે, અને મારી ખાલી છે!'

ઉતાવળમાં રામપ્રસાદના માણસે મીઠાઈમાં ભૂલ કરી નાખી હતી. કૂટસ્થને બદલે કામિની ઝપાટામાં આવતો હતો. ચામરાજેન્દ્ર એ સમજી ગયો. અવનીશ, કૂટસ્થની વર્તણૂકથી ગભરાયો. પણ છેવટે બધું હમેશના રિવાજ મુજબ જ બોલે છે એમ ધારી નિશ્ચિંત થયો. એટલામાં તો ચામરાજેન્દ્રે કૂટસ્થની વાતને ટેકો આપ્યો હતો :

'રામપ્રસાદ! કામિનીની જ આખી રકાબી સ્વામીજી પાસે મૂકી દે! કેમ હવે પ્રસન્ન?'

'તમને પ્રસન્ન રાખવા જ મેં આ કર્યું છે. મને એના પર ખાસ મોહ નથી!' કૂટસ્થ બોલ્યો.

'એટલી તમારી કૃપા!'

સૌના હાથ મીઠાઈ ઉપર પડવા લાગ્યા. કૂટસ્થે કામિની સામે જોયું. હવે એ સહીસલામત હતો. અવનીશ તથા ચામરાજેન્દ્ર શંકાશીલ ચિંતાતુર ચહેરે કૂટસ્થ સામે જોઈ રહ્યા હતા. કૂટસ્થ કોઈ ચીજને અડગો ન હતો. ચામરાજેન્દ્રે કહ્યું: 'આ નહિ ચાલે! સ્વામીજી! આજ તો મીઠાઈ લેવી જ પડશે!'

'મહારાજા સાહેબ! ક્યારેક અમોઘ ઉપાયને વ્યર્થ થતો જોઈને જેવી નિરાશા ઉત્પન્ન થાય છે, તેવી નિરાશા મને મીઠાઈ જોઈને થાય છે.'

'સ્વામીજી! તમે તત્ત્વજ્ઞાની રહ્યા. પણ આજે તો મારા માટે પણ જરા લ્યો.!'

'હું જરાક લઈશ તો તમને સંતોષ થશે?'

'અમને તો બધું લો તો જ સંતોષ થાય.' અવનીશે કહ્યું.

'ઠીક, હું બધું જ લઈશ. પણ પછી તમને અસંતોષ ઉત્પન્ન થશે. છેલ્લો પાસો નાખ્યા પછી માણસ પરિણામની રાહ જુએ છે.' કૂટસ્થ શાંત રીતે બોલ્યો. અવનીશ ચમકી ગયો.

'આ મારો છેલ્લો જ આગ્રહ છે. તમે થોડુંક લ્યો,' ચામરા-

જેન્દ્રે વધુ વિનય દર્શાવ્યો.

કૂટસ્થે રકાબી પર દૃષ્ટિ સ્થિર કરી. બે મિનિટ પછી ચામરાજેન્દ્ર સામે જોયું. એ દૃષ્ટિમાં વિજયનો આનંદ હતો; શબ્દોમાં અપરિચિત સામર્થ્યનો ઇતિહાસ હતો:

'ચામરાજેન્દ્ર!' કૂટસ્થ ધીમેથી બોલ્યો: 'જુઓ, તમે દેખો તેમ લઉં છું! પછી તમે નિરાશ ન બનતા!' કૂટસ્થે થોડીવારમાં રકાબી ખાલી કરી. ચામરાજેન્દ્ર ને અવનીશ ભયભીત ચહેરે જોઈ રહ્યા! એમણે ઇચ્છયું કે હવે સૌ સૌને સ્થાનકે હોય તો સારું.

નિયમ મુજબ થોડીવારમાં અત્તર પાન સોપારી થયાં.

કૂટસ્થ બોલ્યો: 'ચંદ્રસેન ક્યાં છે? નથી કાં? ત્યારે બીજું કોણ છે? મહારાજા સાહેબ! જરા ભેગાભેગી કોઈ ચીજ પણ સંભળાય તો લહેજત આવે!'

અવનીશને આ વિષની અસર લાગી. તેણે ચામરાજેન્દ્રને કહ્યું: 'હવે સૌ સ્થાનકે હોય તો વિજય સંપૂર્ણ થાય!'

ચામરાજેન્દ્ર મોં મલકાવીને બોલ્યો: 'એમ જ થશે.' પછી કૂટસ્થ તરફ ફરીને બોલ્યો: 'આજ તો આપણે બહુ મોડું કર્યું છે, માટે એ મુલતવી રાખો.'

કૂટસ્થે કરડાઈમાં જવાબ આપ્યો: 'મને વાંધો નથી. માત્ર પરિણામની ચિંતામાં તમારે રાત્રિ ન ગાળવી હોય તો બે કલાક કોઈ ચીજ થઈ જવા દો!'

હવે તો ચામરાજેન્દ્ર કૂટસ્થની સામે જ જોઈ રહ્યો: એની દૃષ્ટિમાં એને અનિવાર્ય બલ જણાતું હતું. કામિની આશ્ચર્યચકિત થઈ જોઈ રહ્યો હતો. સૌ ઊઠયા. એક પછી એક રવાના થયા.

ચામરાજેન્દ્રે અવનીશને ધીમેથી કહ્યું; 'મને લાગે છે કે વાત ફૂટી છે! ચેતી ગયો લાગે છે!'

'મને પણ એમ જ લાગે છે!'

'ત્યારે તો બચી ગયો.'

'સાબા જાદુગર છે!'

'ગમે ત્યાંથી પતો મેળવ્યો હોય. વળી રામપ્રસાદે પહેલાં ભૂલ કરી. ભૂલ થવાનો સંભવ ન હતો, છતા ભૂલ થઈ. એટલે વખતે એ પણ મારેલ હોય!'

'ગમે તેમ થયું. આજે તો હાથમાંથી છટકયો!'

કામિની સાથે કૂટસ્થ બહાર જવા નીકળ્યોઃ

'કાં સ્વામીજી! પધારો છો?' ચામરાજેન્દ્રે પૂછયું.

'હા, મને-તમે ધારો છો તે પરિણામ નથી આવવાનું, માટે નિદ્રાધીન થજો!'

'સ્વામીજી! તમે તો કાંઈ ભેદમાં રમો છો!'

'તમારી ઇચ્છા હોય તો ભેદ ખુલ્લો કરું!'

એ કામિનીને છોડીને આગળ આવ્યો. તેણે ચામરાજેન્દ્ર સામે જોયું. ચામરાજેન્દ્રના આખા શરીરમાં કંપ થયો. એ અવનીશના ખભા ઉપર હાથ મૂકી પાછો હઠયોઃ એટલામાં કૂટસ્થ બોલ્યોઃ

'જયારે હું ધારું છું ત્યારે ફેરફાર કરી શકું છું. તે દિવસે હું મોડો થયો, માત્ર મિનિટ, પણ એ વાત એમ બનવામાં અનેક અદશ્ય સત્ત્વો કાર્ય કરતાં હતાં. છતાં તમે જુઓ છો કે ગુલાબ તો બચી ગઈ છે!'

ચામરાજેન્દ્ર પાછળની ખુરશી ઉપર બેસી જ ગયો.

'સ્વામીજી!'

'તમારા કાર્યની, તમારી આસપાસના આકાશમાં, ચિત્રવત્ પ્રતિમા હોય છે! હું એ જોઈ શકું છું. હવે હું જાઉં છું, પણ સમજી લ્યો કે મારી પ્રતિભાને હઠાવવા, એનાથી વધારે સાત્ત્વિક પ્રતિભા જોઈશે. તમારા વિષની મારા ઉપર અસર નહિ થાય. કારણ કે, મારા શરીરને વિષ પચાવવાનો અભ્યાસ છે!'

ચામરાજેન્દ્ર કાંઈ જવાબ આપી શકે તે પહેલાં તો કૂટસ્થ તેની દષ્ટિ બહાર નીકળી ગયો હતો.

## ૧૬. વધારે પ્રયાસ

'કુલના બનાવથી હું તો અજાયબી પામ્યો છું. એને બધી ખબર આપનાર છે કોણ?' ચામરાજેન્દ્રે અવનીશને કહ્યું. 'જોગટો કોઈ બડો ઠગ લાગે છે!'

'ખરેખર! જાદુગર છે!'

'કામિની ઉપર તો સોમનારાયણ કાંઈક અસર કરશે. પૃથ્વીશની વાત ન્યાયદ્વારે છે. આ જોગટો બીજી રીતે સપડાય ત્યારે. પછી એક પ્રતાપની વાત રહી.'

'પ્રતાપને હું પોતે જ એક વખત તાવી જોઉં!'

તે દિવસે રાત્રે અવનીશે પ્રતાપને ત્યાં જવા નિશ્ચય કર્યો. કામિનીકુમાર લાગણીપ્રધાન મનુષ્ય હતો. દક્ષિણ પ્રાંતના ભાવનાશાળી મનુષ્યોમાં એનું માન હતું. કૂટસ્થે દક્ષિણ પ્રાંતમાં એને મોકલી પ્રતાપ માટે ફરવા જવાની જમીન તૈયાર કરી હતી. વળી રાજા વિષે જે લોકભાવના હતી, તે ભાવના પ્રતાપે કેટલેક અંશે પૂરી પાડી હતી. નીલમપુરમાં માલદેવ સાથે વિજય મેળવ્યાની વાત, જે જૂના જમાનાના હતા તેમને બહુ સારી લાગી. નવા જમાનાને આ શૌર્યમાં પશ્ચિમનો સુધરેલો પવન જોતો હતો! પ્રતાપની સાથે 'રાષ્ટ્ર'નો તંત્રી કામિની ફરે, એટલે નવીન યુગ પણ સંતોષાતો હતો.

પણ લાગણીપ્રધાન મનુષ્યો કાર્યની શરૂઆતમાં મહત્ત્વના છે, પછી એમનું અસ્થિર મન, અને એમના અનિશ્ચિત સિદ્ધાંત કાર્યને હાનિ પહોંચાડે છે. કામિનીએ પંદર દિવસ જેટલી ટૂંક મુદતમાં પ્રતાપ

સાથે ફરી ક્યાંક પશ્ચિમની રાજનીતિ દર્શાવી લોકોનો મત કેળવ્યો, તો ક્યાંક પૂર્વની રાજાની ભાવનાનો ઉપયોગ કરી લીધો ! પ્રતાપને ભાષણ કરતો જોઈ, વિદ્વાનો હસ્યા ને બોલ્યા કે : રાજા તરીકે યોગ્ય પુરુષ છે ! ને એમ ફરતી વખતે જ ઘણા પ્રસંગો બની ગયા હતા. મેઘલા રબારીની છોકરી નદીમાં ડૂબી. નદી પર હજારો માણસોની ઠઠ જામી. લોકો ચિંતાતુર નયનથી જોઈ રહ્યા. ત્યાં કાંઠા ઉપર આવી એક યુવાને ધીમેથી એનું અર્ધું ચેતન્યવાળું શરીર રજુ કર્યું ! લોકોએ જુવાનને હર્ષથી વધાવી લીધો: 'પ્રતાપમલ્લની જય !' પ્રતાપમલ્લ ધીમેથી, ભીને વસ્ત્રે લોકોની ગીર્દીમાંથી બહાર નીકળ્યો : સ્ત્રીઓના હજારો હાથ ઉંચા થયા ને ઓવારણાં લેવાયા. પ્રતાપ આગળ વધ્યો. રસ્તામાં મેઘલાની સ્ત્રી ચરણસ્પર્શ કરતી ત્યાં ઊભી હતી !

આવી રીતે જે ઇમારત કૂટસ્થે બાંધવાની શરૂઆત કરી હતી, તે પ્રતાપની નૈસર્ગિક ઉદાત્ત ભાવનાને લીધે, મજબૂત બનતી ચાલી. પણ હવે સમય કટોકટીનો હતો. અને તે વખતે કામિની જેવો લાગણીપ્રધાન માણસ છેલ્લી ઘડીએ શેતરંજ ખોઈ બેસે તેવું હતું. કૂટસ્થે લોકલાગણી માટે તો, કામિની અને પૃથ્વીશનો ઉપયોગ કર્યો; પરંતુ અવનીશે જ્યારે લોક તરફથી દૃષ્ટિ ખેંચી લઇ, હવે અંદરની અનોખી જ રમત રજુ કરવા માંડી, ત્યારે જ ખરી મુશ્કેલી હતી. આ માણસો એમાં ન ટકે તો સ્થાન ખોઈ બેસે.

લાગણીપ્રધાન મનુષ્યો લોકોની લાગણી પર જેમ અજબ કાબુ ધરાવે છે, તેમ નાના મોટા બનાવોથી ઉશ્કેરાઈ જઈ, માનસિક સંયમ પણ તેઓ જલ્દી ગુમાવી દે છે. સારા સરદાર નીચે તેઓ બહાદુર લડવૈયા છે. શરૂઆતમાં તેઓ સારા સરદાર છે. પણ રણક્ષેત્રના કટોકટીના સમયે તેઓ વિશ્વાસપાત્ર નથી. કૂટસ્થ આ વાત જાણી ગયો હતો ને તેથી, દક્ષિણ પ્રાંતમાંથી પાછા આવ્યા પછી, કામિનીને કોઈ નવા જ પ્રદેશમાં ઘડીભર ઉતારવા

માગતો હતો.

અવનીશે પોતાની ભૂમિકા તૈયાર કરવા માંડી.

પ્રતાપને એણે એક ખાનગી સમાચાર આડકતરી રીતે કહેવરાવ્યા: 'ઇંદિરા કૂટસ્થને ત્યાં છે; અને દેવયાની પણ ત્યાં છે.' આ જાણ્યા પછી, પ્રતાપનો રજપૂતના જેવો સ્વભાવ ધૂંધવાઈને રહ્યો હતો. એને લાગ્યું કે કદાચ અવનીશની શંકા સાચી હોય. ને પૃથ્વીશ અને કૂટસ્થ કાંઈક જુદી જ શેતરંજ ખેલતા હોય! માનવસ્વભાવ નીસરણી જેવો છે. ક્યારેક આશાવાદના છેલ્લા પગથિયા પરથી એ કૂદે છે, ક્યારેક નિરાશાવાદમાં બીજું પગથિયું જોતાં જ નથી. એક શંકા ઉત્પન્ન થયા પછી, શંકાનો આખો ઇતિહાસ ખડો થાય છે. પ્રતાપે વિચાર્યું કે કદાચ અવનીશની વાત સાચી હોય. કૂટસ્થ નિસ્પૃહ દેખાય છે, છતાં માલદેવ ઉપર ખરો વિજય મેળવવામાં તેને ભવિષ્યની સ્પૃહા કેમ ન હોય? અને માલદેવ સાથે જ એ સંબંધમાં હશે તો? એની દૃષ્ટિ શંકાશીલ થઈ. ઇંદિરાની વાતે નવાં જ ચશ્માં ચડાવ્યાં. પ્રતાપના મનમાં કૂટસ્થ વિષે શંકા થઈ. એટલે અવનીશ જ્યારે પ્રતાપને મળવા આવ્યો ત્યારે આ શંકાને પોષવા માટે જ આવ્યો હતો.

'દેવયાનીના સમાચાર મળ્યા છે!' અવનીશે શરૂઆત કરી. 'હવે પૃથ્વીશના આરોપ પર કાંઈક અજવાળું પડશે. પૃથ્વીશ નિર્દોષ છે, છતાં આશ્ચર્ય છે કે, પોતે પોતાને દોષિત લેખે છે.'

'દેવયાનીના શું સમાચાર છે?' પ્રતાપે પૂછ્યું.

'એટલા જ ઊડતા સમાચાર છે કે એ જીવતી છે અને..'

'અને શું? કેમ અટક્યા?'

'આપના સંપૂર્ણ વિશ્વાસપાત્ર સ્થળમાં અશ્રદ્ધા ઉત્પન્ન થાય તેવો પ્રસંગ લાવતાં મન અચકાય એ સહજ છે.'

'શાની વાત છે?'

'મેં સાંભળ્યું છે કે એ મહાત્મા કૂટસ્થ પાસે છે.'

પ્રતાપને કંપારી છૂટી. પણ બહારનો દેખાવ તો હતો તેવો જ શાંત રાખીને તે બોલ્યો :

'કૂટસ્થના વિચિત્ર વર્તનમાં ન સમજાય તેવું ગુપ્ત લોકકલ્યાણ હોય છે. અસાધારણ પુરુષોને સમજવા હમેશાં મુશ્કેલ જ હોય છે.'

'પણ રાજદ્વારી પુરુષ તરીકે, હું તો મારો અભિપ્રાય આપું કે, રાજાએ પોતાના જ જનસમૂહમાં, પોતાનાથી વધારે અસાધારણ પુરુષ દર્શાવી, અવ્યવસ્થા ઉત્પન્ન ન કરવી. આપે એ વાત પર જરૂર વિચાર કરવો: પૃથ્વીશ પંચેશ્વર મહાલમાં લોકપ્રિય છે. કામિની દક્ષિણમાં સમર્થ પુરુષ ગણાય છે. પુષ્કર પર મજુર વર્ગની શ્રદ્ધા છે. અને આ લોકમતને દઢ આગ્રહથી, રાજ્યમાં પરિવર્તન કરાવવા પૂરતું શસ્ત્રબળ, માલદેવ પાસે છે. લોકકલ્યાણનો નેતા કૂટસ્થ, ભવિષ્યમાં પટ્ટનનું રાજપદ, એટલે કે આપ પાસેથી પણ, આપની સત્તા ખૂંચવવાની આ બાજી રચતો ન હોય એની તકેદારી આપે રાખવાની છે. હું તો એક અભિપ્રાય આપી શકું.'

પ્રતાપના મન ઉપર આની અસર થઈ. પોતાના યુવરાજ પદની કિમ્મત રાજમાં કાંઈ જ નથી, એ વિચારથી એને ભય થયો. નિરાશા અને અશ્રદ્ધા જાગ્યાં. કૂટસ્થ માલદેવનો મિત્ર છે, એ ભયંકર ઘટના પટ્ટનના ભવિષ્યના રાજાને ધ્રૂજાવે તેવી લાગી. એ વિચારમાં પડ્યો; છતાં દઢ રહીને બોલ્યો:

'અવનીશ ! તમે મિત્ર અને પ્રધાન બન્ને છો. તમને નથી લાગતું કે મહારાજ ચામરાજેન્દ્રનો સુધરેલો સડો પ્રજાને ભયંકર અજ્ઞાનમાં રાખી, પ્રજાતત્ત્વનો નાશ કરે છે?'

'સરકાર ! એ વાત હું કબૂલ કરું છું. પરંતુ એ સડાને દૂર કરવાનું સામર્થ્ય શું પટ્ટનના યુવરાજમાં નથી?'

પ્રતાપને આ પ્રશ્ન જરાક પ્રિય લાગ્યો. એના યુવરાજપદમાં, કૂટસ્થને લીધે જરાક ઝાંખપ આવતી હતી. ધીરપુરમાં માલદેવને નમાવનાર પોતે નહિ, પણ કૂટસ્થ હતો. લોકો એમ જ માનતા.

અવનીશની વાત પ્રિય લાગી. અવનીશે એ જોયું. એણે વખત ગુમાવ્યો નહિ.

'જો પટ્ટનનો યુવરાજ, લોકકલ્યાણના માર્ગમાં શરૂઆત કરે તો અવનીશને જેટલો મહારાજા ચામરાજેન્દ્ર પર પ્યાર છે, તેના કરતાં વધારે પ્યાર લોકકલ્યાણના નેતા ઉપર છે. પરંતુ–' અવનીશે પોતાનું છેલ્લું હથિયાર વધારે સતેજ કર્યું. તે દઢતાપૂર્વક ભાર દઈને બોલ્યોઃ 'પરંતુ, પ્રવૃત્તિનો નેતા જો રાજા ન હોય તો, જે નેતા હોય, તેને જ મનુષ્યો રાજા ધારે છે.'

અવનીશનું તીર આબાદ લાગ્યું. યુવાવસ્થાનું સહજ દૂષણ મહત્ત્વાકાંક્ષા. પ્રતાપના ઉદાત્ત અને ઉદાર સ્વભાવમાં એ હાજર તો હતી જ. પોતાને ફૂટસ્થ દોરે છે, એ વિચાર આવતાં, રાજા તરીકેનું એનું અભિમાન જાગ્રત થયું. એ ફૂટસ્થનુ અદ્ભુત વ્યક્તિત્વ ભૂલી ગયો. ચતુર બાજીગરની માફક, અવનીશ પોતાના આક્રમણની અસર તપાસતો હતો. તે સમજી ગયો કે અશ્રદ્ધા ઉત્પન્ન થઈ છેઃ મહત્ત્વાકાંક્ષા જન્મી છેઃ અભિમાન આવ્યું છે. આવો મનુષ્ય, સમાજને, સિદ્ધાંતને, સંસ્થાને હચમચાવી મૂકે. અવનીશે લાગણીઓ જાગ્રત કરી ને બુદ્ધિ વિચાર કરે તે પહેલાં જ બીજો હલ્લો શરૂ કર્યોઃ

'સમાજમાં રાજા જ અસાધારણ છે. માત્ર ધર્મકાર્યમાં જ રાજા કરતાં એક વધારે અસાધારણ પુરુષનો સ્વીકાર થયો છે. પટ્ટનના રાજ્યતંત્રમાં એ જ તત્ત્વ હતું, ને એવી વ્યવસ્થા હતી, ત્યાં સુધી રાજપદના પ્રતાપને સમાજની દૃષ્ટિમાં ગૌણ સ્થાન ન હતું. પણ આપે જે સ્થિતિ સ્વીકારી છે તેથી રાજપદ ગૌણ સ્થાન પામે છે.'

પ્રતાપના અભિમાનને ખુશામતની સુંવાળી જમીન બહુ માફક આવી. તેણે હવે ઉપરનો દેખાવ પણ છોડી દીધો.

'અવનીશ!' એ બોલ્યો. એના અવાજમાં મિત્રતાની છાપ

હતી. 'હવે શું કરવું? ઇંદિરાનો કયાંય પત્તો?'

'એ દેવયાની સાથે જ છે!'

'પણ ત્યારે કૂટસ્થ શા માટે એ બીના ગુપ્ત રાખે છે?'

'આપના વિશ્વાસ ઉપર કરપ્રહાર કર્યા સિવાય બીજો ઉપાય જ નથી. પરંતુ આ તદ્દન ખાનગી છે.'

'ફિકર નહિ.'

'તમે એમ ધાર્યું હશે કે હું ચામરાજેન્દ્રના વિલાસી સ્વભાવને પોષનાર દીવાન છું! કેમ આમ જ નાં?'

'હા, કાંઇક એમ ખરું.'

'ત્યારે હું આપને કહું. હું વિલાસને પોષનાર નથી; પરંતુ રાજપદનું પ્રધાન સ્થાન જાળવી રાખવા, આ સિવાય બીજો ઉપાય ન હતો. મારી નજર પટ્ટનના યુવરાજ ઉપર હતી. પણ તેણે તો પોતે જ એક સંસ્થા ઉત્પન્ન કરી અને તેમાં પોતે જ ગૌણપદ પસંદ કર્યું. વાત એવી છે કે કંચન ઉપર ચામરાજેન્દ્ર રીઝ્યાં છે, અને કંચન એ કૂટસ્થ પર!'

પ્રતાપ ભડકયો; એના મગજમાંથી વીજળીની પેઠે વિચાર પસાર થઈ ગયો; અવનીશ મને બનાવતો તો નથી ને?

અવનીશે વિશ્વાસ ઉત્પન્ન થાય તેવી નમ્ર ઢબથી કહ્યું; 'તે એટલે સુધી કે આપને યુવરાજપદ મુકાવવાની ખટપટ પણ એ ચતુર સ્ત્રી કરી ચૂકી છે. એને તો પોતાના જ પુત્રને પટ્ટનનો નરેશ બનાવવો છે!'

પ્રતાપે કરડાઈથી કહ્યું: 'એમ? આટલે સુધી વાત છે?'

'અને એમ થાત જ. પરંતુ મેં એને આશાની લાંબી દોર ઉપર નચાવી છે. એને મહારાજની કાયદેસરની ધર્મપત્ની બનાવવી છે. ત્યારે જ એનો ભવિષ્યનો પુત્ર પટ્ટનનો રાજા બને.'

પ્રતાપ હસ્યો: 'હા એવી રમત છે કાં? પણ એમાં કૂટસ્થને શું?'

'કંચનના શરીર ઉપર મોહ ન પામે તેવો પુરુષ પટ્ટનમાં નથી. મહારાજનો એના ઉપર પ્યાર છે. પરંતુ સ્ત્રીના સ્નેહનો ઇતિહાસ માત્ર સ્ત્રી જ સમજી શકે છે. કંચનનું દિલ કૂટસ્થે જીત્યું છે. અને કૂટસ્થની ઇચ્છા પૃથ્વીશને પટ્ટનનરેશ બનાવવાની છે.'

પ્રતાપ સાવચેત બન્યો. અવનીશે જોયું કે એના મગજમાં હવે તર્ક નથી, હૃદયમાં તોફાન નથી. અનેક ગુંચળાં છે. એ સાંભળે છે ને સાચું માને છે. એટલે એ નિરાંતે આગળ વધ્યો.

'પૃથ્વીશ જમીનદારનો આ રાજ ઉપર આપના પછી બીજો જ હક્ક છે. એટલે આપનું સ્થાન ઘણું જ જોખમ ભર્યું છે.'

પ્રતાપને આ નવીન સત્ય સચોટ અસર કરી શક્યું. કંચન પ્રતાપને પદભ્રષ્ટ કરાવવામાં ફાવે તો, કંચનને ફેરવવામાં કૂટસ્થ ફાવે તેમ છે. આ ઘટના ઉપર પૃથ્વીશ, મહાત્માનો પરમ શિષ્ય બન્યો ન હોય ?

પ્રતાપમલ્લને પોતાની મૂર્ખાઈ ઉપર હસવું આવ્યું ! આટલા મહત્ત્વાકાંક્ષી પુરુષોની વચ્ચે પોતે સપડાયો છે એ સત્ય આજે પહેલવહેલું જ એના મનમાં ખૂંચી ગયું. અવનીશે ધીમેથી વધાર્યું:

'પણ કૂટસ્થનો પ્યાર વળી કોઈ ત્રીજી જ મૂર્તિમાં છે!'

'એ કોણ ?'

'ઇંદિરા !'

થઈ રહ્યું ! પ્રતાપમલ્લનો આખો ચહેરો બદલાઈ ગયો. અવનીશે આ તીરને આટલું અસરકારક ધાર્યું ન હતું !

પ્રતાપમલ્લે હવે વિશ્વાસથી હૃદય ખોલ્યું. ધીરપુરની માલદેવની વાત કરી. નીલમપુરની વાત કરી. અવનીશે વિજય મેળવ્યો હતો. અવનીશ સાથે વિશ્રંભ કથા કરીને જ્યારે પ્રતાપ એને મૂકીને પાછો વળતો હતો ત્યાં કામિનીકુમારને સામેથી આવતાં એણે જોયો. કામિની આજે ગુરુદેવના આશ્રમ તરફ ફરવા ગયો હતો. ત્યાં પાછી એના ઉપર જૂની વાત ઘર કરી ગઈ હતી. પણ કૂટસ્થે સમજાવીને,

પુષ્કરને સોંપવાના કાગળ આપી, પાછો પોતાના કામમાં જ હમણાં તલ્લીન થવાનું કહી, પાછો મોકલ્યો હતો. તે અત્યારે ત્યાંથી આવી રહ્યો હતો.

પ્રતાપમલ્લ અત્યારે શંકામય હતો છતાં, જૂની પિછાનને તિરસ્કારી શક્યો નહિ. અને કામિની તરફ તો એને શંકા કરતાં દયા વધારે હતી. તે બોલ્યો:

'કામિની! ક્યાં જઈ આવ્યો?'

'ભદ્રેશ્વર.'

'અત્યારે?'

'ગુરુદેવનું કામ હતું.' કામિની બિચારો હજી સુધી કૂટસ્થની કપટ જાળમાં છે એ જોઈ પ્રતાપમલ્લને દયા આવી. તેણે કાંઈક સ્ફોટ પાડવા વિચાર કર્યો, એટલામાં કામિની સહજ જ બોલ્યો.

'દેવયાની ત્યાં સહીસલામત છે!'

'હેં? ક્યાં? ત્યાં?'

'ગુરુદેવના આશ્રમમાં!'

'તને કોણે કીધું?'

'ગુરુદેવે પોતે જ!'

'ઓહ! તારો ગુરુદેવ!' પ્રતાપમલ્લે વિચાર કર્યો. 'પણ દેવયાનીને શા માટે ત્યાં રાખી હશે?' તેના શંકાશીલ હૃદયમાંથી જ પ્રતિધ્વનિ થયો: 'કંચનને ઈર્ષા ન થાય માટે.'

એટલામાં કામિની બોલ્યો:

'આ ખાનગી છે હો!'

'બરાબર!'

પ્રતાપનો જવાબ આજે ઠંડો હતો, પણ તેથી જ કામિનીનું હૃદય વધારે ખુલ્યું:

'પ્રતાપમલ્લ! હવે તમને છેલ્લા પ્રણામ છે!'

'કેમ કામિની? શું છે?'

'આજથી જીવનક્રમ બદલાય છે. હું રાજદ્વારી વિષયમાંથી વિરક્ત બનું છું;' અને તરત જ ઉમેર્યું : 'મારા દક્ષિણ પ્રાંતમાં જ હું જાઉં છું !'

પ્રતાપમલ્લ ભડક્યો. અવનીશના શબ્દો યાદ આવ્યા: 'પૃથ્વીશનો પક્ષ દક્ષિણમાં સબળ છે. કામિની એ કાર્ય ઉડાવવાનો !'

તે મોટેથી બોલ્યો: 'કેમ કામિની ! અચાનક ? અને આ પછીની મહાત્મા કૂટસ્થની યોજના ? એનું કેમ ?'

'મહાત્મા કૂટસ્થ જેવો સમર્થ નેતા બીજાની અપેક્ષા રાખતો નથી. કૂટસ્થે કામ હાથમાં લીધા પછી આપણી યોજના સફલ થવાની. આપને શી ચિંતા છે ?'

પ્રતાપમલ્લને પોતાનું ગૌણપદ ખૂંચ્યું. આજે કામિનીનું બોલવું પણ સંદિગ્ધ લાગ્યું. એ ધીમે રહીને બોલ્યો. 'કામિની ! તારા અચાનક ઊપડવામાં કાંઈક હેતુ છે !'

'એ હેતુ હાલ ગુપ્ત જ રાખવો છે !'

પ્રતાપમલ્લને હવે નિશ્ચય થયો કે નક્કી કપટની જાળ વધારે ફેલાતી જાય છે !

પ્રતાપમલ્લ કાંઈ બોલ્યો નહિ. પણ મનમાં ખૂબ બોલ્યો.

'પૃથ્વીશનો ન્યાય થવાનો છે ત્યાં સુધી નહિ રોકા ?'

કામિનીને આ વાતનું વિસ્મરણ થયું હતું, તે એકદમ બોલી ઊઠ્યો: 'હા. હા, પણ રોકાવાનું શું કામ છે ? ન્યાય તમારા હાથમાં છે. પૃથ્વીશ તો નિર્દોષ છે જ, પણ ચંદ્રસેનને બચાવજો. વળી ગુરુદેવ સમર્થ છે !'

'એક આના ગુરુદેવ !' પ્રતાપ મનમાં ખીજાઈને બોલ્યો.

'લોકો શું ધારે છે કામિની ?'

'લોકો પર પૃથ્વીશનો કાબૂ થોડો નથી. લોકો એને નિર્દોષ ધારવાના.'

'પણ ન્યાયના સમર્થ પુરાવા છે, તેનું શું ?'

'છતાં દક્ષિણમાં તો એ વિષે શંકા નથી. અને બીજું અવનીશનો ભાર નથી કે પૃથ્વીશને શિક્ષા કરે! તમે જાણો છો કે તે દિવસે જ પટ્ટન નથી!'

'હા...' પ્રતાપ મનમાં જ બોલ્યો. 'હવે તારું રહસ્ય કાંઈક મળે છે ખરું! અફસોસ! રાજતંત્રમાં આ ભયંકર ઘટના અનેક ફેરફાર કરશે.'

'માલદેવ ક્યાં છે?'

'માલદેવ હાલમાં આંહીં જ છે. એ આપણો મિત્ર છે. પૃથ્વીશને ફાંસીનો હુકમ થાય તો એ ફાંસીને તોડવાની એનામાં તાકાત છે!'

'ઠીક ત્યારે, આ અવનીશે કહ્યું તેમ, માલદેવના શસ્ત્રબળનો પણ ઉપયોગ.' પ્રતાપને વિચાર આવ્યો.

કામિનીએ પોતાનું મકાન આવતાં રજા લીધી. તે બીજે દિવસે ગુરુદેવના આશ્રમમાં જવા તૈયાર થયો. એનું સર્વ લક્ષ્ય ત્યાં હતું. એની હિલચાલ પર પ્રતાપની સાશંક દૃષ્ટિ ફરતી હતી. તેને દક્ષિણ પ્રાંત તરફ જવા માટે, સ્ટેશને જવાને બદલે, ભદ્રેશ્વરની ટેકરીઓ તરફ જતો જોઈ, પ્રતાપને ખાતરી થઈ કે નક્કી કોઈ ભયંકર ઘટના ચાલી રહી છે! કામિનીના રસ્તા પર તેણે રાત્રિના દશ વાગ્યા સુધી ચોકી ભરી, પણ કામિની આવ્યો નહિ. એના મનમાં અવનીશે મૂકેલું શંકાનું બીજ વધારે બલવાન થતું ગયું.

## ૧૭. પૃથ્વીશની સજા

**કૂટસ્થની** એક ઇચ્છા હતી. બને ત્યાં સુધી રાજતંત્રના કાર્યમાં પોતાની અસામાન્ય શક્તિઓનું વારંવાર દર્શન કરાવવું નહિ. પૃથ્વીશનો કેસ ચાલી ગયો હતો. એને સજા થઈ હતી. પૃથ્વીશને થયેલી સજાની માફી હવે કેવળ ચામરાજેન્દ્ર જ કરી શકે તેમ હતું. એટલે એ વિચારમાં પડી ગયો. એણે માલદેવને તો કહેવરાવ્યું હતું કે હમણાં તું આટલામાં ફરતો રહેજે. પછી એણે બે મહાન જ્ઞાતિસંમેલનો દ્વારા નાજા રબારીને અને કરસન પટેલને પણ સાધ્યા હતા.

આટલી તૈયારી કર્યા પછી એ છેક છેલ્લી ઘડીએ મહારાજની પાસે ગયો.

એની પાસે એની જીવનમૂડીમાં એક જ વસ્તુ હતી. એ જે કાંઈ કરતો તેમાં એનો લેશ પણ સ્વાર્થ ન હતો. અને બીજું ચામરાજેન્દ્રની તમામ નબળી બાજુઓનો એણે અભ્યાસ કર્યો હતો. બને ત્યાં સુધી મહારાજની કૃપા લેખે, અને નહિતર પછી પોતાના સામર્થ્ય લેખે, પણ પૃથ્વીશને બચાવી લેવો જોઈએ.

આખી વસ્તુ છોકરીની રમત જેવી લાગતી હતી; પણ ગંભીર ચિંતનશીલ દરેક માણસને આજની ન્યાયાધીશી એ એક પ્રકારની રેતી લીંટા કાઢનારી ધોલફીની રમત જેવી નથી લાગતી? સત્યનો આટલો મોટો ઉપહાસ કરવા માટે માણસો પોતાની જીવનશક્તિ

વેડફી શકે છે, એ જાણ્યા પછી તો, અનેક નામભેદ નીચે ચઢાવાતાં રાજદ્વારી તંત્રો—એ પીંઢારું ટોળીઓનાં સુધરેલા જ આકાર નથી જણાતા ?

પણ કૂટસ્થને માટે અત્યારે એ વસ્તુસ્થિતિઓનો એમ વિચાર કરવો નકામો હતો. એટલે તે ઉતાવળે ચામરાજેન્દ્રના ગ્રીષ્મભવન તરફ ફર્યો. દરવાજા ઉપર એક જમાદાર બેઠો હતો.

'મહારાજા છે ?' કૂટસ્થે પૂછ્યું.

'જી હા. પણ નવ બજે ઊઠવાના છે !'

'સાડા આઠે તો ફાંસી દેવાની છે !' કૂટસ્થ મનમાં વિચારી રહ્યો. એ મોટેથી બોલ્યો : 'ત્યારે કહો કે હું મળવા માગું છું.'

જમાદાર બડો પક્કો હતો. જમાનાનો ખાધેલ હતો. આવા તો કૈંક 'હું' આંહીં આવી ગયા હતા.

'હું એટલે ?'

'સ્વામી કૂટસ્થ.'

'પણ ઊઠવાનો વખત નવનો છે !'

'ફિકર નહિ. આજે મારે જરૂર છે. આઠ પહેલાં મારે મળવું જ જોઈએ, નહિતર—' કૂટસ્થ બોલતાં અચકાયો:

'નહિતર શું ?' જમાદારે પૂછ્યું.

'નહિતર, કાંઈ નહિ, એ જાણવાનું કામ તારું નથી, ભાઈ ! તું મહારાજાને ખબર કહેવરાવ. હું આવું છું !'

જમાદારે યંત્રવત્ હુકમ માથા ઉપર ચઢાવ્યો. એણે સામે થવાની ઇચ્છા કીધી, પણ સામે થવાની એની હિમ્મત ચાલી નહિ. કૂટસ્થે અંદર પ્રવેશ કર્યો. મહારાજા ચામરાજેન્દ્ર, હમણાં જ બિછાનામાંથી ઊઠી દીવાનખંડમાં આવ્યા હતા. એમના ચહેરા પર હજી ઉંઘણશીની નિશાની હતી. કૂટસ્થે તેમની સામે એક બિછાના ઉપર જગ્યા લીધી.

'આજે તમને ઉઠાડવા પડયા.' કૂટસ્થે કહ્યું 'પણ મારે

અગત્યનું કામ છે.'

'ફિકર નહિ' ચામરાજેન્દ્રે પોતાની હંમેશની અધિકારીની જેમ આશ્રયદાતાની ઢબ જાળવીને કહ્યું. 'અવનીશને મળ્યા હતા ?'

'ક્યારેક સવાલને આપની સાથે સંબંધ હોય છે!' કૂટસ્થે જરાક કરડાઈથી કહ્યું. 'વાત એવી છે કે આજે પૃથ્વીશને અને ચંદ્રસેનને ફાંસી દેવાની છે.'

'હા, મેં સાંભળ્યું છે.' ચામરાજેન્દ્રે કહ્યું 'અને તે માટે હું બહુ જ દિલગીર છું, સ્વામીજી!'

'દિલગીર તો એટલા માટે કે એ ઘટનાને આપના સિંહાસન સાથે સીધો સંબંધ છે!'

ચામરાજેન્દ્રે દષ્ટિ ચુકાવીઃ એ કરડાઈથી બોલ્યોઃ 'શું કીધું ?'

'એટલું જ કે,' કૂટસ્થે નિશ્ચયાત્મક ટૂંકો જવાબ આપ્યોઃ 'પૃથ્વીશની ફાંસી એવી અગત્યની વાત છે કે મારે તમને સમજાવવી પડશે મહારાજ! આવી વસ્તુઓ દ્વારા તો સિંહાસન જાય છે!'

ચામરાજેન્દ્રે જરાક તોછડાઈથી જવાબ વાળ્યોઃ 'પણ સિંહાસનની પાછળ ખુલ્લી સમશેરનું સૈન્ય હોય છે!'

'અલબત્ત અને'—કૂટસ્થે ટટ્ટાર થઈ જવાબ વાળ્યોઃ 'પૃથ્વીશ પાછળ સૈન્ય નથી એ ખરું. પણ પંચેશ્વરના દસ હજાર માણસો આજે આંહીં હાજર છે!'

'પણ એટલા જ માટે ન્યાય ફેરવી ન શકાય. રાજનું ગૌરવ ગુમાવ્યા પછી રાજની કાંઈ કિમ્મત જ નથી.'

'જરાક ભૂલ સુધારું?' કૂટસ્થે ચામરાજેન્દ્ર સામે તીવ્ર દષ્ટિથી જોઈને કહ્યું, 'માણસ તરીકેનું ગૌરવ ગુમાવ્યા પછી, રાજની કાંઈ કિમ્મત નથી!'

'તમે જરા મર્યાદા વટાવો છો!'

'કહો કે તમારે ખાતર હું મર્યાદા પાળું છું ને બીજા પાસે પળાવું છું!'

'ઠીક હવે લાંબું ને ટૂંકું: તમારે જે કહેવાનું છે તે માટે અરજી કરો !'

'અરજી કરનારનો ચહેરો જુદો જ હોય. છે, મહારાજ !' કૂટસ્થે કહ્યું, 'હું તમને અરજી નથી કરતો, ચેતાવું છું. ગ્રીષ્મભવનના પાયામાં પ્રહાર થઈ જાશે, મહારાજ !'

'એ માટે પટ્ટનનું સૈન્ય પૂરતી સંભાળ લેશે !'

'પટ્ટનનું સૈન્ય જો રાજાને મળતી છકકડ ખાળી શકતું નથી, તો ભાગ્યે જ રાજાને બચાવી શકે.'

ચામરાજેન્દ્ર સડક થઈ ગયો. એણે આજે પોતાના નિયમવિરુદ્ધ ખુલ્લા શબ્દોમાં વાતચીત કરી હતી, તેથી તેને પસ્તાવો થયો: તે પળવાર બોલ્યો નહિ.

'કેમ બોલતા નથી?' કૂટસ્થે કહ્યું. ચામરાજેન્દ્રે વિચાર કર્યો: ને કહ્યું:

'હું દિલગીર છું કે મારે તમને નાખુશ કરવા પડે છે, પરંતુ ન્યાયની દષ્ટિને હું રદ ન કરી શકું. ન્યાય બહુ જ નાજુક ચીજ છે!'

'ગુલાબ કરતાં પણ વધારે નાજુક છે?'

ચામરાજેન્દ્ર આશ્ચર્યચકિત થઈ ગયો: આને ગુલાબની ક્યાંથી ખબર? પોતાના જીવન ઉપરના આ સીધા પ્રહારથી એ ઘડીભર ક્ષોભ પામ્યો.

'હાસ્તો!' એણે દ્વિઅર્થી જ જવાબ આપ્યો.

'તો મહારાજ તોફાન કરી શકે છે, અને ન્યાયમંદિરમાં તેને માટે સજા નથી-—'

ચામરાજેન્દ્ર ઊભો થઈ ગયો: 'સ્વામીજી, આ બાબતમાં તમે અવનીશને મળો. મારાથી કંઈ નહિ થાય. હું જાઉં છું!'

'ભલે! હું તમને ચેતવું છું.'

અચાનક પુષ્કરે પ્રવેશ કર્યો; ચામરાજેન્દ્રને ન જોયો હોય તેમ તેણે કૂટસ્થને કહ્યું:

'ગુરુદેવ! માલદેવ આપની રાહ જોતો ઊભો છે!'

'હં!' ચામરાજેન્દ્ર તુરત પુષ્કર તરફ ફર્યો.

'જી હા.' પુષ્કરે વિનયથી જવાબ આપ્યો: 'માલદેવ પોતાના શસ્ત્રધારી બધા સાથીઓ સાથે આવેલ છે. સ્વામીજીને પૃથ્વીશની બાબતમાં છેલ્લી વખત મળવા માગે છે!'

ચામરાજેન્દ્ર જવાબ આપે તે પહેલાં અવનીશ આવ્યો; તેણે પોતાની વિહ્વલતા છુપાવી હસતે ચહેરે કૂટસ્થ તરફ જોયું: 'સ્વામીજી! આપ અત્યારમાં?'

'હા જુઓ ને! આજે કાંઈ એવો જ પ્રસંગ છે?'

અવનીશે ચામરાજેન્દ્ર તરફ જોયું: તેના ચહેરા પર અકળામણની સ્પષ્ટ નિશાની હતી.

'આનો અર્થ એટલો જ કે તમે મારા રાજતંત્રમાં ઘૂસવા માગો છો!' ચામરાજેન્દ્ર ઉતાવળે બોલી ઊઠ્યો.

'ઘૂસવા નહિ, જવાબદારી સમજાવવા માગીએ છીએ,' પુષ્કરે જવાબ દીધો.

'તમારું વાતાવરણ ફેરવવા!' કૂટસ્થે ટકોર કરી.

'એટલે શું?'—અવનીશે જરા કરડાઈથી કહ્યું: 'મહારાજ! તમે તમારા ભદ્રેશ્વરમાં જાઓ અને...'

કૂટસ્થે તેનો વચ્ચે જ જવાબ વાળ્યો: 'એ ભદ્રેશ્વરમાં જ જશે. પણ ભદ્રેશ્વર સમક્ષ માલદેવ પોતાના માણસો સહિત ઊભો છે, ને પંચેશ્વરના પણ દશ હજાર માણસો ત્યાં આવ્યા છે!'

પોતે જે વાત કહેવા આવ્યો છે તેની જ આ ચર્ચા થાય છે એ જોઈ તાત્કાલિક શો ઉત્તર આપવો તે અવનીશને સૂઝ્યું નહિ! તેણે યંત્રવત્ પોકાર કર્યો:

'યશલાલસિંહ!'

એક સિપાઈએ પ્રવેશ કર્યો. 'સાહેબ, એ તો જેલ ઉપર બંદોબસ્ત કરવા ગયેલ છે; કારણ કે દક્ષિણના વધુ માણસો ત્યાં

આવતાં જાય છે!'

અવનીશે ગભરાટમાં કૂટસ્થ તરફ જોયું.

'શું સમજવું સ્વામીજી! બળવો?'

'ના ના, એવું તો કાંઈ નહિ. પણ લોકોને પૃથ્વીશ ઉપર શ્રદ્ધા લાગે છે. સાહસિક પગલું ન લેવાય એ જરા તમે જ ધ્યાન રાખજો ને.' કૂટસ્થે શાંતિથી જવાબ આપ્યો.

પુષ્કર બોલ્યોઃ 'આ ચર્ચા લંબાવ્યા પછી આપણે જઈશું ત્યારે મોડું થશે. હવે આપની જરૂર છે. આઠ વાગે તો માલદેવ જરૂર વડ પાસે આવશે. ને તમે ત્યાં નહિ હો તો બધા માણસો સાથે એ પૃથ્વીશના કેદખાના તરફ જશે. ત્યાં યશલાલ હશે, એટલે પછી મોડું થાશે!'

'હા હા, સ્વામીજી! આપ તો પધારો! હું મહારાજાનો હુકમ મેળવી આ આવ્યો!'

અવનીશે વાતને વાળી નાખીને કહ્યુંઃ

'હા એમ જ કરો!' ચામરાજેન્દ્રે ટેકો આપ્યો.

'હું જોઉં છું,' કૂટસ્થે શાંતિથી કહ્યું; 'તમે આવ્યા તે ઠીક થયું.' તેણે અવનીશ તરફ ફરીને કહ્યુંઃ 'ઉતાવળું પગલું આપણને હણશે!'

કૂટસ્થ અને પુષ્કર ચાલ્યા ગયા.

'હવે શું કરવું છે?' ચામરાજેન્દ્રે એ ગયા કે તરત પૂછ્યું. 'આ તો વધતું જાય છે!'

'કાંઈ વધતું નથી. આપણી જૂની રાજનીતિ દેખાડી પૃથ્વીશને છોડો! પછી દેખી લેવાશે!'

'એ ભૂલ તો નહિ થાય?'

'ન છોડવામાં ભૂલ છે! આગે આગે દેખા જાયગા. કૂટસ્થ પણ માણસ છે, દેવ નથી! એને કંચન અથવા કામિની અથવા સત્તા કોઈક જીતશે. હાલ પ્રતાપને તો આપણે વાળ્યો છે.'

'ઠીક તો એમ કરો. ચંદ્રસેનને પણ હાલ છોડો ! દેવયાની કોના પક્ષમાં છે ?'

'બે દિવસ પહેલાં જણાયું કે એ પણ પૃથ્વીશ પાછળ ઘેલી છે. આપણું એ શસ્ત્ર બુઠ્ઠું નીકળ્યું છે.'

'ઠીક, હવે બીજું.'

'હું જાઉં છું, ત્યારે આ હુકમ ? આપની સહી બાકી છે.'

ચામરાજેન્દ્રે લીટા કાઢી આપ્યા. અવનીશ ઉતાવળો ભદ્રેશ્વર જવા નીકળ્યો.

આ તરફ કૂટસ્થ ભદ્રેશ્વર પહોંચ્યો ત્યારે માલદેવ તેની રાહ જોઈને ઊભો હતો. માલદેવ, બધા શૂરવીર માણસની માફક, ઉતાવળિયો હતો. એક ઘા ને બે ફાડ સિવાય બીજું કાંઈ સમજતો નહિ. તેના કદાવર બાંધા ને વિશાળ વદન તરફ કૂટસ્થ જોઈ રહ્યો :

'જાણે બીજો જ નાગાર્જુન ઊભો છે !'

આ માલદેવ પ્રખ્યાત બહારવટિયા નાગાર્જુનનો નાનો પુત્ર હતો. અને જગતસિંહને હંફાવનાર એ વીર પુરુષ અકસ્માત મૃત્યુવશ થયો ત્યારે માલદેવને પાળનાર કૂટસ્થ હતો. આ ઉપકારના બદલામાં, માલદેવ ગુરુદેવના દરેકેદરેક શબ્દને આજ્ઞાસ્વરૂપ સમજતો.

માલદેવે જરાક હસીને નમન કર્યું ! 'ગુરુદેવ ! શી આજ્ઞા છે ?'

કૂટસ્થે જવાબ આપ્યો: 'હંમેશની માફક પાછા ચાલ્યા જવાની.'

'મહારાજને સિંહાસન ઉપરથી ઉડાડવા એ રમત વાત છે, પણ શું કરું ? આપની આજ્ઞા નથી !'

'માલદેવ ! ઉતાવળો થા મા ! એ સમય પણ આવશે. ઇંદિરા ક્યાં છે ?'

'ઇંદિરા સહીસલામત છે ! પટ્ટનમાં ધોળે દિવસે માલદેવ ફરી શકે તેમ છે. ગુરુદેવ ! કાલે તો ઇંદિરાને મળી આવ્યો. પટ્ટનનો એ ભાગ એવો શાંત છે કે કોઈ નામ લે તેમ નથી.'

'છતાં સાવચેત રહેજે.'

'એક બેવકૂફ દારુડિયો ત્યાં હમેશાં નીકળે છે! એની સાથે કોઈ કોઈ રાજમહેલનું નામ જોડે છે!

'કોણ છે એ? એનું નામ શું?'

'કોણ જાણે. લાગે છે ખાનદાન. ચહેરો સુંદર, ઉંમર ભાગ્યે જ પંદર–સત્તર વર્ષની.'

'પણ એનું નામ. એ કાંઈ ખબર છે?'

'સુધીર કહે છે.'

'સુધીર?' કૂટસ્થ વિચારમાં પડી ગયો. 'ત્યારે તો મારે એને જોવો છે.'

'એ તો સહેલું છે. દારૂના પીઠા પાસે ઊભા રહેવું.'

માલદેવ પોતાના બળથી નિર્ભય જેવો બહારવટિયો થઈ પડ્યો હતો. છતાં કૂટસ્થે કહ્યું કે તરત તે ચાલતો થયો. પંચેશ્વર ને દક્ષિણનાં હજારો માણસો તો હજી જેલ તરફ રવાના થતાં હતાં.

એવામાં હજારો માણસની આંખ દૂરથી આવતી એક ગાડી ઉપર પડી; અવનીશ ધીમેથી નીચે ઊતર્યો. માણસો તલપાપડ થઈ રહ્યાં. અવનીશે તરત કહ્યું: 'લોકોની અરજી ઉપર ફરી વિચાર કરતાં મહારાજા ચામરાજેન્દ્ર પૃથ્વીશને હમણાં છોડી મૂકવાનો હુકમ કરે છે!'

લોકો હર્ષઘેલા કૂદવા મંડ્યા, સેળભેળ થઈ ગયા. પૃથ્વીશને વીંટવા દોડ્યા. ચંદ્રસેનની કોઈ ને દરકાર ન હતી. કૂટસ્થ બોલ્યો:

'દૂર રહો! ઘડીભર આ ગવૈયાને ભૂલ્યાનું પ્રાયશ્ચિત કરો! સ્નેહલતા! ચંદ્રસેન પણ છૂટો છે.'

સ્નેહલતા કૂટસ્થ પાસે દોડી ગઈ, એના ચરણમાં લોટી પડી, 'ગુરુદેવ! હું તો વિશ્વાસ રાખી શકી ન હતી!'

એ ધમાલમાં કૂટસ્થે દેવયાનીને ત્યાં જોઈ. તેને, તેણે ધીમેથી કહ્યું:

'દેવયાની! તું કાલે ભદ્રેશ્વર તરફને રસ્તે થઈ, મને દક્ષિણ દરવાજા પાસે મળજે. તું એકલી જ આવજે. તારા જેવું એક કામ મળ્યું છે!'

## ૧૮. સૌંદર્યમાં સત્ય !

**દર પર ખડી ગીદી પૂછે, મયખાનું ખુલશે કે નહિ ?**
**અયિ ઓ છકેલી સમાલજે, ઘર બેઇમાન લૂંટે નહિ !**

*

બીજે દિવસે રાત્રિના સાડા દસે દેવયાની કૂટસ્થની આજ્ઞા પ્રમાણે દક્ષિણ દરવાજા પાસે હાજર હતી. થોડીવારમાં કૂટસ્થ આવ્યો, અને બન્ને દરવાજા બહાર એક અર્ધ જંગલી પ્રદેશમાં આવી ચડયાં. ત્યાં માત્ર ગરીબ મજૂરો રહેતા. છૂટાછવાયાં ગરીબોનાં ઝૂંપડાં હતાં. વચ્ચે કોઈક મકાન સારું હતું તો દસબાર ખરાબ હતાં. એક તરફનો ભાગ મુકાબલે વધારે સારો હતો અને ત્યાં એક દુકાન પર માણસોની ઠઠ જામી હતી. ત્યાં દારૂનો વ્યાપાર હતો ! સામે જ થોડે દૂર થોડાંક વેશ્યાનાં ઘરો હતાં. કૂટસ્થે દેવયાનીને પાછળ આવવા સાન કરી ! આંહી પોતાને લાયક શું કામ હોઈ શકે એ દેવયાનીને સમજાયું નહિ. તે પાછળ પાછળ ચાલી !

કૂટસ્થે નાના ઘરમાં પ્રવેશ કર્યો : એક તૂટેલ ખાટલા ઉપર એક વૃદ્ધ ડોસો બેઠો હતો. તેનું શિથિલ, નિસ્તેજ અને દુર્બળ શરીર તથા આસપાસની સ્થિતિ એની અત્યંત ગરીબી પ્રગટ કરતાં હતાં !

'કેમ ડોસા !' કૂટસ્થે દયાથી કહ્યું : 'પેન્શન આવ્યું ?'

'હા, હમણાં જ ગંગા આપી ગઈ.'

દેવયાનીને આમાં કાંઈ સમજ પડી નહિ !

કૂટસ્થ નીચે બેઠો. એક તૂટેલ સાદડી પર પાસે દેવયાની બેઠી. કૂટસ્થ બોલ્યો :

'ત્યારે તમારે આ પેન્શન ઉપર જ આધાર કાં ?'

'હાસ્તો બાપુ ! એમ જ.'

'કેમ, સુધીર ક્યાં ઊપડી ગયો છે ?'

'એ છોકરો વંઠી ગયો, બાપુ ! હવે હાથમાં નથી.'

'અત્યારે ક્યાં હશે ?'

'બીજે ક્યાં ? એનું ઘર ગણો કે જે ગણો તે દારૂનું પીઠું !'

'ઠીક, ત્યારે હું તો જાઉં છું. આ તમને હમણાં ચલાવવા,'

કૂટસ્થે પંદર રૂપિયા ડોસાના હાથમાં આપ્યા. બહાર નીકળતાં જ દેવયાનીએ પૂછ્યું :

'આ ડોસો કોણ ?'

કૂટસ્થ જવાબ આપતાં પહેલાં બે ઘડી તેની સામે જોઈ રહ્યો. તેની દૃષ્ટિ અત્યારે એટલી વેધક હતી કે દેવયાની એ સહી શકી નહિ. તેને લાગ્યું કે કૂટસ્થ જાણે એના અંગેઅંગને અને વિચારે વિચારને ભેદી રહ્યો છે. થોડી વાર પછી એ બોલ્યો : 'તને કહેવામાં વાંધો નથી. હવે જેમ બને તેમ જલદી આ વાતને આટોપી લેવી જોઈએ. તને ખબર તો હશે, કે આપણે આ ચામરાજેન્દ્રનું રાજતંત્ર ઉથલાવી પાડવા માગીએ છીએ !'

'હા, કાંઈક જેવી તેવી !'

'ત્યારે મેં તને એમાં ભાગ લેવા માટે આંહી આણી છે. તારા સૌન્દર્ય દ્વારા મારે માનવતાને, એક વખત મેળવવી છે. સૌન્દર્યમાં કેટલું બધું સત્ય છે, એ આપણને કોઈને ખબર નથી.'

દેવયાની કાંઈ સમજી નહિ. તેણે ફરીને એ જ પૂછ્યું : 'પણ આ ડોસો કોણ છે ?'

'એ જ હું તને કહું છું. આ ડોસો તે પટ્ટનનો એક વખતનો ફોજદાર દેવીસિંહ રાઠોડ. અત્યારે વૃદ્ધ અને કંગાલ છે. દેવસિંહ

રાઠોડની સ્ત્રી ચામરાજેન્દ્ર પાસે જતી આવતી. તેમાંથી દેવીસિંહનું નશીબ ખુલ્યું ! પણ સ્ત્રીની અતિ વિશ્વાસપાત્ર અવસ્થા ક્યારેક પુરુષને બંધનરૂપ છે ! એક ઘટના એવી બની ગઈ કે ચામરાજેન્દ્રે તેને ઝેર અપાવ્યું. સુધીર તેનો પુત્ર. ચામરાજેન્દ્રે પાછલી પ્રીત સંભારી દેવીસિંહને પેન્શન આપ્યું. ચામરાજેન્દ્રની ખાસ બાઈ છે ગંગા. ગંગાનો હજી આ તરફ હમ્મેશનો આંટો ખરો.'

દેવયાની ચકિત થઈ ગઈ. કૂટસ્થ કાંઈક ઘણી મોટી યોજનામાં પડ્યો છે એટલું જ એ સમજી.

'દેવયાની ! મેં તને કહેલું યાદ છે ? સૌન્દર્ય એના ખાસ ઉપયોગ માટે હોય છે. કુદરતનું એ રમ્ય પણ અચૂક હથિયાર છે. તારા સૌન્દર્યમાં આવો જ નિર્મળ હેતુ કુદરતનો ન હોય ? આજે હું તને હવે કાર્યની પરંપરા સોંપું છું. આ પણે, સામે જો. એક લથડિયાં ખાતો જુવાન આવે !'

દેવયાનીએ કૂટસ્થે દેખાડેલી દિશામાં એક યુવાનને લથડિયાં ખાતો આવતો જોયો.

'એ જ સુધીર ! એનામાં સુધરી શકે તેવું તત્ત્વ છે. દેવીસિંહના વધારે દાબથી અને માતાની સોડ જેવું આરામસ્થળ જવાથી એની આ દશા છે ! એની માતાની જગ્યાએ તું માતા બન ! પછી હું તને મળીશ. મારે સૌન્દર્યનો ઉપયોગ શીખવવો છે. આટલી બધી સુંદરતાને આપણે કેવી રીતે વેડફી રહ્યા છીએ ! અને વળી, આપણા કાર્યક્રમમાં આ સુધીરનો પણ ઉપયોગ છે.'

દેવયાનીએ સાંભળી લીધું: તે કાંઈ બોલી નહિ.

'જો, સામે ઘર દેખાય. તે ભાડે રાખેલ છે. તું ત્યાં રહેજે. આંહીથી જાણવાનું પણ ઘણું મળશે.'

દેવયાની વધારે સવાલ કરે તે પહેલાં તો કૂટસ્થ ચાલતો થઈ ગયો હતો.

દેવયાનીએ વિચાર્યા વિના કાર્યક્ષેત્રમાં ઝંપલાવ્યું: જ્યાં એ

રહેતી એ ઘર પાસેથી જ પીઠાંનો રસ્તો હતો. તે પોતાના દ્વાર પર બેઠી રહેતી. સુધીર ત્યાંથી હંમેશાં નીકળતો. તે ઘણી વખત દારૂના નશાંમાં રહેતો, પણ તદ્દન ભાનભૂલ્યો ભાગ્યે જ દેખાતો. એક વખત એ પ્રમાણે એ નીકળ્યો, ત્યારે દેવયાની બુલંદ સ્વરમાં ગાઈ રહી હતી. એ ત્યાં જ અટક્યો. દેવયાનીએ તેને બોલાવ્યો.

દુરાચારના અતિ બોજામાં પણ સદ્ગુણની ચિનગારી તો જાગ્રત રહે છે. બન્ને તરફ દુરાચાર હોય :તો જ એ લુપ્ત થાય. બહુ જ ભારમાં આરામની શોધ થાય છે. સુધીરની આ અવસ્થા હતી. દેવયાનીએ તેને કહ્યું: 'આવો, આવો બેસો!'

સુધીર ત્યાં થોડીવાર બેઠો.

'કેવા છો?' દેવયાનીએ ધીમેથી પૂછ્યું. પારકી સ્ત્રી ધીમેથી બોલે ત્યારે પુરુષને આનંદ અને આરામ થાય છે.

'રજપૂત!'

'આમ ક્યાં જઈ આવ્યા?'

'આંહી નજીક જ છે ને પીઠું!'

'એકલા છો?'

'ના. બાપ છે.'

'શું કરે છે?'

'કાંઇ જ નહિ.'

'તમે શું કરો છો?'

'આરામ!'

સુધીર ધીમે ધીમે હૃદય ખોલતો હતો. દેવયાનીની અવસ્થા હવે વિચિત્ર થઈ પડી. સુધીરમાં બીજો કયો ભાવ ઉદય થવાનો હતો? એની ચિંતાનું એ કારણ હતું. એણે ધીમેથી વાત ફેરવી:

'મા છે ના?'

એક પળભર સુધીર જવાબ દેતાં થોભ્યો. પોતાને શા માટે કુદરતે આની મા થવાનું સોંપ્યું, એ દેવયાનીને કાંઈક સમજાયું. આ

છોકરો માની ઉમ્મરનો હતો. સુધીર બોલ્યો એટલે એ વધારે સ્પષ્ટ થયું: 'મા...?' સુધીર બોલતાં થોભ્યો: પછી ધીમેથી એણે કહ્યું: 'મારે મા નથી!'

'બેન છે?'

'ના ના.'

'ત્યારે બે ઘડી આંહી આવતા હો! તમે બીતા નહિ. તમારા જેવા ભાઈબંધ દોસ્તો આંહીં આવે છે. તમારું નામ?'

સુધીર છોકરો હોય ને પોતે મા હોય એવી રીતે શાંત વહેતી વાતને લીધે મનોભાવમાં ઘણો ફેર પડી ગયો હતો. સુધીરે ધીમેથી કહ્યું: 'મારું નામ સુધીર!'

દેવયાની એને જાણતી હોય તેમ બોલી: 'સુધીર દેવીસિંહ રાઠોડ કાં?'

સુધીર દિંઙ્મૂઢ બની જોઈ રહ્યો. 'તમે મારા બાપને ઓળખો છો?'

'બેટા! હું તો તારી માને પણ ઓળખું છું!'

'હેં? ક્યાંથી?'

'ગંગાને તું ઓળખે છે?'

'હા.'

'અને તેના વિષે કાંઈ જાણે છે?'

'બહુ જ થોડું!'

'તારા કુટુમ્બને હું ઓળખું છું. તારી મા સાથે મારે સહિયરપણું હતું. માત્ર દેવીસિંહ રાઠોડ અમારાથી જુદો. માત્ર દેવીસિંહ સાથે અમારે બને નહિ. એનો સ્વભાવ બહુ આકરો. હવે કાંઈ બદલ્યો?'

'ના ના!' સુધીરે જવાબ આપ્યો.

'બદલે નહિ! બેટા! તું એકલો છે. તો તું આંહીં આવતો રહેજે! બે ઘડી મજા પડશે! દિ ખૂટશે!'

'હવે જરૂર આવીશ,' સુધીરને હવે લાગ્યું કે પોતે પવિત્ર વાતાવરણમાં છે. એ બધું ભૂલ્યો. પણ દેવયાનીને હજી આજે બધો સ્ફોટ કરવો ન હતો.

થોડીવાર પછી સુધીર ગયો.

બીજે દિવસે સવારે દેવયાની ત્યાં આવી ત્યારે એક માણસ ત્યાં હાજર હતો. તેણે દેવયાનીના હાથમાં એક ફોટો આપ્યો. આ ફોટો સુધીરની મા વસંતતિલકાનો હતો. ને તેટલા માટે જ કૂટસ્થે એ મોકલાવ્યો હતો. સુધીરને હવે એક આરામ કરવાનું સ્થળ મળ્યું. એનો અંતરાત્મા ધીમે ધીમે દેવયાનીમાં મળતો ગયો. હવે તે હમેશાં દેવયાનીને ત્યાં આવતો. દેવયાની પણ હવે ઘણું ખરું ત્યાં જ રહેતી.

એક દિવસે સુધીર આવ્યો. તે થાકી ગયેલો, નિરાશ અને નિરુત્સાહી હતો. બાલપણમાં આ છોકરો બહુ સુંદર અને બોલકણો હતો, મોટો થતાં—થતાંમાં માનું આશ્વાસન ખોઈ બેઠો હતો. દેવીસિંહ તો ક્રૂર હૃદયનો હતો, સુધીરને સુધારવા એ વારંવાર ચૌદમા રત્નનો ઉપયોગ કરતો. એમાંથી સુધીર પહેલાં માર સહન કરતાં શીખ્યો, પછી ધીમે ધીમે બેદરકાર બન્યો. પછી હઠીલો થયો. છતાં આ બધા દુઃખ પર સુખની ભ્રમણા ફેલાવવા વારંવાર દારૂના પીઠા પર જતાં શીખ્યો.

કૂટસ્થને આ સુધીરનો એવો શો ઉપયોગ છે એ વાત તો દેવયાની તરત પકડી ન શકી; પણ એણે જે કહ્યું હતું કે તું એને પ્રેમથી જીતજે, એની મા તારા જેવડી ઉમ્મરની છેઃ એ વાત એણે પકડી લીધી. કોઈ કોઈ વખત કૂટસ્થ થોડોક વાતસ્ફોટ કરતો, તેમાંથી દેવયાની સમજી હતી, કે આ દેવીસિંહે પોતાની યુવાવસ્થામાં ચામરાજેન્દ્રની સારી સેવા બજાવેલી હતી. લોકો તો ઘણી વખત એટલે સુધી કહેતા કે દેવીસિંહે છેવટે પોતાનો પુરુષસ્વભાવ ભૂલી જઈને પણ ચામરાજેન્દ્રની નોકરી કરવામાં પાછી પાની કરી નહિ. એની આ વસંત-

તિલકા અત્યંત લાવણ્યવતી હતી. આ લાવણ્યની છાયામાં ચામરાજેન્દ્રે દેવીસિંહને એક પછી એક ઊંચો અધિકાર આપ્યો. પરંતુ છેવટે, આ મૈત્રીનો તાર બેસૂર બોલ્યો. ત્યારથી જ દેવીસિંહના ભરોશ ઊંધા બેઠા હતા. અને તેથી અત્યારે તો પટ્ટનના તદ્દન ઉજ્જડ પ્રદેશમાં ચામરાજેન્દ્રના ફેંકેલા ટુકડા ઉપર જ એ અપમાનભર્યું જીવન ગાળતો હતો! અને આટલું છતાં એના ઉપર ચામરાજેન્દ્રની નજર તો હતી જ. એને મળતું જૂજ પેન્શન આપવા પોતાની ખાસ દાસી ગંગાને એ મોકલતો. એમાં એનો એક હેતુ હતો. દેવીસિંહ પોતાના ભૂતકાળને પોતાના જ હૃદયમાં સમાવી રાખે. તેને પહોંચેલો અન્યાય કોઈ ઈતર જનને કાને પણ પહોંચે નહિ. કારણ કે ચામરાજેન્દ્રને ભલે ન્યાય પર પ્યાર હોય, પણ બહારની પ્રતિષ્ઠા ઉપર તો એ બહુ ધ્યાન દેતો!

દેવીસિંહ રાઠોડે જ્યારે જોયું કે હવે સુધીર બહુ વાર ઘરે આવતો નથી, ત્યારે એને તો એક ઊંડો સંતોષ જ થયો. એનું પેન્શન એના માટે ભાગ્યે જ પૂરતું હતું. સુધીર પટ્ટનમાંથી રવાના થઈ જાય તો પણ દેવીસિંહની આંખમાંથી આંસુ ન પડે! પણ અવારનવાર ગંગા આવતી, એને જ્યારે આ ખબર પડી ત્યારે એ ખબર તેણે ચામરાજેન્દ્રને પહોંચાડયા. ચામરાજેન્દ્રે એ વિષય ઉપર બહુ લક્ષ્ય આપ્યું નહિ. સુધીરની મા વિષે લોકવાયકા હતી કે ચામરાજેન્દ્રે ઝેર આપ્યું હતું. પરંતુ એ વાત સુધીરના ધ્યાનમાં હોય તો પણ એ દારૂડિયામાં વધારે હિમ્મત કે અકકલ હોય તેમ ચામરાજેન્દ્ર માનતો નહિ, એટલે એને દારૂમાં જ ડૂબવા દીધો. ને માન્યું કે એ વ્યસનમાં એનું મૃત્યુ થાય તો પોતાના ઇતિહાસનું કાળું પાનું હમ્મેશને માટે લોકની નજરમાંથી દૂર થઈ જાય.

ચામરાજેન્દ્રે માન્યું કે સુધીર હવે દારૂના વ્યસનમાં ઠીક ઠીક આગળ વધ્યો હશે, ને તેથી ઘરનો ત્યાગ કર્યો હશે; એટલે એ તદ્દન નિશ્ચિંત બન્યો!

દેવયાનીના વાત્સલ્ય ભાવથી સુધીરે દિશા બદલી હતી એ વાત અંધારામાં રહી હતી. દેવયાનીના નિર્મળ ચહેરા તરફ આ છોકરો પોતાની મા તરફ જુએ તેમ જોઈ રહેતો ! ને પોતાની મા વિષે બહુ જાણતો નહિ છતાં વારંવાર એ જ વિષે પૂછ્યા કરતો. એનું આખું માનસિક વાતાવરણ એની માની યાદથી ભરપૂર હતું. હવે એણે દારૂ છોડયો; ઇશ્ક છોડયો; અને દેવયાનીના મધુર શબ્દોથી એનું થોડા વર્ષ પહેલાંનું માતામય વાતાવરણ જાગ્યું ! હવે તો પટ્ટનમાં એ વારંવાર પોતાની માતા વિષેના ખરા ખબર મેળવવા માટે દોડતો.

આ પ્રમાણે એક દિવસ તે પટ્ટન શહેરમાં ભમતો હતો, ત્યારે એની દૃષ્ટિ અચાનક ગંગા ઉપર પડી. ગંગા દેવીસિંહ પાસે જતી હતી. સુધીર દોડયો ને તેને પકડી પાડી.

'ગંગામા !' સુધીરે દીવાનાની માફક તેને રાડ પાડી. ગંગા થંભી ગઈ. એને આશ્ચર્ય થયું. 'કોણ ? અરે ! એલા સુધીર ! તું તે કેવો છે ? હવે બાપની પણ સંભાળ મૂકી કે શું ? કોઈ દિ જાતો જ નથી !'

'ના મા ! હું જાઉં છું.'

'જો બેટા, એની બીજું કોણ સંભાળ લે તેમ છે ? કંઈ તારી મા છે ? માટે હવે તારે જ એની વૃદ્ધાવસ્થા સંભાળવી ઘટે.'

એ વખતે સુધીર વિચારમાં પડ્યો. ગંગાને પેલો અધૂરો પ્રશ્ન પૂછું ? તે ઘડી રહીને બોલ્યો. 'મા ! તમને મારે એક વાત પૂછવી છે !'

'શું માડી . . . બોલને !'

'તમે કહેશો કે મારી માનું અચાનક મૃત્યુ કેમ થયું ?'

ગંગા ચોંકી ગઈ. બે પળ એની સામે જોઈ રહી. ડોસા દેવીસિંહે મરતાં મરતાં છોકરાના ખૂનમાં ઝેર રેડવાનો વિચાર કર્યો છે કે શું છે ? રજપૂત છે. નાગ જેવો ડંખીલો છે. એ શું ન કરે ?

ગંગાએ હસીને જવાબ વાળ્યો: 'માડી! આજ તને એ ક્યાંથી સાંભર્યું? કેમ રહી રહીને આજ એ પૂછ્યું?'

'આજે મારે મારી મા જોવી છે! કેવી હતી? કેવી હોય!' સુધીર બોલ્યો. પરંતુ એ વખતે એના મનમાં ગડભાંગ થતી હતી કે કદાચ દેવયાની જ એની મા નીકળશે!

ગંગાએ કહ્યું: 'અરે! ઘેલા! મૂઆ જીવતાં થાય? તારે હવે મા કહે, બાપ કહે, બધું દેવીસિંહમાં છે! જા, બાપુ, જા. હવે એવા ગાંડા ઘેલાં બોલીશ મા હો. ક્યાં જાય છે, માડી?'

સુધીરે જોયું કે ડોશી વાત ચોરી ગઈ; વાતમાં કાંઈક ભેદ છે. એણે પણ ટૂંકેથી જ પતાવ્યું: 'હું તો ગામમાં જાઉં છું, જરા ફરવા.'

ગંગા ચાલી ગઈ. પણ હવે આજ તેનું મન શાંત ન હતું. એને ચોકકસ ખાત્રી થઈ કે સુધીરમાં કોઈ વેરનું બીજ રોપી રહ્યું છે. એમાં ગંગાને પણ ભય હતો. એ વાત પર વિચાર કરતી તે દેવીસિંહના ઘર તરફ ચાલી.

પણ આ તરફ ગંગાથી છુટો પડેલો સુધીર પટ્ટન શહેરના મધ્ય ભાગમાં પહોંચ્યો. ત્યારે સૂર્યાસ્ત થવાની તૈયારી હતી. તે આગળ ચાલ્યો. આજ એની ઇચ્છા અતિ તીવ્ર બની ગઈ હતી. પોતાની મા વિષે એને જાણવું હતું. થોડે દૂર એ ન ગયો ત્યાં 'નિગાહ રખો મહેરબાન, મહારાજા ચામરાજેન્દ્રનો જય'ની ગગનભેદી બૂમ સાંભળી તે દોડયો. સુનેરી રૂપેરી ગાડીમાં વિરાજેલી ચામરાજેન્દ્રની સવારી આજે નગરમાં ફરવા નીકળી હતી. તેની આગળ પાછળ હથિયાર-બંધ સવારો હતા, ને તેના દર્શન કરવા લોકોની ઠઠ જામી હતી! લોકો સલામો કરતા. ચામરાજેન્દ્ર ગંભીરતાથી તેમને જવાબ વાળતો હતો. સુધીર પણ સવારી સાથે જ ચાલ્યો ને લોકોના સમૂહમાં ભળી ગયો. તેની આગળ કોઈ બે ઇશ્કી જુવાન ચાલતા હતા. તે અરસપરસ વાત કરી રહ્યા હતા:

'આ મહારાજા ચામરાજેન્દ્ર'! તેમાંનો એક બોલ્યો.

'માત્ર એક દૂષણ ન હોત તો રાજા જેવો શોભત.' સુધીર સાંભળવા આતુર બન્યો. તે તેમની સાથે થઈ ગયો, એટલામાં પહેલો બોલ્યો: 'ભલા, હમણાં હમણાં પેલો દેવીસિંહ દેખાતો નથી એ શું? એ ક્યાં ગયો છે?'

'જહાન્નમમાં. આપણે શું કામ? એણે પટ્ટનની રૂપસુંદરીઓ શોધવામાં પાછી પાની ક્યાં કરી છે? હવે કરે તેવાં ભોગવે.'

'પણ હમણાં દેખાતો કેમ નથી?'

'દેખાય ક્યાંથી! શું મોં બતાવે? છેવટે પોતાની જ સ્ત્રીને ચામરાજેન્દ્રના જનાનાની બીબી બનાવીને! અને અંતે શું ફળ કાઢયું? બૈરી જેવી બૈરી ખોઈ. હવે ક્યાંક મુઆ વાંકે જીવતો હશે!'

સુધીરની આંખે તમ્મર આવી ગયાં! તે પડતો પડતો બચી ગયો. લોકના સમૂહમાં કચરાઈ ન મરે એટલા માટે એ દૂર ખસી ગયો, પણ એનું ચેતન જાણે હરાઈ ગયું હતું! આ તો પોતાની માની જ વાત હતી!

પાછા ફરતામાં તો સુધીરનું હૃદય થાકીને લોથ થઈ ગયું. આજે એને ખરા આરામની જરૂર હતી. આજ દિવસ સુધી જે લોકવાયકા હતી તે બીના સત્ય છે એનું એને ભાન થયું. આજ દિવસ સુધી એક સુખી ભ્રમણા હતી. આજે દુઃખભર્યું સત્ય નજર આગળ તર્યું; પોતાનો વૃદ્ધ પિતા એક સાધારણ મનુષ્ય કરતાં પણ હલકી સ્થિતિનો ગુલામ હતો એમ? એણે પોતાના ઘરનું શીલ પણ વેચ્યું હતું? આ એની મા! એનામાં વેરનો અગ્નિ ધૂંધવી રહ્યો. આજે એને દેવયાનીની શાંત છાયાની પણ જરૂર ન રહી. એ શાંતિને શું કરે? એનું મન આજે પાછું દારૂના પીઠા ઉપર ચોટયું. એને કોઈ રીતે આ બેવકૂફ જગત ભૂલી જવું હતું. હજી છેટે ઘોષણા થતી હતી: 'નિગાહ રખો મહેરબાન! મહારાજા ચામરાજેન્દ્રનો જય!'

તે દોડતો દારૂના પીઠા ઉપર આવ્યો. હમ્મેશનાં કરતાં આજે

ત્યાં વધારે ઠઠ જામી હતી. વારંવાર જુદા જુદા પોકાર થતા હતા. દુનિયાના આ ખૂણામાં દુનિયાને ભૂલવા હજારો બેવકૂફ ને મૂર્ખ; થાકેલા ને નિરુત્સાહી, ગાંડા અને વૃદ્ધ, આંહી ભેગા થયા હતા. સુધીર પણ આ સૌમાં ભળી ગયો. ઘડીભર બધું ભૂલી જવા યત્ન કરવા લાગ્યો, પણ હજી એના કાનમાં શબ્દના ભણકારા આવતા હતા: 'અને દેવીસિંહે પોતાની સ્ત્રીને પણ ચામરાજેન્દ્રના જનાનાની બીબી બનાવી' એનામાં વેર ને ક્રોધ ભભૂકી ઊઠયાં: 'મારી મા! ચામરાજેન્દ્રના...જનાનામાં?'

એ જ વખતે એના ખભા પર પાછળથી એક હાથ પડયો. એણે ગભરાટમાં પાછું જોયું, કોઈ સાધુનો નિર્મળ ચહેરો એના પર દયા વર્ષાવતો જોઈ રહ્યો હતો: એનાથી સહજ નમી જવાયું: 'સ્વામી'!

'બેટા! સુધીર!' કૂટસ્થે પોતાના હંમેશના સ્નેહભર્યાં સ્વરમાં કહ્યું: 'આંહીં કેમ ઊભો છે?'

'બધું ભૂલી જવા.' સુધીરે ટૂંકામાં જ જવાબ વાળ્યો.

'ભૂલવામાં પુરુષાર્થ નથી, યાદ રાખવામાં છે.'

'પાપની યાદિ એ પણ પાપ જ છે.'

'બેટા!' કૂટસ્થે એનો હાથ હાથમાં લઈ ને કહ્યું: 'ચાલ, તને દેવયાની બોલાવે છે.'

સુધીરને ગભરાટ થયો, આશ્ચર્ય લાગ્યું: આને વળી દેવયાનીની કયાંથી ખબર?

કૂટસ્થ એના વિચાર માપી ગયો: 'મારી સાથે ચાલ.'

સુધીર એના સત્તાવાહી સ્વરની સામે ન થઈ શકયો. તે તેની પાછળ ચાલી નીકળ્યો; કૂટસ્થે આગળ ચાલતાં કહ્યું;

'બેટા! હું દેવયાની પાસેથી હમણાં જ આવું છું. એણે મને તારી વાત કરી. તારું દર્દ ઔષધથી સુધરે તેવું છે. નિરાશ ન થા.'

સુધીરે યંત્રવત્ એની પાછળ જ ચાલ્યા કર્યું. જ્યારે દેવયાની પાસે પહોંચ્યા, ત્યારે જ સુધીરે જોયું કે પોતે કોઈ અતિશય પ્રભા-

વશાળી પુરુષની છાયામાં ઊભો છે.

દેવયાનીએ કહ્યું: 'બેટા! હજી તને મારા પર ભાવ નથી થયો? હું જ તારી મા છું એમ સમજી લે! અને આ જો તારી સામે કોણ છે?'

સુધીરે ઊંચે જોયું: કૂટસ્થ સામે તે ઊભો હતો; તેણે કહ્યું: 'હું ઓળખતો નથી!'

'કૂટસ્થ દેવનું નામ સાંભળ્યું છે?'

પટ્ટનના મજૂરથી ચામરાજેન્દ્રના મહેલ સુધી આ પ્રિય નામ ઘરગથ્થુ થઈ પડયું હતું. એ નામમાં લોકોને વિશ્વાસ હતો ને તેથી તેમાં અનિવાર્ય બળ હતું.

સુધીર હવે ભક્તિથી નમી પડયો.

'બેટા!' કૂટસ્થે કહ્યું. 'આજે તારે હવે બંધનમાંથી મુક્ત થવાનું છે. દેવીસિંહ રાઠોડે પોતાનું મનુષ્યત્વ વેચ્યું. તારે એ પાછું મેળવવું છે. તારી માતાનો આખો ઈતિહાસ મારી નજર આગળ જ બન્યો છે. એ ઈતિહાસ જેટલો પાપી છે તેટલો ભૂલભરેલો પણ છે!'

સુધીરે પોતાની દષ્ટિ કૂટસ્થ તરફ ફેરવી.

'હા, હું ખરું જ કહું છું. પણ તને ખબર છે? અત્યારે તારા ઉપર પણ જોખમ છે. અને એટલા માટે તને દેવયાની સાથે આજે જ લીલાપુર મોકલવો છે.'

'મારો વૃદ્ધ બાપ?'

'તારો બાપ વૃદ્ધ છે, તેથી જ સહીસલામત છે. પણ જે વખત જાય છે એમાં તારા પર જોખમ છે. હું તને એટલા માટે જ આંહીં તેડી લાવ્યો છું!'

એજ વખતે દેવયાનીના ઘર પાસે એક મોટર આવીને ઊભી. દેવયાની અને સુધીરને તેમાં બેસવાનું કહી કૂટસ્થ શાંત ઊભો.

દેવયાની અને સુધીર એક પણ શબ્દ બોલ્યા વિના તેમાં બેઠાં.

કૂટસ્થ ત્યાં પહોંચ્યો. એક વખત એનો સ્વર ફરી સંભળાયો, 'બેટા! સુધીર! લીલાપુરમાં તું પૃથ્વીશની છાયામાં કુશળ છે. તારી માતાનો ઇતિહાસ તને હું મેળવી દઇશ!'

મોટર તરત જ હંકારવામાં આવી. તે થોડે દૂર ન પહોંચી ત્યાં તો ઘોડેસવારોના પગરવથી, દેવયાનીનું જૂનું ઘર ગાજી ઊઠયું. સુધીરે એકવાર પાછા ફરી જોયું, યશલાલનો સ્વર સંભળાતો હતો: 'ઠાકોર દેવીસિંહનું કામ નથી. એના છોકરાને હાજર કરો.'

ગંગા જ્યારે સુધીરને મળી, ને એને પોતા પર જોખમ લાગ્યું કે તરત જ યશલાલસિંહ પાસે એ પહોંચી ગઈ હતી. સુધીરને કબજે લેવાય તો જ એની સલામતી રહે તેમ છે એવી દલીલથી એણે યશલાલને ત્યાં આવવા આગ્રહ કર્યો. યશલાલ ગંગાને ચામરાજેન્દ્રના ખાસ માણસ તરીકે પિછાનતો હોવાથી, એણે તરત જ ત્યાં આવવાનું કબૂલ કર્યું. એટલામાં જ તેને ખબર પડી કે આંહી કોઈ સ્ત્રી રહે છે ને સુધીર ત્યાં વારંવાર બેસે છે. પરંતુ યશલાલ આવ્યો ત્યારે તો સુધીર હાથમાંથી છટકી ગયો હતો! ગંગાએ આ સમાચાર ચામરાજેન્દ્રને પહોંચાડવા તેને જ દોડાવ્યો! યશલાલસિંહ ત્યાં પહોંચ્યો ત્યારે ચામરાજેન્દ્ર ને અવનીશ પોતાના દીવાનખંડમાં બેઠા ધીમેથી આ જ વાત કરતા હતા.

# ૧૯. હથિયારની તૈયારી

મહારાજ ચામરાજેન્દ્રને હવે કૂટસ્થના હથિયારનો સ્પષ્ટ ખ્યાલ આવવા માંડ્યો હતો. સાધુએ કેટલાક ખાનગી જીવનના પ્રસંગો મેળવ્યા હતા એ એનું પહેલું હથિયાર. બીજું હથિયાર આ માલદેવ. ત્રીજું હથિયાર લોકમત. ચોથું હથિયાર પોતાનો સાધુ સ્વાંગ.

સુધીરને કોઈએ જાણીજોઈને ગુમ કર્યો હતો.

ચામરાજેન્દ્રને લાગ્યું કે એના ખાનગી જીવનમાં હવે કોઈએ ડોકિયાં માંડ્યાં છે!

એ વાતને તો તરત દાબી દેવાની જરૂર હતી.

યશલાલસિંહ આવ્યો ત્યારે રાજા અને દીવાન એ જ વાત કરી રહ્યા હતા. થોડી વાર સુધી એને બહાર બેસવું પડ્યું. અવનીશ પછી જવા ઊઠ્યો ત્યારે રાજાએ અને તેણે કોઈ નિશ્ચય કર્યો હોય તેમ લાગ્યું. એ નિશ્ચય શું હોઈ શકે એ જાણવામાં એને રસ હતો. પણ એણે પોતાનું આશ્ચર્ય દબાવી અવનીશને જવા દીધો. પોતે અંદર ગયો.

'કેમ? યશલાલસિંહ! શું છે?'

યશલાલ ધીમેથી આગળ વધ્યો. ચામરાજેન્દ્ર પોતાની ખુરશી ઉપર બેસી ગયો. એટલામાં તો અવનીશ પાછો આવતો જણાયો. ચામરાજેન્દ્રે જ એને બોલાવ્યો હોય તેમ જણાયું. યશલાલે બહુ ધીમેથી કહ્યું: 'એક વિપરીત ઘટના બની છે, મહારાજ!'

'શું ?' અવનીશે ધીરજ ખોઈ પ્રશ્ન કર્યો ને ચામરાજેન્દ્રની દૃષ્ટિ ચૂકવી.

'એવું બન્યું છે કે દેવીસિંહ રાઠોડના સુધીરને દેવયાની જ ઉપાડી ગઈ લાગે છે.'

અવનીશનો ચહેરો ઝાંખો પડી ગયો. ચામરાજેન્દ્રે તે જોયું. યશલાલે આગળ ચલાવ્યું :

'મને ગંગાએ સમાચાર આપ્યા. સુધીર આજે જ વસંત-તિલકા વિષે સમાચાર પૂછતો હતો.'

'વસંતતિલકા વિષે ? શું ?'

'વસંતતિલકા શી રીતે મૃત્યુ પામી વગેરે.'

'પણ ગંગા ક્યાં છે ?'

'ગંગાએ જ મને મોકલ્યો છે.'

ટોકરી વાગી. પટાવાળો હાજર થયો. હુકમ અપાયો : 'ગંગાને બોલાવો !'

પટાવાળો ગંગાને બોલાવા ગયો. અવનીશ યશલાલસિંહ તરફ ફર્યો.

'ગુલાબનો કાંઈ પત્તો છે ?'

'ના.'

'મોતીનો ?'

'ના.'

અવનીશનું નૂર ઊડવા લાગ્યું. ચામરાજેન્દ્રે તે જોયું. અવનીશે ઉતાવળમાં ચામરાજેન્દ્રને કહ્યું:

'હવે આપણે જે વિલંબ કરીએ છીએ તે દરેક પળે શત્રુ વધારે બળવાન થાય છે. આપણે કદાચ સરકારનો આશ્રય લેવો પડે. માટે હવે ઉતાવળની જરૂર છે. આ બધા આપણી સામેનાં માણસો અન્યાય પામ્યાં છે, એમ દર્શાવી આપની પોતાની જાત ઉપર જોખમ લાવવાનો આ ઉપાય છે. અને તેથી હવે

હથિયારનો ખુલ્લો ઘા કરવામાં જેટલો વિલંબ થશે તેટલો પસ્તાવો પાછળથી થશે. કૂટસ્થ હવે પ્રતાપમલ્લના એક જ જોર ઉપર કૂદતો નથી. આ રાજમાંથી એક અથવા બીજી રીતે અન્યાય પામેલાં માણસો તેણે ભેગાં કર્યાં લાગે છે: માટે હવે આપણે એ બધાં સામે જુદાં જ હથિયાર સજવાનાં રહ્યાં. માલદેવ હાલ ક્યાં છે?'

'લીલાપુરમાં જ'

'અને પૃથ્વીશ?'

'હજી તો પંચાલેશ્વર તરફ છે!'

એ વખતે ગંગાએ પ્રવેશ કર્યો. પોતાને સવારે સુધીર શી રીતે મળ્યો અને વસંતતિલકાના મૃત્યુ વિષે શા સમાચાર પૂછ્યા તે સર્વ હકીકત તેણે કહી.

'અને દેવયાની એને લઈ ગઈ તેની તને ખાતરી છે?'

'ગંગાએ જે વર્ણન આપ્યું તે પરથી દેવયાની હશે એમ મને લાગે છે,' યશલાલે જવાબ આપ્યો.

ગંગાએ ઉમેર્યું: 'અને એ દેવયાની જ છે. મેં તે તરફ જતાં એક વખત એને જોયેલ. ને ત્યાર પછી ત્રીજે ચોથે દિવસે જ આ ઘટના બની.'

'ઠીક: ગંગા તું જા!' ચામરાજેન્દ્રે ગંગાને સંબોધીને કહ્યું. ગંગા ચાલી ગયા પછી ચામરાજેન્દ્રે અવનીશ તરફ ફરી જરાક કરડાઈમાં કહ્યું:

'એ લોકો આવા સુધીરને ભેગા કરી પટ્ટનનો નાશ કરવા માગે છે? એવી રીતે નમતું મળશે?'

અવનીશ તથા યશલાલસિંહ નીચે જોઈ રહ્યા. જ્યારે યશલાલસિંહે ઊંચે જોયું ત્યારે ચામરાજેન્દ્ર એક કાગળ પર કાંઈક લખી રહ્યો હતો. તેણે જલ્દીથી પૂરું કર્યું ને તરત પટાવાળાને બોલાવ્યો:

'આ કાગળ લઈ જલ્દીથી જાઓ, પ્રતાપમલ્લને બંગલે!

પટાવાળો સલામ કરી ચાલ્યો ગયો. ચામરાજેન્દ્ર યશલાલ તરફ ફર્યો : 'દેવીસિંહ રાઠોડને તે જગ્યાએથી ફેરવી, મહેલના પાછળના ભાગમાં અથવા અનાથાશ્રમમાં મોકલી આપો. અનાથાશ્રમ વધારે ઠીક છે. અને ત્યારપછી લીલાપુર તરફ બંદોબસ્ત કરવા માટે આજે રાત્રે જ ઉપડો. સરદારને મારી પાસે મોકલો.'

યશલાલસિંહ હુકમ ઉઠાવી ચાલતો થયો.

'ભદ્રેશ્વર પાસેનો વડ પણ હવે તો તરત જ પડાવી નાખો. ક્યાં છે સોમનાથ?'

'જી, દક્ષિણ તરફનાં જંગલ તપાસવા ગયેલ છે. આવ્યેથી એ હુકમ આપી દઈએ.'

'લીલાપુર સંબંધીના બધા કાગળોની આજે તપાસ કરો. પૃથ્વીશ એ જમીનનો ભોગવટો શા આધારે કરે છે? અને તમે નંદલાલને મળી, પ્રતાપ વિષેની પૂરી હકીકત મેળવો.'

અવનીશ પણ ચાલ્યો ગયો.

હવે મહેલમાં એકલો ચામરાજેન્દ્ર રહ્યો. એને આ સર્વ ઘટના આજ ને આજ ધૂળ ચાટતી કરી મૂકવી હતી. એનું પહેલું લક્ષ ભદ્રેશ્વર અને તેના વડ તરફ પડ્યું. બીજું ધ્યાન નંદલાલ તરફ હતું, અને સૌથી છેલ્લે લીલાપુર પર ઘા કરવાનો હતો. એટલામાં યશલાલસિંહે મોકલેલ સરદાર હાજર થયો.

'સરદાર! આજે રાત્રે તારે લીલાપુર તરફ જવાનું છે. ત્યાં બંદોબસ્ત રાખવાનો છે. ને જરાક પણ તોફાન જેવું જણાય તો તરતજ આંહીથી મદદ મેળવી તોફાન દાબી દેવાનું છે. ત્યાં ગયા પછી આંહીથી તારા ઉપર હુકમો મળતા રહેશે. આજે રાત્રે તું ઉપડી જા. યશલાલસિંહ પાછળથી આવશે.'

સરદાર જતો હતો, ત્યાં જ પ્રતાપમલ્લ આવ્યો.

'અને—' ચામરાજેન્દ્રે સરદારને સંબોધીને કહ્યું : સરદાર ઊભો રહી ગયો. ચામરાજેન્દ્રે પ્રતાપ તરફ ફરીને કહ્યું : 'આજે

તમને અગત્યના કામ માટે બોલાવ્યા છે. માલદેવ વિષે બે દિવસમાં જ ચૂકતો હિસાબ કરવાનો છે. પછી સરકારની મદદ લીધા વિના થાય તો સારું.'

'હું આજે જ ઉપડું છું.'

'ક્યાં?'

'પહેલાં પંચાલેશ્વર પછી દક્ષિણ.'

'ઠીક તો પહેલાં પંચાલેશ્વર જઈ લોકોની ખોટી હિલચાલ શાંત કરો. અને યશલાલ તમારી સાથે આવી પહોંચશે. વિશેષ સૂચના પછીથી. તું જા.'

સરદાર ચાલતો થયો.

હવે ચામરાજેન્દ્રે પ્રતાપમલ્લ પાસે વરાળ કાઢવી શરુ કરી: 'પ્રતાપમલ્લ! તમે જે ટૂંકી દષ્ટિથી, કૂટસ્થ અને પૃથ્વીશ જેવાની મદદ કર્યે રાખી અમારું કામ મુશ્કેલ કર્યું, તે આજે તમને જ નડે છે!'

પ્રતાપમલ્લ સાંભળી રહ્યો. કાંઈ બોલ્યો નહિ. ચામરાજેન્દ્ર આગળ વધ્યો: 'આ સ્વામી જબરો છે. તમને અંધારામાં રાખશે. ને આ સિંહાસન ઉપર તમારા પછી બીજો જ હક્ક પૃથ્વીશનો છે એ તમારા ધ્યાન બહાર જતું લાગે છે. આવો માણસ તમને દગો નહિ આપે? અને–' ચામરાજેન્દ્રનો અવાજ ધીમો પડી ગયો: 'તમારા પોતાના સમાધાન માટે એક વાત કરું છુ, તમારું હિત શામાં છે એ તમારે જોવું જોઈએ. કેટલીક વખત આપણે જે દેખાઈએ છીએ તે આપણે હોતા નથી!'

પ્રતાપ તેની સામે જોઈ રહ્યો. ચામરાજેન્દ્રે ધા વાળ્યો: 'એટલા માટે તમારા ઉપરનો ભય તમારે જ દૂર કરવાનો છે. પૃથ્વીશની જમાનદારી ખૂંચવી લેવાની રહી. માલદેવને દાબવો રહ્યો. પંચાલેશ્વરને સંભાળવું રહ્યું. અને આ કામ હું તમને જ સોંપું છું. મારા કરતાં પણ તમારું હિત જ એમાં સંડોવાયલું પડ્યું છે, એમ સમજજો.'

પ્રતાપમલ્લ ઊઠ્યો. તે કાંઈ બોલ્યો નહીં. પરંતુ તેના મનમાં પૃથ્વીશ વિષે શંકા જન્મી ચૂકી હતી; ઈંદિરાના હરણ પછી તેની અનેક શંકાઓ સબળ થતી હતી. કૂટસ્થ યોગી હોય તો રાજતંત્રમાં શા માટે પડે! એ પ્રશ્ન વારંવાર તેની શ્રદ્ધા ડગાવતો હતો. અને તે દિવસે માલદેવને પોતે કૂટસ્થના આશ્રયથી જ મ્હાત કરી શક્યો, એ યાદી જેમ એના તેજમાં કલંક રૂપે રહી, તેમ તેના હૃદયને ધક્કો આપતી રહી. તેમ જ પટ્ટનના રાજતંત્ર ઉપર એને આ કાયમ ભયરૂપે જણાઈ.

તે ગયો. ચામરાજેન્દ્ર એની પાછળ જોઈ રહ્યો. ચામરાજેન્દ્રને લાગ્યું કે એણે પ્રતાપને અત્યારે તો વાળ્યો છે.

પ્રતાપમલ્લના ગયા પછી તે પોતાના શયનગૃહમાં જવાની જ તૈયારી કરતો હતો, તેટલામાં ધીમેથી કંચને પ્રવેશ કર્યો.

'કાં?' તેણે પ્રવેશ કરતાં જ આખા ઓરડામાં એક શબ્દથી—એના એવા રણકાથી—વિલાસનું વાતાવરણ પાથરી દીધું: 'મહારાજનો કાંઈ દાસી ઉપરથી ભાવ ઊતરી ગયો લાગે છે!'

ચામરાજેન્દ્રે ખુરશી ઉપર બેઠાં બેઠાં જ માથું હલાવ્યું:

'કેમ કંચન, આજે એ નવો પ્રશ્ન?'

'નવો પ્રશ્ન કાંઈ નથી.' કંચને કહ્યું. 'જૂની વાતની નવી યાદ છે!'

'પણ હમણાં હમણાં તું જુએ છે નાં?'

'અરે! એક આ જોગટો કૂટસ્થ ને આ તમારો આજકાલનો પૃથ્વીશ! પટ્ટનનરેશ શું એનાથી ધ્રૂજે છે? એવા તો કૈંકને ઉડાવી દીધા તે પત્તો પણ નથી!' કંચને તોપ હાંકી.

ચામરાજેન્દ્રનો અંતરાત્મા ખુશ થયો. એનામાં આ નબળાઈ હતી. જેવી દરેક જોહુકમી ચલાવનારમાં હોય છે. પરંતુ ચામરાજેન્દ્ર ચપળ હતો; તેણે આ કંચનનો પણ ઉપયોગ લેવો ધાર્યો:

'કંચન! ત્યારે તું એક કામ ન કરે?'

'શું?'

'આજે તું લીલાપુર જા. અને પેલી દેવયાની અથવા સુધીર.'

'સુધીર કોણ?

ચામરાજેન્દ્રને ભાન આવ્યું. પોતે વાત–વાતમાં સુધીરની વાત છેડી હતી. પરંતુ કંચનમાં અવિશ્વાસ રાખવાનું પ્રયોજન ન હતું, તેથી હવે તો આગળ ચલાવ્યું:

'વસંતતિલકા વિષે તેં સાંભળ્યું છે નાં?'

કંચન પોતાની તિરછી ભ્રમર ચડાવી, હોઠે આંગળી મૂકી, કાંઈક સંભારતી હોય તેમ બોલી:

'હાં હાં, સાંભર્યું, પેલી વસંતતિલકા!'

'હા. એનો છોકરો સુધીર!'

'હેં!'

'હા. તેને દેવયાની ભોળવીને ઉપાડી ગયેલ છે. છોકરો જરા દેખાવડો છે. બિચારો વગર મોતે મરી જશે.'

'હવે એ તો બે સૈનિક મોકલો એટલે દેવયાની દોડતી એને આપી જાય. એમાં મારું તે શું કામ?'

'ના ના, હજી તું પૂરું સાંભળી તો લે. એનો પત્તો જ નથી. તું જઈશ તો પત્તો લાગશે. કામિનીને કે એવા કોકને લેજે ને ઝપાટામાં.'

'કૂટસ્થ ક્યાં છે?' ચતુર કંચને પોતાનો જ વિષય શોધ્યો.

ચામરાજેન્દ્રે કહ્યું: 'ઘણું કરીને તે પણ લીલાપુરમાં છે!'

કંચને ટૂંકામાં જ પતાવ્યું: 'તમને લાગતું હોય કે મારા જવાથી કાંઈક થશે તો હું જાઉં!'

ચામરાજેન્દ્રે હસતાં હસતાં જવાબ આપ્યો: 'હા, હા, કંચન! તું જરૂર કાંઈક કરી શકીશઃ મને સૌથી વધારે તારો જ વિશ્વાસ છે! જોગટો ઝપાટામાં આવે તો તો ભારે કામ થાય!'

એમાં પોતાને માટે ભવિષ્યની વાતનો ધ્વનિ હતો.

તે વખતે અવનીશે પોતાની બગલમાં થોડાક કાગળો સાથે ફરીને પ્રવેશ કર્યો. કંચન ત્યાં ઊઠીને ચાલી ગઈ અને ચાલતાં ચાલતાં દીવાન

તરફ એક અર્થસૂચક દૃષ્ટિપાત કરતી ગઈ. એક પછી એક કાગળ ખોલી તે ચામરાજેન્દ્રની સામે બેઠોઃ

'આ બધા લખાણુમાંથી એક જ વાત નીકળે છે:' અવનીશે હાથમાં રહેલા કાગળો ફેરવતાં કહ્યું:

'શું?'

'મહારાજા જગતસિંહે પૃથ્વીશના પિતામહને આ લીલાપુરની જમીનદારી આપી છે. પૃથ્વીશના પિતામહે બહારવટીઆ નાગર્જુન સામે તલવાર ઉઠાવી, તેના બદલામાં મહારાજ જગતસિંહે આ ઈનામ આપ્યું છે!'

'ઈનામ છે નાં?'

'જી હા. પરંતું ચોખ્ખા કરાર છે...' અવનીશ અટક્યો. 'કે જ્યાં સુધી એનું કુટુંબ લીલાપુરમાં રહેતું હોય, ત્યાં સુધી જ એ મૂળ ગરાસીઆ જેવા સર્વ હકક ભોગવતો રહે. પણ દીકરીના કુટુંબમાં આ જમીન ન આપી શકાય.'

'બીજું કાંઈ? સહી કોની છે?'

'મહારાજ જગતસિંહની: કર્નલ જોનબુલની: અને નંદરામ દીવાનની!'

ચામરાજેન્દ્રે આળસ મરડ્યું; 'ઠીક, પણ આ લીલાપુર ગીરવી ક્યારે મૂકેલ?'

'મહારાજ જગતસિંહના મૃત્યુ સમયે જ.'

'એ પૈસા?'

'એ વખતનું રાજ્યનું બધું કરજ આવી ગયેલ છે...માત્ર.'

'માત્ર શું?'

'એ પૈસા તેમણે કાઢ્યા ક્યાંથી?'

'ક્યાંથી? રાજકુમારીની એ કુટુંબ ઉપર પ્રીતિ હતી: પહેલેથી જ હતી અને અજયપાળે સાહસ કર્યાં પછી રાજકુમારીની પ્રીતિ ત્યાં વધતી જ રહી.'

અવનીશ કાંઇક ઊંડા વિચારમાં પડ્યોઃ તે યંત્રવત્ બોલ્યોઃ

'બરાબર.'

'ઠીક, પણ હજી નિરાશ થવાની જરૂર નથી.' ચામરાજેન્દ્રે કહ્યુંઃ 'સોમનારાયણ આવ્યા?'

'જી ના, ખબર આપ્યા છે.'

'આજે રાત્રે પ્રતાપ વગેરે સૌ જાય છે, તમે તથા નંદરામ, શ્રેહામ સાથે પ્રતાપમલ્લ વિષે નક્કી કરી મૂકો. અને એ નક્કી જેવું થાય કે તરત જ લીલાપુર પર જપ્તી લાવી શકાશે. એમાં ક્યાંય એમ છે કે રાજભક્ત રહે ત્યાં સુધી જમીન ભોગવે?'

'એવો ભાવાર્થ તો તારવી શકાય. આ શબ્દો છે. 'મહારાજ જગતસિંહ, સેવકધર્મના અદ્વિતીય ઉદાહરણથી પ્રસન્ન થઈ, આ લીલાપુર બક્ષિસ આપે છે. તમારા સર્વ હક્ક અમારા બીજા જમીનદાર જેવા જ ગણાય. માત્ર તમે આ રાજ સાથે એકનિષ્ઠાથી વર્ત્યા છો ને ભવિષ્યમાં વર્તજો.'

ચામરાજેન્દ્ર ખુરશી ઉપરથી બેઠો થઈ ગયો 'એ તો ચોખ્ખું છે. હવે તમે પ્રતાપના પણ સમાચાર મેળવી લઈને તેના વિષે બંદોબસ્ત કરી નાખો.'

અવનીશે પૂછવાની હિંમત કરીઃ 'મહારાજ! કંચન વિષે શું છે?'

'કંચન? એનું શું? એને કામમાં લગાડવી છે, ઠીક નાં?'

અવનીશ ચામરાજેન્દ્ર સામે જોઈ રહ્યોઃ આજે ચામરાજેન્દ્ર સૌને બનાવે છે કે શું?

'મારો એમ વિચાર છે, અવનીશ! કે કંચનને એકદમ જનાનામાં દાખલ કરવાથી ઉહાપોહ થઈ પડશે. અત્યારની સ્થિતિમાં એને જનાનાથી ઓછું તો નથી જ!'

'જી ના.'

'ત્યારે હાલ એને રહેવા દો. મહિના રાણીને જાહેર થશે,

પણ છોકરું કંચનને આવશે! કાર્યસિદ્ધ સાથે આપણે સંબંધ છે કે પંચાત સાથે?'

'બરાબર છે, બરાબર છે,' કરતો દીવાન ઊભો થયો. એના મગજમાં ચામરાજેન્દ્રની દાંભિકતા વસી ગઈ. ચામરાજેન્દ્ર વસંતતિલકાની પેઠે જ કંચનને પણ નાળિયેર આપે તેમ હતો. પરંતુ દીવાને પોતાની સલામતી શોધી હતી. કંચનનું ટટ્ટુ ચાલે તેમ હોય તો પોતે કંચનની ખુશામત કરીને પણ નિર્ભય રહે, અથવા આશા આપીને સ્વામી થઈ એનો આધાર થઈ જાય! પણ ચામરાજેન્દ્રનો જવાબ સંદિગ્ધ હતો; મંત્રીને વિશ્વાસ ન આવ્યો. પણ કંચન, સુધીર તથા દેવયાનીને શોધવા જાય છે, તેથી કાંઈક સંતોષ થયો. છતાં મંત્રીએ વિચાર્યું કે બાપદીકરો બન્નેને વશ રાખવા, જેથી બાજી એક તરફ ખલાસ થાય તો તરત જ બીજીમાં ભળી જવાય. એટલે અવનીશ ત્યાંથી પરબારો પ્રતાપમલ્લને ત્યાં ગયો. પ્રતાપમલ્લને પોતાના નિશ્ચયમાં મક્કમ બનાવી તથા થોડાક વિશ્વાસપાત્ર ખબર આપી. મંત્રીને પોતાનું સ્થાન—બાપ કે દીકરો ગમે તે ગાદીએ હોય—તોપણ ચોક્કસ કરવું હતું! એને તો વર મરો કે કન્યા મરો એવું હતું! પ્રતાપનો પણ એણે વિશ્વાસ મેળવ્યો હતો. એના મનથી એ જેવો તેવો વિજય ન હતો.

## ૨૦. લીલાપુરને રસ્તે

**દેવયાની** અને સુધીર લીલાપુરને રસ્તે રવાના થયાં હતાં. આ બધું ઝપાટાબંધ બની ગયું. સુધીર તો હજી પોતાના આશ્ચર્યમાંથી બેઠો થયો ન હતો. એક વખત દેવયાનીએ રસ્તામાં વચ્ચે સુધીરને પૂછ્યું: 'બેટા ! આજે તને કોઈ મળ્યું હતું ?'

'હા મા ! ગંગા ડોશી.'

'હં, ત્યારે જો ,આપણે જરા વાર વધારે થોભ્યાં હોત તો અત્યારે તું જેલમાં હોત.'

સુધીર જેલના વિચારથી ધ્રૂજ્યો.

'કેમ ? મારા વિષે આટલું બધું શું છે.'

'તેં જોયું નહિ કે યશલાલસિંહ તારી તપાસમાં આવી પહોંચ્યો હતો.'

'પણ એ મને શા માટે પકડત ?'

'એ વાત તેં કાઢી, બેટા ! માટે કહું છું. જો આ કૂટસ્થ અને પૃથ્વીશ બે પટ્ટનના રાજ્યના પ્રતિભાશાળી પુરુષો છે. વિશેષ વાત તું લીલાપુરમાં જાણીશ. આજથી થોડાં વર્ષ પહેલાં તારો પિતા પટ્ટનના સૈન્યનો અધિપતિ હતો. ત્યારે એના હાથમાં ઘણી સત્તા હતી, પરંતુ એ સત્તાના મદમાં તેણે ઘણા અન્યાય કર્યા. છેલ્લા છેલ્લામાં મહારાજા ચામરાજેન્દ્રની કૃપા મેળવવા તેણે પટ્ટન

તથા આસપાસમાંથી રૂપસુંદરીઓ પકડવી શરૂ કરી. તે ફરતો ફરતો લીલાપુર આવ્યો. ત્યારે પૃથ્વીશના માળીની એકની એક અતિ લાવણ્યવતી વસંતતિલકા તેની નજરે ચડી.'

'ત્યારે હું માળી છું?'

'હા બેટા, તારી મા માળી છે. બાપ રજપૂત. દેવીસિંહ રાઠોડે માળીને ફોસલાવીને, લાલચ આપીને, વસંતતિલકા તેની પાસેથી લીધી.

'વસંતતિલકા સાથે દેવીસિંહે લગ્ન પણ કર્યાં. એની અપકીર્તિ થઈ. કીર્તિની એને કોઈ દિવસ પરવા હતી નહિ. પરંતુ એના દુશ્મનોએ વસંતતિલકાના અનુપમ લાવણ્યની વાત ચામરાજેન્દ્ર પાસે મૂકી: ચામરાજેન્દ્ર સ્ત્રીજાતિનો કટ્ટો દુશ્મન હતો. તેણે દેવીસિંહને અનેક યુક્તિ કરી ફોડ્યો. સત્તા અને લક્ષ્મી કાયમ રાખવા દેવીસિંહે ઘરની પવિત્રતા વેચી; સત્તા નીભાવવા એણે મનુષ્યત્વ ગુમાવ્યું: અને એને પરિણામે વસંતતિલકાના પવિત્ર નામ પર કલંક ચડ્યું. એ વખતે તું નાનો હતો.'

સુધીર નીચે જોઈ રહ્યો. એની આંખમાંથી ટપટપ આંસુ પડ્યાં. જગત સમક્ષ અભિમાનથી ઊભા રહેવાય એવી ગરીબી તેની પાસે ન હતી. એની ગરીબી એના પાપનો અપૂર્ણ રહેલો ભાગ હતો. માતા અને પિતા, ઉભયમાંથી એકના પવિત્ર નામ પર પોતે ગુંબેશ ઉઠાવે તેવું હતું નહિ. તે ધીમેથી બોલ્યો:

'પછી મારી માનું મૃત્યુ થયું?'

'એના જીવનમાં જો કલંક હતું તો એના મૃત્યુમાં એ કરતાં પણ વધારે કલંક હતું. એવું બન્યું કે ચામરાજેન્દ્રના સિંહાસન સાથે સંબંધ ધરાવતી એક અતિશય ગુપ્ત બીના તારી માના જાણવામાં હતી; એટલું જ નહિ, પણ સાબીત કરી શકાય એવી કેટલીક ઘટના એના જ હાથમાં હતી. આટલી ભયંકર વ્યક્તિ રાજ્યમાં રહે એ ચામરાજેન્દ્રને ઠીક ન લાગ્યું. એક દિવસ પીવાના

દારૂમાં ગંગાએ વિષ ભેળવ્યું ને એ રીતે ચામરાજેન્દ્રે એનું જીવન પૂરું કરાવ્યું.'

દેવયાનીને કૂટસ્થે જેટલી વાત કહી બતાવી હતી તે એણે પોતે જાણે જાણતી હોય તેમ કહી બતાવી. એની અસર તપાસવા એ થોડી વાર થોભી.

સુધીર શોકમાં ગરકાવ થઈ ગયો હતો. એને માતા ન હતી. માતાની યાદી પાપથી ભરેલી હતી, અને પિતાનું આખું જીવન પાપનો જાગતો ઇતિહાસ હતો. આ ભયંકર જગતમાં દારૂ સિવાય એનું કોણ મિત્ર હતું ? એને ભ્રમમાં–મોહમાં–મૂર્છામાં આરામ હતો. એ દારૂ સિવાય કોણ આપે ? એણે પોતાની ભીની આંખ દેવયાની તરફ ફેરવી. દેવયાનીએ એને ખોળામાં લઈ લીધો.

'બેટા ! ફિકર નહિ કરતો.

'તારાં માતપિતા પાપી હતાં તો તું વધારે પવિત્ર બન્યો ! તને છાયામાં લેનાર તો ખુદ ચામરાજેન્દ્ર પણ, જેના નામથી ડરે છે ,તે કૂટસ્થ દેવ પોતે છે. તું જ્યાં જાય છે ત્યાં ચામરાજેન્દ્ર પણ પ્રવેશ કરતાં થંભે એવી લીલાપુરની જમીન છે. તારા જેવા જ અન્યાય પામેલાનું ત્યાં મંડળ છે. અને એ મંડળને ન્યાય આપનાર સમર્થ ઇશ્વર છે !'

'પણ એવી કઈ વાત હતી મા ! કે જેથી ચામરાજેન્દ્રે મારી માતાને મારવી વ્યાજબી ધારી ?'

દેવયાનીએ ધીરેથી કહ્યું: 'એ વાત, બેટા ! હજી પ્રગટ કરવાની નથી. માત્ર એટલું જ કે એ રહસ્ય કૂટસ્થથી અજાણ્યું નથી ને તેથી જ તમને બધાને સહીસલામત રાખવાની ગોઠવણ થાય છે.'

'આપણે લીલાપુર જાવું છે ?'

'હા. અને કદાચ ત્યાંથી પણ દૂર.'

દેવયાની અને સુધીર આ પ્રમાણે લીલાપુર પહોંચ્યાં. હજી

રાત્રિનો અમલ હતો. દરવાજા બહાર જ એમની મોટર થોભી ને તરત જ એક બુકાની બાંધેલો મજબુત બાંધાનો પહેલવાન મોટર પાસે આવી પહોંચ્યો.

'કોની મોટર છે?' હમેશાં આજ્ઞા કરવાનો સહજ સ્વભાવ થયો હોય તેમ તેણે બિલકુલ બેદરકારીથી પૂછ્યું.

'પૃથ્વીશની.' દેવયાનીએ ઉત્તર આપ્યો.

'ઠીક ચાલો, મારી સાથે આવવાનું છે.'

'તમારું નામ?'

'મારું નામ? માલદેવ!'

દેવયાની થંભી ગઈ. માલદેવ તેની સામે જ ઊભો હતો. હવે શું કરવું?

'કેમ થંભ્યા?' માલદેવે જરાક નમ્ર બનીને પૂછ્યું. એના નરમ અવાજમાં પણ સત્તાનો પડછાયો હતો: 'ડરતા નહિ. મને પૃથ્વીશે જ મોકલ્યો છે.'

એટલામાં જ દરવાજો ખૂલ્યો ને પૃથ્વીશ બહાર આવ્યો. તેની સાથે કોઈ હતું નહિ. પૃથ્વીશે આવીને તરત જ, સુધીરનો પહેલાં પોતે જ વાંસો ઠબકાર્યો.

'તું આવ્યો નાં? આ વાડીમાં તારી માતા નાની હતી ત્યારે રમી હતી!'

પૃથ્વીશની નજર આગળ આખો દેખાવ ખડો થયો. ઈંદિરા ને વસંતતિલકા રમતાં, પૃથ્વીશ પાસે જ ફરતાં ને એક રાત્રિએ અચાનક સૌ છૂટા પડ્યાં. આજે પૃથ્વીશ એના સંતાનને એ જ વાડીમાં ઉતારતો હતો.

સૌ ગામ બહાર એક વાડીમાં ગયાં. કહેવાતી વાડી, પણ હતો સુંદર બગીચો. માત્ર તેના પાછળના ભાગમાં કુદરતને જ કામ સોંપ્યું હતું. અને તેથી એક વિશાળ પ્રદેશ પોતાની મેળે ઉગી નીકળેલાં જબ્બર ઘાસથી, બાવળથી, આવળથી, અને પલાશના વનથી,

છવાઈ ગયો હતો. ત્યાં વચ્ચે કુદરતી વહેળા હતો ને એક નાની શી ટેકરી પણ હતી. આસપાસનો બધો દેખાવ કુદરતી અને જંગલી હતો. આ સ્થળમાં એક ગુફાનું ગુપ્ત પ્રવેશ દ્વાર હતું, ને કેટલેક દૂર ગયા પછી ટેકરીના બીજા અટપટા પ્રદેશમાં થઈ ને બહાર નીકળતું. સૌ આ વાડીમાં ગયા અને માલદેવ, સુધીર તથા દેવયાનીને ગુફામાં દોરી ચાલ્યો. પૃથ્વીશ ત્યાંથી પાછો વળ્યો. જ્યારે આ ગુફા વાટે અંદરના એક વિશાળ ખંડમાં આવી પહોંચી ત્યારે દેવયાનીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

ત્યાં ગુલાબ હતી. ઈંદિરાને પણ એણે આંહીં જોઈ. એક બીજી કોઈ બાઈ હતી. દેવયાનીએ તેને ન ઓળખી. તે મોતી હતી. મોતીગર પણ ત્યાં જ હતો.

દેવયાની અને સુધીર આંહીં આવ્યા પછી બીજે દિવસે જ સવારમાં પુષ્કર આવ્યો. થોડીવાર પછી પૃથ્વીશ પણ આવ્યો ને છેવટે કૂટસ્થ આવ્યો. માલદેવ ત્યાં હતો જ. મોતીગર, મોતી, ઈંદિરા, ગુલાબ સૌને કહેવામાં આવ્યું કે ગુફાની બહાર તેમને માટે મોત તૈયાર છે! સુધીર આનો ભેદ ન સમજ્યો.

ત્યાર પછી કૂટસ્થ, પુષ્કર, પૃથ્વીશ, માલદેવ અને દેવયાની મંત્રણા કરવા ગયાં.

'ત્યારે અંતે પ્રતાપ આપણા હાથમાંથી ગયો છે.' પુષ્કરે પોતાની તપાસ રજૂ કરીઃ 'અને મને લાગે છે કે હવે આપણી નેતરની પેટી પણ, ત્યાં વધારે વખત સહીસલામત નથી. હું આજે સાથે લાવ્યો છું.'

'એ ઠીક કર્યું. અને માલદેવ તું તે સંભાળી લે.'

'કામિની હવે આપણી સાથે નથીઃ તેમ જ પ્રતાપ ફર્યો છે. આપણે જોવાનું એટલું જ છે કે કોઈ પણ વિદેશી સત્તાને વચ્ચે લાવ્યા વિના જ ચામરાજેન્દ્ર પાસેથી ન્યાય લેવો છે! લોકોનો મોટો સમૂહ એ બળ નથી, બળ અડગ નિશ્ચયમાં છે. માટે આપણે તૈયારી કરો.'

'ચંદ્રસેનની જરૂર છે?' પૃથ્વીશે કહ્યું.

'અનંતના મૃત્યુ વિષે કાંઈક કહેવા પૂરતી જ. આટલું ચોક્કસ છે કે તે દિવસે ગુલાબ ને અનંત ફરવા ગયાં ને ગુલાબને પકડવાના હેતુથી યશલાલસિંહ નીકળેલ. કાળુ જમાદારે દેવયાનીને પકડી: ઈંદિરાને ઉપાડવા આવ્યો હતો, ને જો હું ન પહોંચ્યો હોત તો એમની બાજી સફળ થાત!'

'પરંતુ આ વાતની ખાત્રી શી છે?' પૃથ્વીશે કહ્યું.

'કેમ નહિ? કંચન પોતે!' દેવયાનીએ જવાબ આપ્યો.

'હેં! શી રીતે? કંચન ફરે?'

'હું ધારું છું ફરે!'

કૂટસ્થ વિચારમાં પડ્યો: 'ઠીક છે, દેવયાની! એ થઈ શકે તો તો ઘણો મોટો ફેરફાર થાય! એ કામ તારું!'

દેવયાની બીજા ખંડમાં ગઈ.

કૂટસ્થ માલદેવ તરફ ફર્યો:

'માલદેવ!'

'ગુરુદેવ!'

'જો અમારે તારા શસ્ત્રનો ઉપયોગ બહુ અણીને વખતે જ કરવાનો છે. તારામાં બહારવટિયાને સહજ ખૂનની તૃષા ન હોવી જોઈએ.'

'મહારાજ! મને માત્ર ન્યાયની તૃષ્ણા છે!'

'ન્યાય તને ચોક્કસ મળશે. તારાં હથિયારબંધ માણસો આમરાજેન્દ્રના ભવનની આસપાસ ગોઠવવાનાં છે. એ સમય હજી આવે છે. દરમ્યાન તું દક્ષિણ પ્રાંતમાં ફર.'

'પ્રતાપમલ્લ આવશે તો?'

'તો એને નમતું આપજે. અંતે એને આપણે હાથમાં લેવાનો રહ્યો. વર વિનાની જાન ક્યાં જાય? બસ, આટલું તારા માટે.'

માલદેવ બહાર ચાલ્યો ગયો.

'હવે પુષ્કરજી! સ્વામી!'

'ગુરુદેવ!'

'પ્રજામત કેળવવાની જોખમદારી તમારી. જ્ઞાતિબંધારણ એ આપણી જ્વલંત સંસ્થા છે. એનો ઉપયોગ છે. દરેક જ્ઞાતિને એક ધજા નીચે લાવો. જ્ઞાતિના વડા પુરુષો સેનાધિપતિ જેવા છે. સૌ પોતાની જ્ઞાતિમાંથી આ અવાજને માન આપે અને છેવટ મરાઠાની અબદાલી સાથેની લડાઈમાં જેમ દરેક ઘર પર એક એક માણસ આપવાની ધાર્મિક ફરજ આવી પડી તેમ જ આ પ્રસંગે દરેક કુટુંબ એક પુરુષ બચાવે ને આપણને આપે! એનો ઉપયોગ થાશે તો એ કપાઈ જશે. એના મનથી એ મૃત્યુ પામ્યો છે. અત્યારે પટ્ટનની પ્રજા જીવન-મૃત્યુમાં છે, એ કરતાં આ સાદું મૃત્યુ શું ખોટું? આટલું તમારે માટે.'

પુષ્કર ગયો.

હવે પૃથ્વીશ અને કૂટસ્થ બે જ રહ્યા.

'પૃથ્વીશ!' કૂટસ્થે કહ્યું: 'કામિની યોગી બન્યો છે એ તને ખબર નહિ હોય?'

'હેં! ગુરુદેવ! એ વળી ક્યારે?'

'સાચું કહું છું. પણ એનો ઉપાય થઈ રહેશે. પ્રતાપ આજે જ કે કદાચ કાલે આ બાજુ આવનાર છે. સૌને સમજાવવા.'

'શું?'

'કે પોતે ભૂલ કરી હતી, આપણો પક્ષ લેવામાં.'

'પોતાના નાશનું બીજ રોપવા એમ કહોને!'

'એને શી રીતે અટકાવશો?'

'કોઈ રીતે નહિ. એને માલદેવ દક્ષિણમાં ખેંચશે.'

'કરસન અને નાજો તૈયાર છે?'

'હા.'

'થયું ત્યારે. હવે એક ગંગા રહી. એ આવે તો આપણું ચિત્ર

પૂરું થાય !'

'એ ડોશીનું શું થાય ?' પૃથ્વીશે કહ્યું: ઘડી પછી તે બોલ્યો: 'એક ઉપાય છે ?'

'શું ?'

'ડોશીમાં એક નબળાઈ છે. ચામરાજેન્દ્ર કરતાં કોઈ વધારે સબળ નથી માટે, ધિક્કાર છતાં તે, ચામરાજેન્દ્રની વિશ્વાસુ બની છે. પટ્ટનના એક સાંકડા મહોલ્લામાં તેનું ઘર છે ત્યાં એની દીકરી રહે છે. આ એક જ એવું સ્થળ છે કે જ્યાં તે ઘડીભર મનુષ્ય બને છે. બાકી એનું આખું જીવન એક જ પાપે ભર્યું છે !'

'આહા ! ત્યારે ત્યાં તું જશે ?'

'હા.'

'જો કે એ સમયને હજી વાર છે. પણ એ ડોશીને પ્રતાપ મારફત જ હાથ લેવાશે. માટે હાલ જ્યાં સુધી પ્રતાપ હાથમાં નથી ત્યાં સુધી તદ્દન ગુપ્ત કામ શરૂ કરીને ઘડીભર એમ જ ખ્યાલ આવા દો કે કૂટસ્થ અને તેનું મંડળ વેરાઈ ગયું છે.'

'ચંદ્રસેન, સ્નેહલતા વગેરેનું શું ?'

કૂટસ્થે ગંભીરતાથી જવાબ આપ્યો: 'એમનો ખપ શાંત વાતાવરણમાં છે ! તું આંહી રહી બે મોટાં જ્ઞાતિસંમેલનો મજબૂત કરી લે. હમણાં હું પાછો આંહી આવવાનો નથી. પરંતુ આપણી હવેની તૈયારી અતિ ગુપ્ત રહેવી જોઈએ.'

કૂટસ્થ ચાલ્યો. પૃથ્વીશ ઊઠયો. કૂટસ્થે પાછા ફરીને કહ્યું: 'દેવયાનીને કહેજે કે હું પોતે જ કંચનને પુષ્કરને ત્યાં બે ચાર દિવસમાં મળીશ ! પછી હાલ હું નહિ આવું.'

પૃથ્વીશ, ગુફાના દ્વાર પાસે અટકી ગયો ને શાંત રાત્રિમાં કૂટસ્થનો પગરવ સંભળાતો તદ્દન બંધ થયો ત્યારે દેવયાનીને સમાચાર પહોંચાડવા પાછો વળ્યો.

લોકોત્તર શક્તિ હોવાનું જ્યાં માણસો માને ત્યાં કાંઈક

પણ શંકાનું કે કુશંકાનું વિષ મૂકવું, એ એક જૂની રાજદ્વારી રમત છે. જ્યારે કૂટસ્થ ઉપર વિષપ્રયોગ પણ અફળ જેવો થયો ત્યારે ચામરાજેન્દ્રે એક છેલ્લો વિષપ્રયોગ કામિનીનો રાખ્યો હતો. પોતાની એ નબળાઈએ, એના માનસમાં સહજ વિશ્વાસ ઊભો કર્યો હતો કે, આ શસ્ત્ર દેવોએ પણ અજેય ગણ્યું છે, માટે વિજયી નિવડશે જ. કંચનને પણ મહત્ત્વાકાંક્ષા જાગી. જોગટાને પોતે જીતે તો પટ્ટનની પોતે જ સ્વામિની ન થાય ?

કૂટસ્થે એટલા માટે જ પુષ્કરને ત્યાં કંચનને મળવાનો નિશ્ચય કરી લીધો !

દેવયાની, કંચનને આશાનો મિનાર બતાવે એટલો જ એનો ઉપયોગ હતો !

બન્ને મળીને કદાચ કલ્પનાના મહેલ પણ રચે ! કંચન, ભવિષ્યમાં પટ્ટનનું સિંહાસન પણ મેળવે.

## ૨૧. કલ્પનાની ભૂમિ

ઉટસ્થે દેવયાનીને સમાચાર કહેવરાવ્યા હતા કે હું પુષ્કરને ત્યાં કંચનને મળીશ.

જે દિવસે દેવયાનીએ લીલાપુરથી પટ્ટન તરફ પાછા ફરવા વિચાર કર્યો, તે જ દિવસે કંચન પટ્ટનથી લીલાપુર આવી પહોંચી હતી. દેવયાની બહાર નીકળતી હતી ત્યાં, અચાનક તેને કંચનનો ભેટો થઈ ગયો.

દેવયાનીએ ધીમેથી કંચનને આડીઅવળી વાત પર ચડાવી દીધી. એટલામાં દેવયાનીનું મકાન આવ્યું. સૌ ત્યાં ઊતરી પડ્યા.

'બોલો બહેન!' દેવયાનીએ હવે ધીમે ધીમે વાત માંડી, 'મારા જેવી છે કોઈની દશા? રાજદ્વારી કારણોથી જ આ વિયોગ વેઠવો પડે છે!'

'વિયોગ?' કંચનને આશ્ચર્ય થયું. દેવયાની આ પ્રમાણે આંહીં પ્રેમને માટે રહી છે, એ એને નવી નવાઈની વાત લાગી.

'આ મોં ઉપર હું ઇશ્કની ખુમારી તો નથી જોતી!' એણે કહ્યું, 'છતાં તમારું કામ સહેલું છે!'

જાણે દેવયાની સામે શંકાભરી દૃષ્ટિએ જોઈ રહી: 'સહેલું છે? શું સહેલું છે?'

'સાચું કહું છું,' કંચન બોલી. 'સમજાવો તો ખબર પડે!'

'ત્યારે જુઓ, આપણે તો ધંધો ઠર્યો. આ પ્રમાણે સ્થિર શાંત વૈભવવાળું જીવન મળતું હોય તો આમ આંટા માર્યા ન કરું!

પૃથ્વીશને કહી દેવાનું ! એને ત્યાં કોણ બીજો હતો હતી છે? અને આપણી એક જાત ઠરી, એક બીજાને મદદ કરીએ તો આપણે ટકીએ!'

'એ તો બરાબર છે!'

'ત્યારે આપણે આ ઊંડા પાણીમાં ક્યાં ઊતરવું!'

'આપણે એમ કરો' દેવયાની બોલી, 'તમે મને મદદ કરો. હું તમને મદદ કરું. નહિતર આપણો ઉપયોગ કર્યા પછી આ બધા આપણને કચરો ગણી કાઢશે!'

કંચન વિચારમાં પડી. વાત તો સાચી હતી. આજે પોતે ચામરાજેન્દ્રની માનીતી હતી, કાલે ?

દેવયાનીએ તે જોયું. તે આગળ વધી: 'એટલા માટે મેં તો આ પૃથ્વીશ ઉપર નજર નોંધી છે! ને તમને કહું છું—માનો ન માનો તમે જાણો—અત્યારે વખત છે, પ્રતાપને પકડવાનો. ને તે બની શકે તેમ છે!'

'શી રીતે?'

દેવયાનીએ બરાબર પાઠ ભજવવો શરૂ કર્યો. તેણે એક નિશ્વાસ નાંખ્યો: 'ઠીક ભલા તમે તો સુખી થશો! અરે! આ રાજખટપટ કરતાં આપણે પહેલેથી કોઈ એક ધણી ધાર્યો હોત! એને પીરસતાં જેટલો આનંદ આવત તેટલો આંહી મિષ્ટાન્ન ખાતાં આવતો નથી! કોઈક ઝૂંપડી સાફ કરીને બેઠાં હોત, તો આ ભવન કરતાં સારું લાગત! આપણું તે કાંઈ જીવન છે! આજ આપણો એક પક્ષને ઉપયોગ હોય: કાલે કોઈને ન હોય!'

કંચને દેવયાનીનો હાથ ઝાલ્યો: 'એમ છેક નિરાશ કાં થાઓ!'

દેવયાનીએ નાટક પૂરું કર્યું: 'અરે! પણ બહેન, આ કુટસ્થે પૃથ્વીશને કામ સોંપ્યું છે! અને એવા કામનો પતો લાગે! હવે અનંતને થોડા માસ પહેલાં કોઈએ માર્યો. કોણે માર્યો! કેમ ખબર પડે! એટલું એનું કામ પાર પડે તો એ મુક્ત થાય! તો હું એને આમાંથી મુક્ત કરાવી શકું! પણ એ ખબર પડે ક્યાંથી!'

કંચન દેવયાનીને ઉત્સાહ આપવા લાગીઃ 'અરે એમાં શું છે ? ચાલો મારી સાથે પટ્ટન !'

દેવયાનીએ તેની સામે જોયું.

'ત્યાં જઈને હું બધો પતો આપું. મારે ત્યાં ચામરાજેન્દ્રે રાજદેને મોકલેલ. એવું કહેવા કે આજે તમે આવતા નહિ. રાજદેને તેડવા કાળુ જમાદાર આવ્યો. કાળુ જમાદાર પર યશલાલસિંહની ચીઠ્ઠી હતી, કે અનંત અને ગુલાબ ફરવા નીકળે કે તરત પકડજો !'

'પણ એણે તો એને મારી નાંખ્યો.'

'તે ભૂલમાં થયું. કાળુ જમાદાર આ ચીઠ્ઠી લઈને જ રાજદેને તેડવા આવ્યો ને ઉતાવળમાં એ ચીઠ્ઠી મારા ઘરમાં પડી રહી. મને સવારે જડી. હવે મને સાંભરે છે કે ચામરાજેન્દ્રે શા માટે ના કહેવરાવી. હું તે વખતે કાંઈ સમજી નહિ. તમને પણ પકડવાં હતાં ને ઈંદિરાને પણ !'

'હા હા, ઠીક સંભાર્યું તમે લ્યો. હું તમને એ જ કહેવા માગતી હતી. હું તો બહેન ! આ વાત જલદી પતી જાય તો પછી ક્યાંક ઘરરાણી થઈને બેસી જ જવાની છું. મેં આ પૃથ્વીશને એટલા માટે પકડેલ છે. તમને કહું છું. તમારું નસીબ મોટું છે. પ્રતાપને પકડો તો રાજરાણી થશો. અત્યારે પાડે પાડા લડે છે ત્યારે વખત છે. આવતી કાલે એ વખત નહિ હોય.'

'પણ પ્રતાપને પકડાય શી રીતે ?'

'તે હું ગોઠવી દઉં !'

'શું ?'

'આ પ્રતાપ ઇંદિરા પાછળ છે. પણ કોણ જાણે શું છે એ વાત કૂટસ્થને ગમતી જ નથી. માત્ર ચામરાજેન્દ્ર મહારાજ, ઈંદિરાને હેરાન કરી નાખવા માગતા હતા, એટલી પ્રતીતિ પ્રતાપને કરાવી શકાય તો આપણો બેડો પાર !'

'તે હું કરાવી દઉં !'

‘શી રીતે ?’

‘આ ચિઠ્ઠીની વાત તો મેં તમને કરી.’

‘પણ એ ચીઠ્ઠી સિવાય બીજું કોઈ ખાતરી કરાવી દે તેવું ?’

‘બીજી ગંગાડોશી અને ત્રીજી ગુલાબ પોતે.’

‘પણ ત્યારે અનંતનું ખૂન કોણે કર્યું ?’

‘કાળુભાએ ચામરાજેન્દ્રના કહેવાથી.’

‘ચામરાજેન્દ્રે કહ્યું એવી શી ખાતરી ?’

કંચન જરાક શંકામાં પડી. દેવયાનીએ તે જોયું: ‘બહેન ! તમને વાંધો હોય તો કહેશો નહિ હો. ચાલો હવે, આપણે પટ્ટન તરફ આજે જ રવાના થવું છે.’

દેવયાની વિચારી રહી. આ કંચન આટલી બધી કેમ ઢળી ? કંચન એના મનમાં વિચાર કરતી હતી, આની મારફત જોગટો એક વખત મળે તો પછી હું છું ને જોગટો છે. એમાં ફાવીએ તો ચામરાજેન્દ્રને હાથમાં રખાશે. ન ફવાય તો પ્રતાપને હાથમાં લેવો એટલે બેય રીતે હાથમાં લાડુ ! પણ આ પછી પ્રતાપનું ફેરવી તોળે તો ?

દેવયાની એટલામાં બોલી: ‘બહેન ! આ રાજખટપટનો અંત આવે, ચાલ્લુ તો આ રહે કે તે રહે, પણ હું પૃથ્વીશની ઘરરાણી બની જાઉં ને તમે રાજરાણી થાઓ તો આ આપણને બનાવીને ઉપયોગ કરવાવાળા હાથમાં ચાંદ દેખે !’

‘પણ પ્રતાપમલ્લ...’

‘એ ઇંદિરા પાછળ ઘેલો છે; કોઈ રીતે ફૂટસ્થ એ વાત થવા દે તેમ નથી. એનામાં એવી સત્તા પણ છે. એટલે તમે નજરે ચડો ને એને મેળવી લ્યો, એ તમારા હિતમાં છે, ને અમારે એ જોઈએ છે ! ઇંદિરાની પાછળ ચામરાજેન્દ્ર હતો એટલું જાણવાથી એનું મન મહારાજ પ્રત્યે ઉદ્વિગ્ન થશે. આપણે એ કરવું છે. પ્રતાપ ભલે આવતો—જો આપણો ઉદ્ધાર થતો હોય તો. મેં તો આ પેટ-

જૂઠી વાત કરી છે. તમે કાંઈ મનમાં પાપ રાખતાં હો તો તમે જાણો. મેં તો આપણા સ્ત્રીના નશીબે કામ જ રહેશે માટે આ જુક્તિ તમને બતાવી.'

આની ધારી અસર કંચન ઉપર થઈ. કારણ કે થોડી વારમાં જ તે બોલીઃ

'દેવયાની! હું તમારા માટે જ આવી હતી, પરંતુ હવે મને ચામરાજેન્દ્રનો ભય નથી. કારણ કે એના મહેલનો મોહ નથી!'

'મારા માટે? શું કરવા?' દેવયાનીએ આશ્ચર્યથી પૂછ્યું.

'તમારી સાથે સુધીર છે ને?'

'હા . . એનું . . શું?'

'મારો વિચાર સુધીરને લઈ જવાનો હતો. એ સુધીર વસંતતિલકાનો દીકરો છે, અને તેથી ચામરાજેન્દ્રને તેના ઉપર કાંઈક ભાવ છે. કોઈ રીતે એ સુખી થાય તો સારું.'

દેવયાની હતી ત્યાંથી ઊભી થઈ ગઈ, 'હેં! આ શું કંચન? તું પણ સુધીરના ખરા ઇતિહાસથી અજ્ઞાન છો? કે ઢોંગ કરે છે?'

'સુધીરની મા તો ઝેર પીને મરી ગઈ છે. એટલી જ દુઃખદ એની વાત સાંભળી છે. અને એના બાપ ઉપર ચામરાજેન્દ્રની કૃપા હોવાથી તેને થોડુંક પેન્શન આપે છે.'

દેવયાનીએ પછી નિખાલસતાથી કહ્યું:

'જો કંચન! સુધીર મારી પાસે જ છે. એને બિચારાને આપણા સાધારણ સ્વાર્થ માટે દુઃખી શું કરવા કરવો? હવે હું કહું છું તે વિશ્વાસથી સાંભળી લે. સુધીરનો બાપ દેવીસિંહ રાઠોડ આજથી થોડાં વર્ષો પહેલાં ચામરાજેન્દ્રનો ખાસ માણસ હતો. દેવીસિંહે ચામરાજેન્દ્રને પ્રસન્ન કરવા કોઈપણ કામ કરતાં આંચકો ખાધો નથી. એ વખતે પૃથ્વીશના લીલાપુરના બગીચામાં રમતી ઉષા જેવું અનુપમ લાવણ્ય એક માળીની દીકરીનું હતું. તેનું નામ વસંતતિલકા. માળીને લાલચ આપીને, ફોસલાવીને, ધમકાવીને અને

છેવટે વસંતતિલકાનું મન મેળવીને દેવીસિંહ રાઠોડે, વસંતતિલકાનો હાથ મેળવ્યો. વસંતતિલકાનું રમ્ય સૌન્દર્ય ચામરાજેન્દ્રની દષ્ટિમાં આવ્યું, અને દેવીસિંહે પોતાના સ્વામીની સંપૂર્ણ ભકિત બજાવવા, સ્ત્રીનો જન્મસિદ્ધ હકક પવિત્રતા તે તજાવીને પણ, વસંતતિલકાને ચામરાજેન્દ્રના જનાનાની બીબી બનાવી! આ વખતે સુધીર નાનો હતો. આ ઘટના બન્યા પછી, દેવીસિંહ રાઠોડને પણ ચામરાજેન્દ્રનો દુષ્ટ સ્વભાવ ખૂંચ્યો! પણ પછી વસંતતિલકાને એક અસહ્ય ગુન્હા માટે ચામરાજેન્દ્રે પોતે જ ઝેર આપ્યું.

'તું મારી જાત ધંધાદારી બેન છે. તને પણ આવું ન થાય માટે મેં તને આ કહ્યું છે. તારું કાંઈક ઠેકાણે પડે માટે મેં રસ્તો પણ બતાવ્યો છે. હવે તને ઠીક પડે તેમ કર'

કંચનની આંખ ફાટી ગઈ. તેની સમક્ષ ચામરાજેન્દ્રનું ખરું સ્વરૂપ આજે પ્રગટ થયું. તેણે તેને લોભી ધાર્યો હતો, તે સ્વાર્થી હતો, વિષયી હતો, પરંતુ એક સ્ત્રીના વિલાસ માટે બીજી સ્ત્રીનું ખૂન કરવા જેવો તેને અધમ એણે ધાર્યો ન હતો!

'દેવયાની! ત્યારે તો મેં બહુ જ ખોટું કર્યું હોત: એ સુધીરને ઘણું કરીને આ વિષપાનની ખબર પડી છે. ને તેથી જ કદાચ ચામરાજેન્દ્ર એનું કાસળ કાઢવા માગે છે!'

'એ ભેદનું ગમે તે હોય. પણ એક જ પ્રતાપી પુરુષની પ્રતિભાથી અત્યારે પટ્ટનનો અનિવાર્ય જુલ્મ અટકી રહ્યો છે! મદદ થાય તો એમાં કરવી, કંચન!'

એ જ વખતે બહાર મોટર આવ્યાના સમાચાર પટાવાળાએ આપ્યા. દેવયાની ચાલી. તેની સાથે કંચન પણ પટ્ટન તરફ રવાના થઈ.

આજે તેને જીવનનું નવું દશ્ય દેખાતું હતું. એમાં હૃદયપલટો હતો, તો લોભ પણ હતો.

જ્યારે દેવયાની તથા કંચન ભદ્રેશ્વર પહોંચ્યાં ત્યારે રાત્રિનો

અમલ શરૂ થયો હતો. ભદ્રેશ્વરના પાછળના ભાગમાં જ્યાં ઇંદિરાને રાખવામાં આવી હતી, ત્યાં દેવયાની તથા કંચન ગયાં. મંદિરના આગળના ભાગમાં પુષ્કર બેઠો હતો: કેટલાક મજૂર બેઠા હતા: થોડાક ખેડૂતો હતા. એ પુષ્કર તરફ પૂજ્યભાવ અને માનથી જોઈ રહ્યા હતા. બાવો ચમત્કારી છે એમ સૌ માનતા; અને વડ ન પડ્યો એ ઘટના આ માન્યતાને મજબૂત ટેકારૂપ બની હતી.

કદાચ એ વડ ઉપર ફરી જોખમ આવે માટે અત્યારે આ સૌને તેણે બોલાવ્યા હતા. થોડી વાર પછી મજૂરો ઊઠીને જવા રવાના થયા, ત્યાં કૂટસ્થનો સ્વર સંભળાયો: 'પુષ્કર!'

પુષ્કર એકદમ ઊઠ્યો ને જતાં જતાં મજૂરો તરફ ફર્યો: 'ભગા! ગોવિંદ! ખમો. મહારાજ આવ્યા છે.'

કૂટસ્થ અંદર આવ્યો: સૌએ તેના પ્રતાપી ચહેરા તરફ જોયું. અનિવાર્ય આજ્ઞાનું બળ એ ચહેરા પર હતું. આંખમાં પ્રતાપ હતો; છતાં માણસને એના સ્નેહ પાસે નમવાનું મન થાય તેવું હતું.

તેનો સત્તાવાહી સ્વર ફરી ઘુમટમાં ગાજ્યો: 'ભાઈઓ! તમારામાં જો વિશ્વાસ હશે તો તમારી મદદે ખુદ શંકરને ઉતારવાની મારામાં તાકાત છે! જાઓ, આનંદ કરો ને કાલે નિર્ભય બની આંહી આવો.'

મજૂરો ચાલ્યા ગયા. ત્યાર પછી તરત જ કૂટસ્થ અંદરના ભાગમાં કંચન અને દેવયાની પાસે જવા ઊપડ્યો. કંચનના જીવનમાં આજે પ્રથમ જ તેને પોતાના ઉપર ધિક્કાર છૂટ્યો હતો! દેવયાનીના કાર્યની ઉત્તમતા તેના મગજમાં ઠસી ગઈ: ચામરાજેન્દ્ર વિષે નવો પ્રકાશ મળ્યો; અવનીશ પોતાને કેટલા ઊંડા પાણીમાં ખેંચશે તેનો ભય લાગ્યો, અને આ ઘટના પર વિચાર કરતાં પ્રતાપમલ્લના સમયમાં પોતે ટકી શકે તેવું કોઈ ચિન્હ ન લાગ્યું! રાજની આટલી અધમ સેવા પછી પણ પોતાની સ્થિતિ તો, શંકા અને ભયભરેલી હતી. એના પર એ વિચાર કરી રહી હતી, તેટલામાં જ સામે

કૂટસ્થની ભવ્ય અને શાંત મુખમુદ્રા એના જોવામાં આવી : ભયંકર તોફાનમાં પોતાનું ગૌરવ જાળવી શકે એવા અદ્ભુત વટવૃક્ષની માફક તેનું કદાવર શરીર સ્થિર ઊભું હતું; તેની તીવ્ર અને ભેદી દૃષ્ટિ કંચન પર હતી.

કંચન આજે પહેલી જ વાર અવાક્ બની ગઈ. તેની બોલવાની બધી શક્તિ હરાઈ જઈ. તેણે ચારે તરફ દૃષ્ટિ કરી. દેવયાની ત્યાં હતી નહિ. પોતાની સ્ત્રી તરીકેના આકર્ષણની વાત જાણે ભૂલી ગઈ! જાણે કે એ એના મગજમાં આવતી જ ન હતી!

'ગુરુદેવ સ્વામી!' કંચન બોલવા લાગી, 'હું પાપી-છતાં આપની પાસે આવવા હિમ્મત કરી છે!'

'પાપી પુણ્ય તરફ જવાની હિમ્મત કરે એટલે જ શરૂઆત.'

પણ કંચનમાં હજી થોડું વાસનાનું બળ હતું. તેણે બધી હિમ્મત ભેગી કરી : 'સ્વામી! આપ મારા ખરેખર સ્વામી બનશો?'

'હું તારો સ્વામી છું જ,' કૂટસ્થે કહ્યું.

'નહિ! પ્રભુ, એક વખત મનુષ્યની જેમ વાત કરો. મને વહાલથી બોલાવો, મને તમારી માનો!'

કૂટસ્થ જરાક ટટ્ટાર થયો. 'કંચન! તું મારી જ છે, તું મારી જ હતી, અને મારી જ રહેશે! મારું નહિ એવું કોઈ આંહીં છે જ નહિ!'

કંચન કાંઈ સમજી નહિ. વાસના અને કલ્પનાના તરંગ પર તે ચડી. આજે કૂટસ્થે તેને પ્રેમથી બોલાવી હતી. તે કૂટસ્થ તરફ દોડી ગઈ. એનો હાથ હાથમાં લેવા ગઈ. કૂટસ્થ હતો ત્યાંથી ખસ્યો નહિ. કંચન તેનો હાથ લાંબો કરે તે પહેલાં તે હાથ પક્ષઘાતથી ઝલાઈ ગયો હોય તેમ સ્થિર થઈ ગયો. કૂટસ્થની તીક્ષ્ણ દૃષ્ટિ તેના તરફ જોઈ રહી હતી! કંચન વ્યગ્ર બની ગઈ: 'આ શું? જાદુગર?' તે ભયથી વ્યગ્ર થઈ ગઈ.

તેનો વિચાર માપી ગયો હોય તેમ કૂટસ્થ બોલ્યો : 'કંચન! હું જાદુગર નથી. પરંતુ તું, હજી જે જગ્યાએ હું ઉભો છું ત્યાં,

પહોંચી નથી. તે જગ્યાએ તને પહોંચાડવાને પ્રથમ તારા બધા સંસ્કાર દૂર કરવા પડે. એ કાર્યની શરૂઆત થાય તે પહેલાં તારે આ મારા ધાર્મિક વિગ્રહમાં સાથે ઝઝૂમવાનું છે.'

'ત્યારે અંતે દેવયાનીએ મને દગો દીધો નાં?' કંચન વિહ્વલ બનીને બોલી.

'એમ તને લાગતું હોય તો તું તારી મુખત્યાર છો. તું સુધીરને લેવા આવી છો? લઈ જા, યાદ રાખજે એનું રક્ષણ કરનાર શક્તિ મહાન છે.'

છેલ્લા શબ્દો કૂટસ્થ જરાક કરડાઇમાં બોલ્યો. કંચન ધ્રૂજી. કૂટસ્થને તેમ લાગ્યું ને શાંત બનીને તે ફરી બોલ્યો,

'પણ રહે, હું તને અમસ્તો જ દોષ આપું છું. તારે ચામરાજેન્દ્રની રાણી થવું છે નાં? યાદ રાખજે, ચામરાજેન્દ્રને તારી જરૂર નથી. અને તારું ભવિષ્ય! રે અભાગી સ્ત્રી! દેવીસિંહ રાઠોડની સ્ત્રી વસંતતિલકા કરતાં પણ વધારે બુરું છે. હું જે જોઉં છું તે તું માની શકની નથી. તને મારો સ્વાર્થ દેખાય છે, પણ આ તું માને અથવા ન માને એ મારે મન બધું સરખું છે. તું ભયંકર શત્રુ બની શકે તેમ નથી; તેમ જ તું વિશ્વાસુ જાસુસ થઈ શકે તેમ નથી!'

કંચન તદ્દન ઝાંખી પડી ગઈ. એની આખી કલ્પના પડી ભાંગી, પરંતુ કૂટસ્થના શબ્દોએ તેના પર ભારે અસર કરી હતી. તે ધીમેથી બોલી: 'ત્યારે મારે હવે શું કરવું?'

'ચામરાજેન્દ્રની સેવામાં રહી તારું મૃત્યુ!'

કંચનને હવે હિંમત આવી: 'હું તમારું શરણ માગું છું: મને કાંઈ ખબર પડતી નથી. આ બધું શું છે?'

'તને મારા ઉપર વિશ્વાસ છે?' કૂટસ્થે સીધો જ પ્રશ્ન પૂછયો.

'હા કહું તો?'

'તો તારા માટે એક ગુપ્ત જગ્યા તૈયાર છે. ત્યાં તું હમણાં

શાંતિથી રહે, ભવિષ્યમાં તારો ઉપયોગ છે. અને તારું ભવિષ્ય સારું છે.'

'અને,' કંચને ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું, 'ના કહું તો?'

'તો તારે માટે મૃત્યુ તૈયાર છે!'

કંચન ધ્રૂજી: 'શું? આંહી પણ મને મારનાર છે?'

કૂટસ્થ જરાક હસ્યો: એનું હાસ્ય હજી એટલું જ કડક હતું. આ કડક પુરુષ પાસે શું બોલવું તે કંચનને સૂઝ્યું નહિ: તે ફરી ધીમેથી બોલી: 'શું આંહી મારું મૃત્યુ છે?'

'આંહીં? ના ના, ચામરાજેન્દ્રના મધુર સ્મિતમાં! તું આંહી મૃત્યુ પામે એટલી બધી ભવ્ય વ્યક્તિ નથી.'

કંચન શાંત ઊભી રહી. તે આખી વસ્તુસ્થિતિ હવે સમજી. તેની કલ્પના–આશા–અભિલાષાની ભૂમિ વેરાઈ ગઈ હતી. કૂટસ્થ તરફથી માત્ર આશ્રયની આશા હતી. તે આશ્રય દૃઢ હતો. ચામરાજેન્દ્ર તરફથી ભયભર્યો આશ્રય હતો. હવે અવનીશની પણ બીક ખરી. એને સાહસ કરવાનું મન થયું. તે કૂટસ્થના ચરણમાં પડી: 'મને દેવયાની સાથે રાખો!'

કૂટસ્થે તેને હાથ ઝાલીને ઊભી કરી: 'બેટા!—' તે નિર્મળ પ્રેમથી બોલ્યો,—'તું દેવયાની સાથે જ જા, અને ત્યાં રહે. મારો આશ્રય, વિશ્વાસઘાત અને દગાથી ભર્યો નથી. તું શાંત રહેજે. તારો સમય આવ્યે તને જણાશે કે જિંદગીમાં તેં જેટલું પાપ કર્યું છે તે એક જ સપાટે ભસ્મ થાય તેવા પુણ્યપ્રવાહમાં તું ભળી છે!'

કૂટસ્થ ત્યાંથી તરત ચાલતો થયો, ને બીજી જ ક્ષણે દેવયાની તથા કંચન પાછાં લીલાપુર જવા ઉપડયાં! કંચન શાંત અને ગંભીર હતી. તેની દૃષ્ટિ ભદ્રેશ્વર પરની ટેકરીઓ ઉપર ફરી રહી હતી. ચંદ્રની શાંત રજનીમાં છેટે મનુષ્યાકૃતિ દેખાતી હતી. કંચને પૂછ્યું:

'દેવયાની! અત્યારે ટેકરીઓ ઉપર કોઈ ભમી રહ્યું છે?'

દેવયાનીએ કહ્યું: 'કંચન! ગુરુદેવ! બીજું કોણ હોય?'

કંચન ગંભીર બની ગઈ. એને લાગ્યું કે આનું નામ જીવન કહેવાય!

## ૨૩. પ્રતાપમલ્લ ફર્યો

**જ્યારે** દેવયાની તથા કંચન વાડીમાં પહોંચ્યાં ત્યારે ઉતાવળે જ પૃથ્વીશ ગુફામાંથી બહાર આવતો હતો. દેવયાનીને જોઈને તે બોલ્યો : 'દેવયાની ! આ ગુફા હવે તમારે સંભાળવાની છે. ગુરુદેવ હાલ નહિ આવે ને હું પ્રતાપને સજ્જડ જવાબ દેવા બહાર જ રહેવાનો છું.' દેવયાની તથા કંચન ગુફામાં ગયાં.

પ્રતાપમલ્લ લીલાપુરમાં આવી પહોંચ્યો હતો. હજી ચામરાજેન્દ્ર તરફથી કાંઈ હુકમ આવ્યો નહિ હતો. તેણે માલદેવની તપાસ શરૂ કરી. ચારે તરફ મજબૂત સૈનિકોનો પહેરો હતો. તેણે પંચાલેશ્વર પાસે મુખ્ય પડાવ રાખ્યો. બીજે દિવસે તે તથા સરદાર દોઢસોથી બસો ઘોડેસવાર લઈ લીલાપુરના જંગલોમાં, ભદ્રાના કાંઠા પર અને પટ્ટનની ટેકરીઓમાં ભમવા લાગ્યા. રાત્રિદિવસ અથાગ મહેનત કર્યા છતાં માલદેવનો પતો લાગ્યો જ નહીં. તેમ જ તે ત્યાં હોવાની પણ કાંઈ ખાતરી થઈ શકી નહિ.

પ્રતાપમલ્લ હવે ચામરાજેન્દ્રના હુકમની રાહ જોતો હતો. તેણે આસપાસના બધા વાતાવરણને ભવ્યતાથી આંજી નાખ્યું. હમેશાં પાંચસો સવારની જબ્બર પલટન સાથે એ ધારપુર, લીલાપુર ને આસપાસનાં ગામડામાં ફરવા લાગ્યો. કોઈ જગ્યોએ ચોરી કે લૂંટ થાય કે તરત જ ત્યાં પ્રતાપમલ્લ હાજર હોય. ગામડીઆ પોતાના રાજાના દર્શનથી પવિત્ર થવા લાગ્યા.

પ્રતાપમલ્લ આ પ્રમાણે પંચાલેશ્વર પાસે મૂકામ રાખી સર્વત્ર

ઘૂમી રહ્યો હતો: તેણે નાજા રબારી ને કરસન પટેલને એક દિવસ તંબુ ઉપર બોલાવ્યા.

નાજો આશરે છ ફુટ ઊંચો ને ભરાવદાર પંજાબી ઢબનો માણસ હતો. એની રબારીની જ્ઞાતિમાં એ મુખી હતો. એના ચહેરા પર પ્રધાનપુરુષને યોગ્ય એવો રૂઆબ હતો કે નાતિલામાંથી કોઈએ નાજા સામે માથું ઉઠાવ્યાનો દાખલો બન્યો ન હતો. એના એક હાથમાં કેડ ઉપર પહોંચે તેવી ડાંગ રહેતી. ખભે એનો બાર શેરથી પંદર શેર વજનનો ધાબળો રહેતો. માથા ઉપર એનું જૂનું શેલું, કેડ ઉપર પછેડી, ને કડીઆની કસે રૂપાની સળી. નાજાના આ જૂના વેષમાં નવું જ્ઞાન ભળ્યું હતું. એણે પુષ્કર અને પૃથ્વીશની મદદથી જ્ઞાતિનું બંધારણ રચ્યું હતું. લીલાપુરમાં રબારીની દેવીનુ મંદિર હતું, અને કોઈ કામ કરવાને સૌ ત્યાં મળતાં. નાજાનો પ્રતાપી સ્વર રબારીના હજાર બારસો જુવાનમાં છાપ પાડતો. ને એના છેલ્લા બોલ પછી સૌ એ ઉઠાવવા તૈયાર રહેતા. નાજાની આવી પ્રતાપી મૂર્તિ એના ભાઈઓને અભિમાનનો વિષય હતો. અને પોતાના દરેક દુઃખમાં પોતાને ન્યાય મળવાનું ખરું સ્થળ આ રબારીની કુળદેવીના ચોકમાં જ છે એ વગર પઢાવ્યે સૌ સમજતા. નાજાને આજે પ્રતાપમલ્લે બોલાવ્યો હતો. તે પોતાનો ધાબળો નાંખી ડાંગ પાસે રાખી સામે બેઠો હતો.

'નાજા! એમ સાંભળ્યું છે કે મહારાજા ચામરાજેન્દ્રના કારભારથી પ્રજા અસંતુષ્ટ રહે છે.'

નાજો રબારી હતો છતાં રાજદ્વારી વિષયથી તદ્દન અજાણ્યો ન હતો. વળી પૃથ્વીશે સમાચાર આપ્યા હતા, તેથી પ્રતાપમલ્લનો હેતુ એ તરત કળી ગયો. તે બોલ્યો :

'હા બાપુ! પણ જગતસિંહ બાપુ જેવું અંધેર નથી!'

'પણ તમારી ગૌચરની જગ્યા તો આબાદ છે; વળી ઢોર પરનો કર બંધ કરવામાં આવ્યો છે!'

'બધી વાત સાચી છે બાપુ! પણ જેમ કણબીને દુષ્કાળ વખતે આગલા વર્ષનો પાક ચાલી શકે તેમ હોય છે, ને સરકાર તરફથી પણ રક્ષણ મળે છે, તેવું રબારી માટે કાંઈ નથી! સરકારમાં અમે ઉપજ આપનાર પ્રજા કરતાં ખર્ચનાર પ્રજા તરીકે ગણાઈએ! અમારું પશુધન એ દેશની ખરી સમૃદ્ધિ છે એ વાત જ વિસારે પડી ગઈ છે.'

'તમે લીલાપુરના કબજામાંથી પટ્ટનની હદમાં આવવા ખુશી છો?'

નાજાએ કરસન સામે જોયું. રબારીને ઉત્તર સૂઝ્યો નહિ એટલે તેણે પટેલ પર વાત ઠેલી: 'બાપુ! ઈ પૂછો કરસન પટેલને!'

પ્રતાપમલ્લ કળી ગયો. એને ખોટું લાગ્યું, પણ જણાવ્યું નહિ. કરસન બોલ્યો: 'બાપુ! અમારે તો લીલાપુર જનમભોમકા છે ને પૃથ્વીશ અમારો ધણી છે. મહારાજા ચામરાજેન્દ્ર દૂર રહ્યા. વળી વારંવાર પીડા થાય ત્યારે પટ્ટનના ન્યાયમંદિર સુધી લાંબું થાવું ઈ કરતાં આ ઠીક છે ટૂંકું ને ટચ. આ જમીનદાર બેઠા ને આ વાત કરી; અને તરત એનો નિકાલ.'

'પણ જમીનદારની આંખ ફરે ત્યારે? નાના ગામમાં તમે મોટા રહ્યા. હરીફરીને નજર તમારા પર જ પડે.'

'બાપુ! બીજી લાંબી ટૂંકી વાત શું? આ જમીનદારની આંખ ફરે ત્યારે લીલાપુર એક દિવસમાં ઉજ્જડ કરું!'

પ્રતાપમલ્લ મનમાં જ સમસમી ગયો. એને કરસનની પ્રતિષ્ઠા ને નાતનું બંધારણ ખૂંચ્યાં. એ એક જાતનું રાજ સામેનું જબ્બર હથિયાર લાગ્યું. તેણે નાજા સામે જોયું:

'નાજા! કરસન પટેલ પણ રાજા માણસ છે હો! ભાઈ, સત્તા સામે માથું ઊઠતું ઊઠે ને સૌ આપણા જેવા એક દિલના ન હોય!'

'બાપુ!' નાજા રબારીએ પોતાને પરિચિત દાખલો લીધો: 'ઈ તો વાઘ સામે ભેંશું બાણુ સાંધે આ ઈ માયલી વાત છે! જો

નજર ભૂલે તો ભેંશુંના ભૂક્કા : અને નકર વાઘ આંટા ફેરા કરે એટલું જ ! અમારી ગાંઠમાં ભૂલ પડે તો ભાગવું પડે, નકર ન્યાય મળે.'

પ્રતાપમલ્લ લીલાપુરના આ બે ધુરંધર કાર્યવાહકોથી મહાત થયો. એને લાગ્યું કે નાજો અને કરસન પંચાલેશ્વરમહાલને તો ખાલી કરાવી આપે ! એને પૃથ્વીશની ફાંસીવાળો કિસ્સો સાંભર્યો. એક રાત્રિમાં નાજો ને કરસન દસ હજાર માણસ લઈ હાજર થયા હતા. પણ એમને આવી રીતે જવા દેવા એ તેને ઠીક ન લાગ્યું. તેણે ટોકરી વગાડી ને તરત એક પટાવાળો હાજર થયો.

'સરદાર ક્યાં છે ?'

'સાહેબ ! હમણાં જ બહાર ગયા. પટ્ટનથી એક મોટર આવેલ છે.'

'કોણ આવ્યું છે ?'

'યશલાલસિંહનો ખાસ માણસ છે !'

'આવવા દો !'

પટાવાળો સલામ કરીને ગયો ને તરત જ એક કદાવર શરીરનો લશ્કરી પોષાક પહેરેલો માણસ હાજર થયો. એના હાથમાં એક સીલબંધ કવર હતું. ને ઉપર પટ્ટનનું રાજચિન્હ તરવારનું હતું. તેણે હાથ લાંબો કરી ઝૂકીને સલામ કરી ને યશલાલના હાથમાં કવર આપ્યું.

પ્રતાપે તે વાંચ્યું: 'ઠીક તમે પટ્ટન ક્યારે પાછા જવાના છો ?'

'આજે રાત્રે.'

'જતાં પહેલાં મને મળજો.'

પટાવાળો સલામ ભરી ચાલતો થયો કે તરત જ સરદારસિંહ હાજર થયો. પ્રતાપમલ્લે સત્તાદર્શક સ્વરથી સરદારસિંહને પૂછ્યું:

'સરદારસિંહ ! આપણાં બધાં માણસ તૈયાર છે ?'

'જી હા !'

'ત્યારે આજે રાત્રે દક્ષિણ પ્રાંત તરફ જવા રવાના થવું છે, દરમ્યાન, લ્યો આ મહારાજનું આજ્ઞાપત્ર.'

સરદારે તે લીધું. એમાં શું હતું તે એને ખબર હતી તોપણ તે આશ્ચર્ય પામ્યો હોય તેવો દેખાયો. એણે એક શંકાભરી નજર નાજા તરફ નાંખી. નાજાએ તે નજર ચૂકાવી.

નાજાએ તરત કરસન સામે જોયું. તે બન્ન જવા ઉઠયા. પ્રતાપમલ્લે ઠંડે મોંએ તેમની સલામ ઝીલી. પણ હજી તે બન્ને ઊઠીને પૂરા બહાર પહોંચ્યા ન હતા, ત્યાં સરદારે તેમને પાછા બોલાવ્યા. પ્રતાપમલ્લે હવે પોતાનો સ્વર જરા ઊંચો કરી કહ્યું: 'જુઓ ભાઈ! આજ દિવસ સુધી હું તમારું માન જાળવતો આવ્યો છું. હવે વાત એવી છે કે લીલાપુરની જમીન પર સરકારી દેવું નીકળે છે ને તેથી તે વસૂલ કરવા સરકારી જપ્તી બેસશે. જો તેમાં તમે દખલ કરો છો એવું માલમ પડશે તો પટ્ટનના સત્તાધીશોને તમારી સાથે શી રીતે વર્તવું એ નવેસરથી શીખવવું પડે તેમ નથી. તમારી સલામતી ચાહતા હો તો ચેતતા રહેજો! જાઓ, એટલું જ કહેવું હતું.'

કરસન પટેલ ચાલતો થયો. ભોળો રબારી જવાબ આપ્યા વિના રહી શકયો નહિ:

'બાપુ! ભદ્રાની ખીણમાં સિંહે હૂમલો કર્યો ત્યારે મારી સલામતી આ ધાબળા ને ડાંગ પર હતી! ને હજી તેમ જ રહે છે. હા બાકી, તમે રાજાએ રાજા આથડો એમાં ગરીબ રૈયતનો નાહક ખો થાય. અમારી સલામતી કોઈ દી પારકા ઉપર રહી નથી ને રહેશે નહિ. બાકી આપે કીધું એમાં ફેર નહિ આવે.'

નાજો આટલું બોલી ચાલતો થયો ને પ્રતાપમલ્લ તેના પંજાબી ઢબના શરીર તરફ જોઈ જ રહ્યો. તરત જ સરદારસિંહ પોતાના થોડાક વિશ્વાસુ માણસો લઈ, ને બીજાઓને આસપાસ પહોંચી શકાય તેવી વ્યવસ્થા કરાવી લીલાપુર તરફ ચાલ્યો.

અત્રનીશે ચામરાજેન્દ્રના કહ્યા પ્રમાણે લીલાપુર સામે દેણું

કાઢવા જૂના ચોપડા ખૂબ ચૂંથ્યા હતા, પરંતુ બધું દેવું ભરપાઈ થઈ ચૂકયું હતું. માત્ર એક નજીવી રકમ બાકી રહી ગઈ હતી, તેના પર ચક્રવૃદ્ધિ વ્યાજ ગણી આપ્યું. લીલાપુર ડૂબી શકે તેટલી જબ્બર રકમ થાતી હતી. આ કારણ આગળ ધરી, તથા પૃથ્વીશની રાજભક્તિ અત્યારે ડગે છે, એ વિશેષ કારણ આપી, ચામરાજેન્દ્રે લીલાપુર જપ્ત કરવા હુકમ કર્યો, ને તે હેતુથી અત્યારે સરદાર-સિંહ લીલાપુર તરફ રવાના થયો હતો.

સરદારસિંહ લીલાપુર પહોંચ્યો ત્યારે પૃથ્વીશ થોડી ઘણી અણીના વખતની વ્યવસ્થા કરી ચૂક્યો હતો. સરદારસિંહે પૃથ્વીશને મહારાજા ચામરાજેન્દ્રની આજ્ઞા દર્શાવી. પૃથ્વીશ તરત જ પોતાના મહેલ બહાર ચોગાનમાં આવી ઊભો. એની આસપાસ એનું મંડળ ઊભું હતું. નાજો રબારી, ફરસન પટેલ અને ગોવિંદ પટેલ પોતાના હજારો ભાઈઓ સાથે પૃથ્વીશને વીંટી વળ્યા હતા. સૌ શાંત હતા. છતાં પૃથ્વીશનો દરેકે દરેક શબ્દ અત્યારે કિંમતી હતો. સરદારસિંહે હુકમ બજાવ્યો ને પૃથ્વીશનો મહેલ ઉજ્જડ બન્યો: પરંતુ એ જ વખતે નાજા રબારીનો ઘાંટો સાંભળી તે થંભી ગયો. હુલ્લડ થતાં વાર લાગે તેમ ન હતું, અને આ બધી શાંતિ માત્ર પૃથ્વીશના ચહેરા પર રહેલ ભાવના પ્રતિશબ્દ રૂપે હતી. એ ચહેરા પર જરાક ભાવ બદલાય કે તરત જ સરદારસિંહ અને તેનું એક પણ માણસ ટકી શકે તેમ નહિ હતું. નાજો આગળ આવ્યો:

'બાપુ! આપણે બધું કરજ ખોટું હોય તે પણ ભરવા તૈયાર છીએ.'

પૃથ્વીશે ધીમેથી કહ્યું, 'નાજા! આપણી પાસે બહાદુર માણસો છે, પરંતુ આપણે ઝાડના મૂળ પર જ ઘા કરવા છે, ડાળ પર નહિ!'

'અને એટલા માટે જમીન જવા દેવી છે!'

'જમીન ચાલી જાય તો વાંધો નથી. માણસ ન જાય એટલું જ જોવાનું છે.'

થોડી વાર થઈ ત્યાં તો કરસન પાછો આવી પહોંચ્યો. તેણે પૃથ્વીશને કહ્યું: 'બાપુ! કણબી બધા ઉચાળા ભરીને તૈયાર છે! જમીન ભલે ઝુંટવી લે. અમારે ચામરાજેન્દ્રના ગુલામ થવું નથી.'

પૃથ્વીશ એકદમ તેમની સાથે ચાલ્યો: 'કરસન! નાજા! તમે સમજતા નથી કે સરદારસિંહને હઠાવવા જેટલું બળ અત્યારે પણ આપણી પાસે છે. પરંતુ આપણે તેમને અત્યારે હઠાવવા નથી. આપણે તેના મૂળ પર જ હલ્લો કરવો છે. એ હલ્લો અચાનક અને સચોટ બને માટે અત્યારે આ ઘા શાંત રીતે સહન કરવાનો છે. આ ઘા આપણે એ માટે સહન કરીએ છીએ કે, આપણે બીજો ઘા વધારે અસરકારક રીતે કરી શકીએ. આ આખી લડતનું રહસ્ય છે. સમજ્યા?'

'અત્યારે અમારે શાંત રહેવું?' નાજાએ ઉતાવળે પૂછ્યું.

'હા.'

કરસન પૃથ્વીશ તરફ ફર્યો: એના પગમાં પડ્યો: 'બાપુ! અમને અમારું કામ અત્યારે બજાવી લેવા દ્યો. અમારું હૃદય ડંખતું મટે માટે અમારે એક વખત વિશ્વાસુ દોસ્તની માફક તમારી પાછળ રવાના થવું જોઈએ.'

પૃથ્વીશે પોતાનો સ્વર જરા વધારે ઊંચો કર્યો: 'કરસન! નાજા! જો તમે એમ કરશો તો તમે મોટામાં મોટા શત્રુ જેટલું જ કામ કર્યું કહેવાશે. એનાથી ઉલટું અત્યારે તમે અમારા નથી એવો દેખાવ કરી શકશો?'

'દેખાવ કરવો?' બન્નેએ એક સાથે પૂછ્યું.

'હા. રાજદ્વારી વિષય દેખાવ ઉપર પણ ચાલે છે. અત્યારે તમે સામાન્ય માણસની માફક હવે પ્રતાપમલ્લ સાથે ભળો!'

'અને અમારો આતમો એમ કરતાં તૂટી નહિ પડે?' ભોળો રબારી લાગણી દાબી ન શક્યો.

'એનું નામ જ તપ. લોકકલ્યાણના જગત પર આટલો લાગણીનો ભોગ આપવો એટલે માણસાઈ. હવે હું જાઉં છું. તમે તદ્દન

શાન્ત રહો.'

નાજાની આંખમાંથી આંસુ પડ્યાં : 'હવે તમે ક્યારે મળશો ? દાદા બાપુ ! આ સહન નથી થાતું. મારા એક હજાર રબારીની એક હજાર ડાંગ આ બધી ગરબડ મટાડવાને બસ છે !'

'અને મને તારા બોલ ઉપર વિશ્વાસ નથી એમ તું ધારે છે ? એ બધું બળ છિન્નભિન્ન જુદે જુદે વખતે વેરાઈ જાય તેના કરતાં એકત્ર કરવામાં ખૂબી છે. એનો ઘા અંતે વધારે ભયંકર નિવડે.'

'ઠીક બાપુ !' નાજો એટલું જ બોલ્યો, ને તરતજ એની નિશાની થતાં હજારો રબારી જુદે જુદે માર્ગે રવાના થઈ ગયા.

પૃથ્વીશ આગળ ચાલ્યો. બધા ખેડૂતો ત્યાં કરસનની રાહ જોતા હતા અને એજ વખત સૌની દૃષ્ટિ છેટેથી દોડ્યા આવતા સવારો ઉપર પડી; પ્રતાપમલ્લ અને તેના સૈનિકો જોસભેર આવતા હતા. એમને આવતા જોઈ રબારીઓ પણ થંભી ગયા, ને ઘડીભર ત્યાં હજારો માણસોની મેદની વચ્ચે પૃથ્વીશ ચિંતાતુર દિલે ઊભો રહ્યો.

પ્રતાપમલ્લને સરદારસિંહે સમાચાર મોકલ્યા હતા કે લોકો ઉશ્કેરાયલા છે તેથી એમની લાગણી સામે ભયાનક સૈનિકોનું ભય-ભર્યું સ્વરૂપ નહિ દર્શાવાય તો–કદાચ તેઓ વધારે ને વધારે જોસમાં આવતા જશે. એ ઉપરથી પ્રતાપ પોતાના સૈનિકો સાથે આવવા નીકળ્યો હતો. પાસે આવતાં જ તેણે પૃથ્વીશને મોટા સમૂહની વચ્ચે ઉભેલો જોયો. તે ઘોડા ઉપરથી નીચે ઊતરી આગળ વધ્યો ને લોકોએ તેને માર્ગ કરી આપ્યો. પૃથ્વીશે તેને શાંત રીતે માન આપ્યું ને પ્રતાપે તરત જ લોકો સામે ફરી, સૌને વિખેરાઈ જવા કહ્યું.

લોકો હજી ગયા નહિ. પૃથ્વીશનો છેલ્લાં શબ્દ સાંભળ્યા વિના તેઓ જવાને ખુશી ન હતા.

પ્રતાપમલ્લનો સ્વર સંભળાયો :

'ભાઈઓ! આ લીલાપુરની જમીન હવેથી મહારાજા ચામરાજેન્દ્રે પોતાના હાથમાં લીધી છે. તમારા સર્વ હક્કોનું રક્ષણ બરાબર થશે. પણ સાથે સાથે જ રાજ્યના યોગ્ય હક્કમાં તમે આડે આવશો ત્યારે તમારી સાથે યોગ્ય અધિકારથી કામ લેવામાં આવશે. તમે અમને માન આપો ને અમે તમને પાળીએ. રાજાપ્રજાનો આ પરાપૂર્વનો સંબંધ સંભાળી, તમે હવે શાંત રીતે પોતપોતાના કાર્યમાં લાગો.'

લોકો વિખરાવા લાગ્યા: તે પૃથ્વીશ તરફ ફર્યો; 'હવેથી આ જમીન ઉપરની તમારી માલિકીનો અંત આવે છે!'

'એની શરૂઆત પણ એવી જ અચાનક હતી,' પૃથ્વીશે કહ્યું. ને તરતજ ત્યાંથી દૂર ખસી ગયો. લોકો તેની પાછળ વીંટાવા લાગ્યા: પૃથ્વીશે તેમને વાર્યા.

'ભાઈઓ! તમે મને જેટલા પ્યારા છો, તેટલી જ આ જમીન પ્યારી છે. એક સિદ્ધાંતની ખાતર હું એ સર્વ છોડી તમારી વચ્ચેથી ચાલ્યો જાઉં છું, પરંતુ એ યાદ રાખજો કે પૃથ્વીશ જમીનદાર તમારા માટે જમીનદાર હતો ત્યારે જેટલી સંભાળ રાખતો, તેટલીજ સંભાળ જમીનદાર મટયા પછી પણ રાખશે. મારું જીવન તમારી સંભાળમાં પૂરું થાય તો બસ.'

પૃથ્વીશે નાજા અને કરસન સામે જોયું. એની દૃષ્ટિના છેલ્લા શબ્દો બન્ને સમજી ગયા, ને લોકોએ તરત ત્યાંથી વિખરાઈ જઈ મેદાન સાફ કર્યું. હવે માત્ર પૃથ્વીશ ને પ્રતાપમલ્લ રહ્યા. પ્રતાપમલ્લે સત્તાના ગર્વથી પૃથ્વીશને કહ્યું:

'તમે હવે લીલાપુરના જમીનદાર મટી, રૈયત બન્યા છો. એ તમારો નવો અધિકાર, તમે હમેશના સ્વભાવને લીધે ભૂલી ન જાઓ, એ ખાસ યાદ રાખજો.'

પૃથ્વીશે શાંત જવાબ આપ્યો: 'હું તમારી રૈયત જ હતો અને રૈયત છું. માત્ર તમારે મનથી તમે મારા રાજા હમણાં બન્યા. મેં

તમને વર્ષો પહેલાંથી જ રાજા માન્યા છે.'

સરદાર પોતાના સૈનિકો સાથે આવી પહોંચ્યો હતો. લીલાપુરની જમીનદારીને પટ્ટન મહાલનો વિભાગ બનાવી, ત્યાં એક નવા અધિકારીની નિમણૂક ચામરાજેન્દ્રે કરી હતી. પ્રતાપમલ્લ અને સરદારસિંહ ત્યાર પછી તરત જ રવાના થઈ ગયા ને તેમના ગયા પછી પૃથ્વીશ તરત જ પોતાની વાડીમાં ગયો. જમીનદાર થયા પહેલાંની—એની આ વાડી પર, હજી રાજની દૃષ્ટિ ગઈ ન હતી, ને તેથી ત્યાં સહીસલામતી હતી.

પ્રતાપમલ્લ દક્ષિણ પ્રાંતમાં માલદેવ પાછળ ચાલ્યો, ને પૃથ્વીશ પોતાની જમીનદારી મૂકી, સાધારણ માણસની માફક પોતાની વાડીમાં જઈ રહ્યો. લીલાપુરનું વાતાવરણ તદ્દન શાંત હતું. સૌ પોતપોતાની જગ્યા સંભાળતા બેઠા હતા. પરંતુ આ શાંતિ નીચે ભયંકર તોફાન એકઠું થાય છે, એ માત્ર પૃથ્વીશ જાણતો હતો. પટ્ટનમાં પુષ્કર બ્રહ્મચારી હજી ભદ્રેશ્વરમાં પોતાની શાંત કથા જ કર્યા કરતો હતો. પૃથ્વીશ શાંત રીતે વાડીમાં રહી માલદેવના સમાચાર મેળવતો હતો. પરંતુ આ વખતે માલદેવની ગુફામાં એક વ્યક્તિના હૃદયમાં જબ્બર તોફાન જન્મ્યું હતું અને તે ઈંદિરા. ઈંદિરાને પ્રતાપમલ્લ ઉપર સ્નેહ હતો. એનું હૃદય પ્રતાપને મળવા અધીરું બન્યું હતું. ગુફામાં શાંતિ હતી, પણ એના હૃદયમાં તોફાન હતું. એક સમય સુધીર, ગુલાબ અને ઈંદિરા બેઠાં હતાં. ત્રણેના હૃદય વ્યગ્ર હતાં. તેમને બહારની ખુલ્લી હવાનો મોહ હતો. પોતાની ઉપર શા માટે ભય ભમે છે એ વાત તેમના ધ્યાન બહાર ન હતી. છતાં સુધીર પોતાની ધૂનમાં ઘેલો બન્યો હતો. ગુલાબને અનંતનું સ્મશાન પ્યારું બન્યું હતું. અને ઈંદિરા સ્નેહના ઘેનમાં હતી. બહાર ઘૂમવાનો હેતુ ત્રણેનો હતો. ને તે વિષે એકબીજા એકબીજાથી અવિશ્વાસમાં હતાં, ત્યાં સુધી કોઈ કાંઈ બોલ્યું નહિ, પરંતુ પરિચયથી અવિશ્વાસ તૂટી ગયો; ને સુધીરે પોતાના માયાભરેલા સ્વભાવથી

સૌનાં હૃદય ખૂલ્લાં કર્યાં. એકવખત આ ત્રિપુટી પોતાની ધૂનમાં બેઠી હતી, ત્યાં પ્રતાપમલ્લની વાત નીકળતાં ઇંદિરાને આંખમાં આંસુ આવ્યાં. ગુલાબે તે જોયાં: તે ધીમેથી બોલી: 'બહેન! શાંત રહો. સૌ સારાં વાનાં થશે.'

ઇંદિરાનો ચહેરો વધારે વ્યગ્ર બન્યો: 'શાંતિ ક્યાં સુધી? મારું હૃદય એની સાથે જોડાઈ ગયું છે, ને હૃદય જોડાયા પછી એક સ્નેહીને વિયોગ દુસહ્ય છે'

સુધીર આ સાંભળતો હતો તે બોલ્યો: 'એક ઉપાય છે!'

ગુલાબ અને ઇંદિરા આશ્ચર્યથી તેની તરફ જોઈ રહ્યાં. સુધીરે જવાબ વાળ્યો: 'અંહીથી ચાલ્યા જવાનો એક ગુપ્ત માર્ગ છે. પરંતુ તે માર્ગ ઘણે દૂર લગભગ દક્ષિણ પ્રાંતમાં નીકળે છે. પ્રતાપમલ્લ હાલ દક્ષિણમાં છે.'

ઈંદિરા અધીરી બની ગઈ. તેની આભારભરી નમ્ર આંખ સુધીર તરફ ફરી: 'ત્યારે આટલું મારું કાર્ય તું ન કરે? મને ત્યાં લઈ જા.'

સુધીર વિચારમાં પડ્યો. 'અને—' ગુલાબે શરૂ કર્યું–'હું પણ તારી સાથે જ આવું. મારે અનંતની દાહભૂમિ પાસે રહેવું છે, અહીંયાં નહિ'

સુધીરે તેને આશ્વાસન આપ્યું: 'ગુલાબ! તમે સૌ થોડા વખતમાં જ બહાર જવાનાં છો. અત્યારે વહેલાં તો માત્ર મારે બહાર જવાની જરૂર છે,'

ઇંદિરાએ હસતાં હસતાં પૂછ્યું: 'શું કોઈએ ભૂરકી નાખી છે?'

સુધીરે જવાબ આપ્યો: 'ના એમ તો નહિ, પણ હું રાજનો ખૂની છું!'

'હેં? શું તું ખૂની? કોનો?'

'ચામરાજેન્દ્રનો'

ઈંદિરા હસી પડી: 'સુધીર! તું ગાંડો દેખાય છે હો!

ચામરાજેન્દ્ર હજી જીવે છે ને તું ખૂની?'

સુધીરે દઢતા જવાબ આપ્યોઃ 'તેનું ખૂન મારા હાથે જ થવાનું છે.'

ઇંદિરાએ પોતાની આંખ ઉપર બે હાથ મૂકી દીધા. સૌ તે વખતે જુદાં પડયાં, પણ તે રાત્રિએ જ્યારે બધું શાંત હતું, ત્યારે સુધીર, ગુલાબ ને ઇંદિરા પોતપોતાના જુદા જુદા હેતુ પાર પાડવા માટે બહાર નીકળી પડયાં.

સુધીરનું અનુમાન સાચું હતું. રસ્તો ઘણો વિકટ અને ભયાનક હતો, છતાં સુધીરે હિમ્મતથી આગળ પડી ઇંદિરા ને ગુલાબને સહી-સલામત ત્રીજે દિવસે ગુફા બહાર કાઢયાં. આંહીં દક્ષિણ પ્રાંત અને પાંચાલ વિભાગની હદ મળતી. ત્યાં ઇરાવતી નદી પોતાની ઊંચી ભેખડો વચ્ચે શીતળ જળનો વિપુલ પ્રવાહ વહેવરાવતી, આગળ વધી, આખા દક્ષિણ પ્રાંતને રમ્ય બનાવતી હતી. આ નદીના કાંઠા ઉપરથી સુધીર જુદો પડચો. ઇંદિરાને હવે લાગ્યું કે પોતે સાહસ કર્યું હતું, પણ ગુલાબ સાથે તે એક પાસેના નાનકડા ગામડામાં ચાલી ગઈ: ને ત્યાં રબારીના વેષથી પોતાનું નામ છુપાવી થોડો વખત રહ્યાં. પ્રતાપમલ્લ હજી દક્ષિણના બીજા વિભાગમાં હતો, ને તેથી તે આવે ત્યાં સુધી બન્ને ત્યાં જ રહ્યાં: સુધીર વિષે ત્યાર પછી તેમણે કાંઈ સાંભળ્યું નહિ. પણ તે લલિતપટ્ટન તરફ ગયો છે, એટલા જ સમાચાર મળ્યા.

## ૨૪. કામિનીનો અભ્યાસક્રમ

**કામિનીકુમારને** ફૂટસ્થે દક્ષિણ પ્રાંતના એક એકાન્ત પ્રદેશમાં રાખ્યો હતો. ભદ્રેશ્વરની ટેકરીઓ કરતાં આ સ્થળ ઓછું પરિચિત હતું અને વધારે એકાંતમાં હતું. આંહીં ઈરાવની નદીનું ચોખ્ખું ઠંડુ પાણી બારે માસ વહ્યા કરતું. ત્યાં આસપાસ દૂર સુધી ઝાડની ઘટા જામી ગઈ હતી. એક ટેકરી ઉપર કામિનીની પર્ણકુટી હતી અને ત્યાંથી દૂર સુધી નજર પહોંચતી. જ્યાં જુઓ ત્યાં હરિયાળાં નીલાંછમ ખેતરોમાં સ્વચ્છંદી મૃગો ચરી રહ્યાં હતાં, પક્ષીઓ કલરવ કરી રહ્યાં હતાં; ઝરા અને ઝરણાં રમતાં હતાં. અહીંયાં પટ્ટનની ધમાલ ન હતી, પટ્ટનનો વૈભવ ન હતો, તો પટ્ટનનું વેશ્યાભવન પણ ન હતું: પટ્ટનની સમૃદ્ધિ ન હતી, તો પટ્ટનની આભાસ પ્રગતિ પણ ન હતી. આરામ અને આનંદ; શાંતિ અને સ્વાધીનતા; સ્થિરતા અને વિકાસ. ઉપર આસ્માની રંગનું નિર્મળ આકાશ ખીલી રહ્યું હતું; નીચે આસ્માની રંગનાં ઘેરાં જળ થંભી ગયાં હતાં. ઈરાવતીના કિનારા પર હજારો બતકો આમથી તેમ નાની હોડીની જેમ હલેસાં મારી રહી હતી. જળકૂકડી અને તેનાં બચ્ચાં ડૂબકી દા રમી રહ્યાં હતાં; મયૂરો ઢેલ સાથે નૃત્ય કરી રહ્યા હતા; ગુલ્મોના ઢગલા પર ભ્રમર પોતાનો એક જ મધુર સ્વર કરી નાચતા હતા. જ્યાં જુઓ ત્યાં કુદરત, પોતાના પુષ્કળ સૌંદર્યથી, વિલાસથી અને ઘેલછામાં, વિશાળતા અને વૈભવમાં, મોહક ભાવમાં અને અનુપમ શાંતિમાં, નાચી રહી હતી ! ઝરા પાસે એકાગ્ર ચિત્તથી બેસનાર મધુર સંગીત

સાંભળે; પણ આકાશ સામે જોઈ રહેનાર અનંતતામાં ઊતરી જાય! ગમે ત્યાં દૃષ્ટિ કરો દૃષ્ટિ પાછી જ ન ફરે, એટલી મોહિની સ્થળે સ્થળમાં હતી. આવું અનુપમ રમ્ય સ્થાન ત્યાં ઈરાવતીના કિનારા ઉપર હતું. ત્યાંથી થોડે દૂર એક ઊંચી ટેકરી હતી. એ ટેકરી ઉપર એક પર્ણકૂટીમાં કામિની રહેતો હતો. અને વારંવાર સાંજરે ત્યાં બેસી ખુલ્લા આકાશની ભાષા શીખવા પ્રયત્ન કરતો! એ હવે આકાશની ભાષા સમજતો હતો. કુદરતનું સૌન્દર્ય જોઈ શકતો હતો.

ફૂટસ્થે એને માનસિક યોગનો અભ્યાસક્રમ દર્શાવ્યો હતો. તે એક પછી એક હૃદયની કળાં વિકસાવતો હતો. અત્યારે એનું જીવન નિર્વિકારી અને શાંત હતું. ચારે તરફ શાંતિનો સમુદ્ર છલકાઈ ગયો હતો. કુદરતના અનંત સ્વરૂપમાં એ એક જ દૃશ્ય જોઈ રહ્યો હતો. ભ્રમર ફૂલ ઉપર ગુંજારવ કરે ત્યાં પણ વિલાસને બદલે વિરાગ અનુભવી રહ્યો હતો. એકાંત સ્થળથી એની સર્વ ચિત્તવૃત્તિ એનામાં લય પામતી હતી. અને ફૂટસ્થનો શિષ્ય એક પછી એક પગથિયાં વટાવી આગળ વધતો હતો.

કામિની માત્ર દૂધ પીતો હતો. ક્યારેક પુષ્પ અને ફલાહાર ઉપર રહેતો. અને પાસેના ગામડા રતનપુરના રબારી, પડોશમાં આવો યોગી રહે છે એ ગર્વમાં, ક્યારેક પોતાના વારા પ્રમાણે, સવારે કામિનીની પર્ણકૂટીમાં દૂધ પહોંચાડતા. કામિની તે વખતે જંગલમાં હોય, અભ્યાસમાં હોય કે વખતે ઈરાવતીના કિનારા ઉપર સંગીત સાંભળતો બેઠો હોય. ધીમે ધીમે એની અવસ્થા કુદરતમય થતી હતી. લોકોના સંસર્ગથી એ દૂર થતો જતો હતો. એની વિચારસમૃદ્ધિ શાંતિભરી હતી. એની ભાવના પવિત્ર બનતી હતી. એની લાગણીમાં શ્રદ્ધાનું જોમ આવતું હતું.

એક દિવસ, કામિની ઈરાવતીના કિનારા ઉપર સાંધ્ય કર્મ કરતો બેઠો હતો. એક પછી એક શબ્દો શાંત થતા જતા હતા અને કોઈ અનંતતાના ઊંડાણમાં પેસી કામિની કુદરત સાથે વાત

કરી રહ્યો હતો. એની ભીની અને રસભરી દૃષ્ટિ ઇરાવતીના જલ-ઉપર સ્થિર હતી. એટલામાં એણે પોતાની પાસે કૂટસ્થને ઉભેલ જોયો. કામિની ચરણમાં લોટી પડ્યો. કૂટસ્થ ત્યાં નીલા ઘાસની શય્યા ઉપર જ બેઠો. તે પોતાના પ્રિય શિષ્ય તરફ જોઈ રહ્યો. અત્યાર સુધી કામિની પોતાના દરેક પાઠમાં વિજય પામ્યો હતો. હવેનો અભ્યાસ વધારે કઠણ હતો. કામિની હજી સુધી પોતાના સ્વભાવને અનુકૂળ વાતાવરણમાં કામ કરી રહ્યો હતો. કુદરતમાં ઐશ્વર્ય ને દિવ્ય અંશ જોવાનો એનો સ્વભાવ હતો. એ શબ્દોના સંગીતમાં અનંતતાની નિશાની જોઈ રહ્યો હતો. આટલી પ્રગતિ એના સાહિત્ય અને લલિતકલારસિક સ્વભાવને અનુકૂળ હતી. પણ હવે એના જીવનમાં નવો ફેરફાર કરવાનો હતો. વાતાવરણને અનુકૂળ સ્વભાવ બનાવવાનો. અત્યાર સુધી એ કુદરત અને કલાનો અભ્યાસી હતો. હવે એને કલાનું ભાવાંતર માનસિક યોગમાં કરવાનું હતું. કલાને આત્માના વિભવમાં લય પમાડવાની હતી. કૂટસ્થ આજે કામિની સામે શાંત બેઠો.

'કામિની! હવે તારે ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ સુધી પર્ણ-કૂટીમાં એક જ અભ્યાસ ઉપર ચિત્તવૃત્તિ સ્થિર કરવાની છે. હજી તારી વૃત્તિમાં અનેક સ્વરૂપ–જો કે ઉત્તમ સ્વરૂપ–દેખાય છે, પરંતુ હવે તારા માનસિક વાતાવરણમાં માત્ર એક જ દૃશ્ય દેખાય ને બીજું બધુ ભૂલી જવાય, એવો જબ્બર સંયમ સાધવાનો છે. જેટલી તારી ચિત્તવૃત્તિ વધારે સ્થિર, તેટલું વધારે સ્પષ્ટ પ્રતિબિમ્બ. ઘેલા મુસાફર! તારી મુસાફરી હવે જ શરૂ થાય છે. ઇરાવતીના સ્થિર જલતરંગમાં તેં સૂર્યનું પ્રતિબિમ્બ જોયું છે? કેટલું સુંદર હોય છે?

'તારા શાંત તરંગમાં આત્માનો વિભવ વધારે રમ્ય લાગશે. તારે એ શાંત તરંગવૃત્તિ કેળવવાની છે. એને માટે પહેલા ત્રણ દિવસ તારે તદ્દન શાંતિના ગાળવાના છે. યાદ રાખજે, તારા પર તારો કાબુ એ વિજયનું છેલ્લું પગથિયું છે, અને તેથી એ ઘણું

મુશ્કેલ છે. આજે તારી સમક્ષ અનેક રમ્ય દૃશ્યો આવશે. તારે એ દૃશ્યો ઉપર ચિત્ત દોરવાનું નથી; તારી કલ્પના તને મૂંઝવશે; તારે એ કલ્પનાતીત પ્રદેશમાં જવું છે. આસ્માની ગોળ નયનોની વિદ્યુત્ કલા ચમકાવશે, તારે એ કલાના મૂળમાં જવાનું છે. હું જાઉં છું તારી ચિત્તવૃત્તિ સ્થિર થયે, તને કલ્પનાતીત પ્રદેશમાં રમવાની ટેવ પડે, તે પહેલાં તારે એક સહાય્યની જરૂર પડશેઃ તે સહાય્ય આ '–

આટલું બોલી કૂટસ્થે પોતાની પાસેની એક પથ્થરની સુંદર નાની ડબ્બી કાઢી. એમાંના રસની સુગંધથી, આસપાસનું વાતાવરણ મહેકી ઊઠયું. ને કેટલાંક રાત્રિનાં સૂનારાં ફૂલો પણ જાગી ઊઠયાં.

'તને કલ્પનાતીત પ્રદેશમાં જરૂરી મદદ દેવી પડે ત્યારે આ દિવ્ય વસ્તુનો ઉપયોગ છે. પરંતુ યાદ રાખજે, ચિત્તવૃત્તિ સ્થિર થયા પહેલાં આ દિવ્ય વસ્તુનો ઉપયોગ કરવાનો નથી. કારણ કે તો એ પોતે જ વિષ છે, ભ્રમ છે, મોહ છે. ચિત્તવૃત્તિ સ્થિર થયા પછી જ એ અમૃત છે. ત્યાર પછી જ તું કાંઈક દિવ્યત્વની ઝાંખી કરવાની અભિલાષા રાખજે. હું તને ફરી ચેતાવું છું. હવે તારે મન, બહારની દરેક વસ્તુ વધારે મૂલ્યવાન બનશે. કારણ કે તારે બહાર જવાનું નથી. પરંતુ તારા ઉપર તું કેટલો કાબૂ મેળવે છે, એ ઘટના ઉપર તારો વિજય લટકે છે! બસ, હવે જા, અને તારી પર્ણકૂટીમાં સ્થિર થઈ બેસ.'

કામિની એક પણ શબ્દ બોલ્યા વિના ઊઠયો. ને પોતાની પર્ણકૂટીમાં ગયો. આજે એની પહેલી રાત્રિ હતી. એણે પાછું વળી જોયું તો કૂટસ્થ ત્યાં હતો નહિ. પણ અદ્દભુત શક્તિ મેળવવાનો આ પ્રયાસ કેટલો વિકટ છે એનો પૂરો ખ્યાલ હજી એને ન હતો.

કામિનીએ પોતાનો અભ્યાસક્રમ શરૂ કર્યો. તે શાંત ચિત્તથી પોતાની પર્ણકૂટીમાં બેઠો. તેનું મન શાંત હતું.

રાત પસાર થઈ ગઈ. સવારમાં થોડીવાર તે બહાર આવ્યો.

ઘણે દૂર પૂર્વમાં સૂર્યનું પ્રતિબિંબ ચડતું આવતું હતું. છેટેથી રબારીની વાંસળીના સૂર બહુ જ ઝીણા સંભળાતા હોવાથી, ઘણા જ સુંદર લાગતા હતા. ટેકરી ઉપર કોઈ બાઈ દૂધનું પાત્ર લઈને શ્રમ લઈને ચડતી તે વખતે કામિનીની નજરે પડી.

ગુલાબ અને ઇંદિરા અહીંયાં રબારીના વેશમાં રબારી બની રહ્યાં હતાં. ઇંદિરાને આ વેષ બરાબર ભળી ગયો. ત્યાંના સામાન્ય જીવનવ્યવહારમાં પણ ભાગ લેવો શરૂ કર્યો હતો. એ કોઈક દુઃખનાં માર્યાં આવ્યાં છે એટલું જ લોક જાણતાં.

જાડા ધાબળામાં પોતાનું મનહર મુખ છુપાવી, ગુલાબ અપ્સરા જેવી ચાલતી આવતી હતી. તેનાં દૃઢ સ્નાયુ, ગોળમટોળ છાયવાળાં ચક્ષુઓ, અને તદ્દન નિર્દોષ હાસ્ય કરતું રમ્ય મોં. એના ચાલમાં મોહક માદકતા હતી. આ દૃશ્ય તરફ કામિની બે ઘડી જોઈ રહ્યો. ગુલાબ ઝપાટાબંધ ઉપર આવતી હતી, તે કામિનીને જોઈ જરાક સંકોચાણી. એણે પોતાનો જાડો ધાબળો જરાક સમાર્યો. પરંતુ એમ કરતાં સ્ત્રીને સહજ લાવણ્યની વિશેષ ખૂબી એ અટકાવી શકી નહિ. કામિની તો ગુલાબ તરફ જોઈ રહ્યો. એણે એને ખાસ ઓળખી નહિ. ગુલાબે, પાસે આવી બે હાથે નમન કર્યું ને પર્ણકુટીમાં દૂધનું પાત્ર મૂકીને પાછી ફરી. તે જ વખત, કોણ જાણે કેમ, માનસિક યોગનો અભ્યાસી, એક શબ્દ બોલ્યા વિના ન જ રહી શક્યો;

'તમે કોણ છો ? કેમ પાછાં ફર્યાં ?'

ગુલાબનો મધુર રૂપાની નિયમિત ઘંટડી જેવો સંગીતસ્વર સંભળાયો.

'મહારાજ ! એ તો હું, આંહી રતનપુરમાં રહું છું.'

'તમે આંહી નવાં લાગો છો !'

'અમે હમણાં જ રહેવા આવ્યા છીએ.'

'તમારું નામ ?'

'નાનુ !' ગુલાબે પોતાનુ નવું નામ આપ્યું. કામિની પોતે ન સમજી શકે એટલો નીચે ઊતરી ચૂકયો હતો. તેણે ફરી પૂછ્યું:

'તમે કયાં રહો છો ?'

ગુલાબે રબારીઓ પાસેથી મહારાજની કીર્તિ સાંભળી હતી. નીચે મોંએ ધીમેથી જવાબ આપ્યો:

'આ ઈરાવતીના જલધોધની પેલી બાજુ અમારો નેહ છે !'

કામિની વધુ કાંઈ બોલ્યો નહિ. તેણે પોતાની દૃષ્ટિ ખેંચી લીધી. કામિનીએ ઘડીભર ટેકરી પરથી ચારે તરફ દૃષ્ટિ ફેરવી. કુદરતના મનહર દૃશ્યથી એ કાંઈક ઠંડો થયો. ઈરાવતીના જલધોધ તરફ એ ગયો. ત્યાં નાહ્યો અને પાછો પોતાની પર્ણકૂટીમાં આવી નિરાંતે સ્થિર થઈ ને બેઠો.

કામિની સ્થિર બેઠો, પરંતુ એની સ્મૃતિમાં, ગુલાબનો મધુર ચહેરો, નિર્દોષ ભાવ, અને રમ્ય સ્વર આવ્યાં કરતાં હતાં ! એ શું ? અને એ જ વખતે એના હૃદયમાં બહારના જગતની સુંદરતા વધારે ને વધારે ઠરવા લાગી હતી. ફૂટસ્થ તેના તરફ ડપકા ભરી આંખે જોઈ રહેતો હોય તેમ તેને લાગ્યું. પણ સાયંકાળ સુધી પોતાની પર્ણકૂટીમાં શાંત રહી એણે માનસિક યોગનું પ્રકરણ બરાબર સિદ્ધ કરવાનો યત્ન કર્યો.

સાંજ પડી. આકાશમાં અનંત તારા ડોકિયાં કાઢી અનેક ભાષા બોલી રહ્યા. નીરવ શાંતિથી જગત છવાવા લાગ્યું. કામિની પર્ણકૂટી બહાર આવ્યો. એ હવે શાંત બનતો જતો હતો. ભવ્ય બનતા આકાશ તરફ તેની દૃષ્ટિ ફરતી હતી. મંદ અને સુગંધી પવન આવતો હતો. કામિનીના હૃદયમાં એ વખતે એક નવી કલ્પના ઊઠી. જે રસથી કલ્પનાની ભૂમિમાં ઊડવાનું છે, તે રસનુ પાન તરત જ કર્યું હોય તો !

મનુષ્યનો શત્રુ મનુષ્ય પોતે જ છે. કામિની હવે જ્યારે પર્ણ-કૂટીમાં ગયો ત્યારે આ વિચિત્ર આશ્ચર્ય નીરખવાની આતુરતાથી જ

એનું હૃદય ભર્યું હતું.

એણે ઘડી ભર તો મન સ્થિર કર્યું. પરંતુ સ્થિર કરેલું મન બમણા વેગથી તેના તરફ ધસ્યું. જ્યાં સુધી મનમાંથી આશાનો છેલ્લો અંકુર નાશ પામે, ત્યાં સુધી મન પોતેજ ફલદ્રુપ જમીન જેવું છે. એ મન અનેક ઘાટ ઘડી શકે. કામિનીએ અંતે વિચાર કર્યો કે ગુરુદેવે મને આ ડાબલી આપી મારી ચિત્તવૃત્તિ વધારે અસ્થિર કરી છે. એ ડાબલીનો એક વખત સ્વાદ લીધા પછી તેના પરથી મન ઊડી જશે. ચિત્ત સ્થિર કરતાં હમેશાં પ્રથમ વસ્તુમાંથી સ્વાદ નાશ પામવો જોઈએ. કામિની પોતાના આસન ઉપરથી ઊઠયો ને ગુરુદેવે આપેલી ડબ્બીને વધારે આશ્ચર્યથી જોવા લાગ્યો, સુંઘવા લાગ્યો. સ્વાદ લેવા લાગ્યો. એમાંથી વહી રહેલી મત્ત સુગંધના પ્રવાહે, જાણે આસપાસની તમામ વનસ્પતિ સૃષ્ટિને મોહક નૃત્ય કરતી બનાવી દીધી હતી. ફૂલની પાંદડીઓ વિકસિત થતી હતી. કળીઓ જાણે પોતાનું સ્મિત નિરખી રહી હતી. પાંદડીઓને ફૂલરૂપ થઈ જવાનું સ્વપ્ન આવતું હતું.

આ રસના પાનમાં કામિની લુબ્ધ બન્યો. જ્યારે રસ પૂરો થયો ત્યારે તેના મગજ ઉપર ભાર લાગ્યો. તેને લાગ્યું કે એક સારી નિદ્રાની જરૂર છે. તે તરત સૂતો ને સવારે ઊઠયો :ત્યારે સૂર્યનાં રમતાં કિરણો એક તરફની જાળીમાંથી પર્ણકૂટીનો અંધકાર ભેદી રહ્યાં હતાં.

કામિની બહાર આવ્યો. ત્યાં સામેથી ગુલાબ ફરીને માયા ફેલાવતી જાણે આવતી હતી. કામિનીને પોતાનો અભ્યાસક્રમ વિસારે પડયો હતો. રસના પાન પછી એની બુદ્ધિ ઉપર એક જાતનો મોહનો પડદો આવ્યો હતો

ગુલાબ આવી. તેજની સુંદર મૂર્તિ જેવી! કામિની જોઈ રહ્યો; ગોળ આસ્માની છાંયવાળી આંખ જોઈ રહ્યો. તે ધીમેથી બોલ્યો, અત્યારે એના બોલવામાં મોહની સ્પષ્ટ છાયા હતી:

'આજ તો કાંઈ મોડાં આવ્યા છો ?'

'હા મહારાજ ! આજે જરા મોડું છે.' ગુલાબે જરાક સ્મિત કરીને ઉત્તર આપ્યો.

કામિનીએ ગુલાબ તરફ જોયું. ગુલાબે તેના તરફ જોયું. બોલ્યા વિના સમજી શકાય એવા અનેક મૂંગા શબ્દો નિકળવા મંડયા. ગુલાબ ધ્રૂજી ઊઠી. તેની પવિત્રતાની મર્યાદામાં કલંક આવતું લાગ્યું.

'નાનુ !'—કામિની બોલ્યો: 'નાનુ ! આ વેષ સારો નથી લાગતો હો !'

ગુલાબના ચહેરા પર ફિક્કાશ આવી. પણ મહારાજનું પાણી માપવાનો નિશ્ચય કર્યો.

'ભગવો વેષ તો બાપુ ! આપ પહેરાવો ત્યારે શોભે !'

કામિની જરાક મલકાયો :

'હા હા, નાનુ ! આવ, મારો ભગવો અંચળો તને વધારે શોભશે !'

ગુલાબ કાંઈ બોલી નહિ, જરાક સ્મિત કરીને ચાલી ગઈ. થઈ રહ્યું. હવે કામિનીની વિવેકશક્તિ ગુમ થઈ હતી. તે તરત જ ગુલાબની પાછળ ચાલ્યો. ગુલાબે તે જોયું. તે કાંઇ બોલી નહિ. ઈરાવતીના કિનારા પર બન્ને ભેગાં થઈ ગયાં: કામિની બોલ્યો:

'નાનુ, કયાં ચાલ્યાં ? હું તમારી સાથે આવું છું ને ?'

'કેમ મહારાજ, આજ કાંઈ આ બાજુ કામ છે ?'

'બસ હવે તારી પર્ણકૂટી જોવી છે.'

'સારું મહારાજ ! પધારો,'

'ગુલાબ ધર્મસંકટમાં આવી, પણ તે ચતુર હતી. તેણે ધીમેથી કહ્યું: 'મહારાજ ! એટલા પરિચયમાં કાંઈ મન માને ? હજી હું અહીંજ છું ને તમારે ત્યાં હંમેશ આવીશ. હમણાં પાછા વળો. જુઓ આ અમારી ઝૂંપડી !'

સામે મેદાનમાં ગુલાબનું ઝૂંપડું હતું. ફળીમાં ઇંદિરા ખાટલા

ઉપર બેસી કોઈ રબારી સાથે વાત કરતી હતી. કામિની આજે ત્યાંથી પાછો વળ્યો પણ તેનું હૃદય ભારે વ્યથાથી મૂંઝાતું હતું: ઘડીઘડીમાં એની સમક્ષ ગુલાબનો ચહેરો આવીને ઉભતો હતો. દરેક પળે ગુલાબ આવશે એવી મિથ્યા આશા થતી હતી: દરેક નિરાશાથી એ વધારે ને વધારે વ્યગ્ર બનતો હતો. તે ત્યાં ઘણીવાર ભટક્યા પછી મોડેથી પર્ણકૂટીમાં પાછો વળ્યો. ગુલાબ પાછી આવી ત્યારે ઈંદિરા હજી રબારી સાથે વાત કરતી હતી :

'અને તો માલદેવ આ બાજુ આવશે એમ ? ચોક્કસ છે ?' ઈંદિરા પૂછતી હતી.

'આવેલ જ છે. દક્ષિણપ્રાંતમાં મહારાજ કુમાર પ્રતાપમલ્લ દેવે એક ઝપાટો માર્યો. એથી આ ઈરાવતી સિવાય બીજું કોઈ તેને હવે સંઘરે તેમ નથી.' રબારી બોલ્યો.

'ત્યારે પ્રતાપમલ્લ હાલ ક્યાં છે ?' ઈંદિરાએ પૂછ્યું.

'આંહીથી ગાઉ ઉપર જ તેનો મુકામ પડેલ છે.' રબારીએ કહ્યું. રબારી ત્યાર પછી ચાલતો થયો. ઈંદિરા વિચાર કરતી થોડીવાર બેઠી રહી. ગુલાબ પણ આજે ચિંતામાં હતી. તેનું મન કામિનીના બનાવથી વ્યગ્ર બન્યું હતું,

'શું વિચારમાં છે ?' ઈંદિરાએ એને પૂછ્યું.

'એક વખત પટ્ટન પાછું જાવું છે.' ગુલાબે જવાબ આપ્યો.

'અરે ઘેલી ! તારું મન જ સ્થિર નથી કે શું ? પટ્ટન જઈને હવે શું કરવું છે ?'

'કેમ શું ? એક વખત અનંતની સ્મશાનભૂમિમાં ગયા વિના મને આરામ નહિ મળે:' ગુલાબ એટલું જ બોલી શકી. અને તેના ચહેરા પર ગ્લાનિ ફેલાઈ ગઈ.

'ગાંડી ! આમ શોક કરવાથી ફલ શું ? જો આંહીં મજા છે. આ રબારીઓ આપણું માન જાળવે છે, પાસે યોગી જેવો યોગી રહે છે !'

ગુલાબ મનમાં યોગીના ગુણુ સમજતી હતી. તે મોટેથી કાંઈ બોલી નહિ. માત્ર એટલું કીધું કે 'તમે પ્રતાપમલ્લને મળવા જાઓ તે દરમ્યાન હું ગુપચુપ પટ્ટન જવાની છું, અને તેમ કરવા માટે કાલે સવારે જ સાધ્વીના વેશમાં ઉપડવું છે.'

ઈંદિરાએ એ વખતે બહુ આનાકાની ન કરી. ને બીજે દિવસે સવારે વહેલાં ગુલાબ સાધ્વીના વેષમાં પટ્ટન જવા ઉપડી પણુ ગઈ હતી. કામિનીએ સવારમાં તેની ખૂબ રાહ જોઈ, ટેકરી પરથી દૃષ્ટિ ફેંકી તે નીચે ઊતર્યો, ને ગુલાબને આવવાના રસ્તામાં ફર્યો પણુ ગુલાબનો પત્તો કયાંય ફરતો ન લાગ્યો. તે ધીમે ધીમે તેના નેહ તરફ જવા ઉપડ્યો ને ગઈ કાલે ગયો હતો ત્યાં સુધી પહોંચ્યો પણુ ઝૂંપડી તદ્દન ખાલી હતી. તે હિમ્મત કરી ઝૂંપડી સુધી પહોંચ્યોઃ બારણું હડસેલ્યું, માત્ર બેચાર કપડાં સિવાય ઝૂંપડીમાં બીજું કાંઈ હતું નહિ. ગુલાબના ગયા પછી ઈંદિરા પણુ પ્રતાપમલ્લને મળવા માટે ઝૂંપડી છોડી ગઈ હતી.

કામિની હતાશ હૃદયે ગુપ્તરીતે પાછો ફર્યો. તેની સ્મૃતિમાં ગુલાબની મૂર્તિ વધારે ને વધારે ઠસતી ગઈ. હવે જેમ જેમ ગુલાબને ભૂલવાનો એ પ્રયત્ન કરતો હતો, તેમ તેમ એનું મુખારવિંદ વધારે ને વધારે સ્પષ્ટ નજર સમક્ષ તરતું હતું. કામિની આજે હવે ગુલાબ પાછળ ઘેલો હતો. તે એની શોધમાં પટ્ટન તરફ રવાના થયો.

તે વેગથી સાધુના વેષમાં પટ્ટન તરફ ચાલવા લાગ્યો. સાંજ પડવા આવી ત્યાં સુધી એ ચાલ્યો. સાંજરે એક નદીના કિનારા પર તે ચાલ્યો જતો હતો, ને સામે જ ધર્મશાળા હતી. પરંતુ સામેનું દૃશ્ય જોઈ એ હતો ત્યાં સ્થિર થઈ ગયો. એનામાં પાછળ જવાની કે આગળ વધવાની તાકાત ન હતી. કૂટસ્થ તેની સામે જ ઊભો હતો. તેણે માયા ભરેલી રીતે કહ્યું. 'કામિની! આંહી આવ., કામિની આગળ વધ્યો નહિ. સ્વર ફરી આવ્યોઃ 'કામિની આંહી આવ!' કામિની ત્યાં આગળ ગયો. કૂટસ્થે તેના ખોપર

હાથ ફેરવ્યો; તેની સામે જોયું: એક તીવ્ર ભેદી દૃષ્ટિથી એને વિંધ્યો. કામિની ફિક્કો પડી ગયો.

'કામિની! તને હું એક છેલ્લો શબ્દ કહેવા આવ્યો છું. તું ગુપ્ત વેષમાં તારે ગામડે હવે પહોંચી જા. પ્રગટ થવાથી તને હાનિ છે. તું નાનુની પાછળ પટ્ટન જાય છે, તે નાનુ ગુલાબ છે. તું હવે આંહીથી પરબારો તારે ગામડે જા! અને એ લાગણીપ્રધાન મનુષ્ય! તું ઉત્તમ સાહિત્યકાર ને અધમ ગોગી છે. તારો વિકાસપંથ હજી ઘણો લાંબો છે! તું લાગણીને વિકાસક્રમ તરફ દોરી જા. હવે તું પટ્ટન તરફ ન જતો. ગુલાબ તો તારી બ્હેન જ ગણાય, ઘેલા માણસ! હજી તું ઉત્તમ મનુષ્ય છો ને તેવી રીતે તારો ઉપયોગ છે. જા.'

કામિની બોલ્યા વિના ચાલતો થયો. ને તરત જ કૂટસ્થ ત્યાંથી ઈરાવતીના કિનારા તરફ જવા રવાના થયો.

## ૨૫. પવિત્રતાની મર્યાદા

**કામિનીને** પોતે ચેતવણી આપી હતી. છતાં કાંઈક અદ્દભુત કરી નાખવાના લોભમાં એ હતો ત્યાંથી પણ પડચો હતો. એને રવાના કર્યા પછી કૂટસ્થ ઇરાવતીના પ્રદેશમાં આવી પહોંચ્યો. ત્યાં લોકોમાં ને રબારીઓમાં માલદેવના સમાચારથી ખળભળાટ જામી રહ્યો હતો.

ગુલાબના ગયા પછી ઇંદિરા પ્રતાપમલ્લની શોધમાં નીકળી હતી. રહેવાનું તો પોતાના નેહમાં જ રાખી, પ્રતાપમલ્લના મુકામની આસપાસ એ ફરવા લાગી. દક્ષિણપ્રાંતમાં માલદેવની રાડ હતી, પણ પ્રતાપમલ્લ આવેલ છે એ સાંભળીને લોકો નિર્ભય બની ગયા હતા. લોકોમાં અત્યારે પ્રતાપમલ્લના નામનો યશધ્વનિ જામી રહ્યો હતો. માલદેવનાં માણસો ગુફાઓમાં ભરાઈ બેઠાં હતાં. આસપાસ ઘાટું જંગલ હતું. ગાઉના ગાઉ સુધી રસ્તો તો એવો વિકટ હતો કે કોઈ સૈનિક ત્યાં જવાની હિમ્મત પણ કરે તેમ ન હતું. આવા વિકરાળ પ્રદેશમાં માલદેવ પોતાનો મુકામ નાખી પડચો હતો. પ્રતાપ-મલ્લ એને હંફાવવા ચારે તરફ બંદોબસ્ત કરી રહ્યો હતો.

માલદેવે પોતાનાં માણસોને એવાં સુવ્યવસ્થિત ગોઠવ્યાં હતાં, કે પ્રતાપમલ્લનો કોઈ સૈનિક ત્યાં ફરકી શકે તેમ ન હતું. ઇરાવતીના જળધોધની પેલી પાર થોડે સુધી પાણીનું સરોવર ભર્યું હતું. ત્યાં આગળ વિશાળ વૃક્ષોની ઘાટી ઘટા જામી હતી, ને ગુફાઓ ને પર્વતની બોમાં માણસો સમાઈ જાય તેમ હતું. પ્રતાપમલ્લ આ

પ્રદેશને ચારે તરફથી વીંટી રહ્યો. તેણે સખ્ત જાપ્તો રાખવા માંડ્યો. ત્યાં રબારીમાં પણ પોતાના વિશ્વાસુ માણસો મારફત માલદેવને કાંઈ મદદ ન મળે તેવો બંદોબસ્ત કર્યો. માલદેવ અને પ્રતાપમલ્લની ખરી હરીફાઈ હવે શરૂ થઈ. માલદેવે એક દિવસે ખુદ પ્રતાપમલ્લના જ તંબુમાંથી સામગ્રી ઉપાડી લીધી. બીજે દિવસે સરદારસિંહે માલદેવને પકડવાનું બીડું ઝડપ્યું. માલદેવને આ ખબર પડતાં, તે ઈરાવની ઊતરી, સરદારસિંહની પાછળ જ આવી ગયો. આસપાસ ગામડામાં ભયાનક પોકાર થઈ રહ્યો હતો. સાંજ પછી પોતાના ઘરની બહાર કોઈ નીકળતું નહિ. માલદેવ વિષે અનેક સાચીખોટી, અતિશયોક્તિભરી વાતો ચાલ્યા કરતી હતી. માલદેવને સૌ ખરો શૂરવીર માનતા હતા. બ્રાહ્મણ, સ્ત્રી અને સાધુઓને જુએ કે તરતજ માલદેવનાં હથિયાર મ્યાન થતાં કહેવાતાં. સરદારસિંહનો પોતાનો જનાનો ઈરાવતીથી પટ્ટન જતાં, માલદેવના હાથમાં આવ્યો. માલદેવે સરદારસિંહની સ્ત્રીને પોતાની બહેન ગણી, એક સુંદર મોતીનો હાર બક્ષિસ આપ્યો અને કહેવરાવી મોકલ્યું કે : 'સરદારસિંહને કહેજો કે ઈરાવતીનો સિંહ હાથ આવનાર નથી ! અમે મૃત્યુ સાથે લઈ નીકળ્યા છીએ. તમારું હૃદય મૃત્યુથી ધ્રુજે છે.'

માલદેવની પર્વતની ગુફાઓ પાસે સરદારસિંહ આવી પહોંચ્યો હતો. સામે ઈરાવની, મોટા જોસથી, ઘણી ઊંચી ભેખડો વચ્ચે વહેતી હતી. આ બાજુ વાંસનાં ઘાટાં જંગલમાંથી વાવના અવાજ આવતા હતા, અને અનેક ઝરણાંથી આખો પ્રદેશ છવાઈ ગયો હતો. પાછળ ઘાટું જંગલ ને તેની પાછળ પ્રતાપમલ્લ સહાયક લશ્કર લઈ પડ્યો હતો. મોટા મોટા ટેકરા ને ખીણોથી સર્વ પ્રદેશ ભયંકર લાગતો હતો.

સરદારસિંહે કાલે શી રીતે આગળ વધવું, તે મુખ્ય સૈનિકો સાથે ગોઠવી લીધું. રાત્રિ પડી હતી ને ઘોર અંધારું આ જંગલમાં વધારે ઘોર બન્યું હતું. પાસેથી વાંસનો બીહામણો ખખડાટ સરર

ફરી ચાલ્યો આવતો હતો. સરદારસિંહ મોડી રાતે સૂતો. પણ થોડીવાર પછી અચાનક અવાજ થતાં નિદ્રામાંથી જાગી ઊઠ્યો. તેણે બહારના ચોકીદારોની તાપણીના ઝાંખા પ્રકાશમાં માલદેવને સશસ્ત્ર પોતાની સન્મુખ ઉભેલો જોયો. તે ગભરાયો, આશ્ચર્ય પામ્યો; પોતાની તરવાર ઉપર હાથ નાંખવા ગયો.

'સરદાર ! શાંત થા.' માલદેવે આજ્ઞાદર્શક અવાજે સરદારને કહ્યું : 'હું કહું તે સાંભળી લે.'

સરદારસિંહે પોતાની સમશેર માટે ચારે તરફ નજર ફેરવી. માલદેવ ચેતી ગયો. તેણે પોતાની તરવાર મ્યાનમાંથી બહાર કાઢી : 'સરદાર ! તું ત્યાંથી ઊઠીશ તે વખતે તારું મોત છે !'

સરદારસિંહના હાથ હેઠા પડ્યા. તેને નીચે મોંએ માલદેવ જે કહે તે સાંભળ્યા વિના છૂટકો ન હતો.

'સરદાર ! સાંભળ ત્યારે. આ ઈરાવતીનો ભયાનક પ્રદેશ છે. અહીં દિવસે પણ સશસ્ત્ર મનુષ્યો ફરી ન શકે, ત્યાં તું અડ્ડો જમાવવા બેઠો છે ! તારા આ વીરત્વનો હું મિત્ર છું. મૃત્યુની સામે થઈ શકે એવું તારું હૃદયબળ આમ હજાર બે હજાર રૂપિઆ માટે અન્યાયનો પક્ષ લઈ શકે છે, એ જ માત્ર આશ્ચર્ય છે. તું હથિયારના ખણખણાટથી ધ્રૂજતો નથી, પૈસાના ખણખણાટથી ધ્રૂજે છે. તું મૃત્યુથી ડરતો નથી; ચામરાજેન્દ્રની અવકૃપાથી ડરે છે. પણ અજયપાળનો પુત્ર જ્યારે ઈરાવતીના પ્રદેશમાં પડ્યો હોય ત્યારે પ્રતાપ સિવાય બીજાની મગદૂર નથી કે ત્યાં આવી શકે. એટલે તને હવે હું આહીંથી ચાલ્યા જવાની સલાહ આપું છું. તું તારું હૃદયબળ માત્ર પૈસા માટે જ ન વેચી દે. ન્યાય સામે શૌર્ય દેખાડવાનો આ સત્ય માર્ગ નથી.

'અને જો ! તારા અસંખ્ય સૈનિકોની વચ્ચે થઈને હું સશસ્ત્ર આવ્યો છું, તેમ જ શાંતિથી ચાલ્યો જઈશ. કાલે તારી અથવા પ્રતાપની સામે થઈશ.'

સરદાર દિઙ્મૂઢ બની ગયો. તંબુના મુખ્યસ્થંભ ઉપર માલદેવ ચડી ગયો હતો. તંબુની એક તરફ, એક ચીરો પાડી, તંબુ ઉપર આવેલા ઝાડ ઉપર ચડી ગયો. દૂરના ઝાડ પર થોડાંક પાંદડાં ખખડ્યાં, એક ધબાકો થયો, ને તરત ઝડપથી દોડતા ઘોડાના માત્ર પડઘા જ અંધારામાં સંભળાતા રહ્યા.

બીજે જ દિવસે આ સમાચાર પ્રતાપમલ્લને પહોંચ્યા. તે પોતે એકલો માલદેવની પાછળ પડ્યો. માલદેવ અને પ્રતાપમલ્લ અચાનક એક ઝરા પાસે ભેટી ગયા. પણ પ્રતાપમલ્લ પોતાની તરવાર કાઢી, ઘા કરે તે પહેલાં તો વીજળી જેટલી ઝડપથી, માલદેવની 'નીલમ' દોડી ગઈ. પ્રતાપમલ્લ તેની પાછળ પડ્યો. માલદેવની પવનવેગી 'નીલમ' પાસે પ્રતાપમલ્લનો અરબ્બી અશ્વ થાકવા લાગ્યો. છતાં ડુંગર, ટેકરા, નદી અને નાળાં વટાવી આ શરતમાં પ્રતાપમલ્લ લગભગ માલદેવની સમીપ આવી પહોંચ્યો હતો. આગળ ચાલતાં ઘાટું જંગલ પૂરું થતું હતું. ઈરાવતીનો જળપ્રવાહ વધારે ગંભીર અને શાંત બનતો હતો. ઈરાવતીના આ જળધોધથી ઉપરવાસ થોડે દૂર રતનપુરનો રમ્ય પ્રદેશ આવી રહ્યો હતો. અંહીઆં ઈરાવતીનો તટ વધારે પહોળો હતો. પાણી છીછરું બની જતું હતું ને પ્રદેશ વધારે સપાટ હતો.

માલદેવે 'નીલમ'ને આ બાજુ હાંકી મૂકી. પ્રતાપમલ્લ પાછળ પડ્યો. 'નીલમે' પોતાના સ્વામીને બચાવવા છેલ્લો યત્ન કર્યો. વચ્ચે એક વોંકળો આવ્યો. 'નીલમ' તે ઠેકી ગઈ. પ્રતાપમલ્લનો અરબ્બી અશ્વ પહોળો પટ જોઈ પાછો હટ્યો ને માલદેવની 'નીલમ' આગળ દોડની ઘડીમાં અદૃશ્ય થઈ ગઈ. પ્રતાપમલ્લ આ કિનારે એકલો રહી ગયો. તેણે પોતાનો ઘોડો ધીમેથી બાજુમાં ખસેડી ઈરાવતીના કિનારા પર હાંક્યો. એક ભેખડ ઉપરથી નીચે ઉતરતાં તેણે જે જોયું તે જોઈને એ ઘડીભર ત્યાં જ થંભી ગયો.

આંહી ઈરાવતીનું પાણી શાંત હતું, ને તેને મળનાર એક

ઝરાના તટ પર, પાણીમાં પગને નચાવતી ઈંદિરા ત્યાં બેઠી હતી. તેના રેશમ જેવા કાળા, લાંબા કેશ ખભા પરથી નીચે ને ત્યાંથી ઠેઠ જમીન સુધી લટકી રહ્યા હતા. હજી તે રબારણના વેષમાં જ હતી. પરંતુ તેનું લોકોત્તર સૌન્દર્ય, ચારે તરફના પ્રદેશમાં છાપ પાડી રહ્યું હતું. પાણીમાં પોતાના કિરમજી રંગની પાની પર માછલાં દોડતાં આવતાં હતાં, તે જોવા પોતાના બે હાથ ગોઠણ પર ટેકાવીને ઈંદિરા જરાક નીચે નમી રહી હતી. આખા શરીરમાંથી ઊઠતો લાવણ્યનો પ્રવાહ, જળતરંગ પેઠે નાચી રહ્યો હતો.

પ્રતાપમલ્લ આ દૃશ્ય જોઈ ઘડીભર ખંચાયો. ઈંદિરાની દૃષ્ટિ આ અજાણ્યા પ્રદેશમાં આવનાર સવાર પર પડી, તે પહેલાં પ્રતાપમલ્લે કહ્યું:—' બ્હીતી નહિ ઈંદિરા ! એ તો હું પ્રતાપમલ્લ છું ! '

ઈંદિરાએ પોતાનું ઉત્તરીય વસ્ત્ર સમાર્યું ને પાણીમાંથી પગ ખેંચી લઈ બેઠી થઈ ગઈ. એનું કદાવર અને સપ્રમાણ શરીર પ્રતાપમલ્લની સામે શકિતની મૂર્તિ જેવું ઊભું. ' તમે આંહીં કયાંથી ?'

' હું ? હું માલવદેવની પાછળ–પાછળ આવ્યો હતો. '

ઈંદિરા ધ્રૂજી: ' માલદેવ ? એ આંહીં છે ? '

' હા, એની આ ગામડામાં બહુ જ રાડ છે. '

પ્રતાપમલ્લ, પોતાનો ઘોડો પાસે લાવ્યો. ઈંદિરા જરા સંકોચાણી.

' ઈંદિરા ! હું તને જ શોધતો હતો. તું હતી કયાં ? '

ઈંદિરાએ હસતાં હસતાં જવાબ આપ્યો: ' અમારું શું ઠેકાણું મહારાજ ! અમે તો નેહનાં રબારી, તમે તો રાજા માણસ. '

પ્રતાપમલ્લ પણ હસી પડયો: ' પણ તું કયાં હતી, એ તો કહે ! '

' બીજે કયાં ? ' ઈંદિરાએ ગંભીર બની જવાબ આપ્યો: ' હું હતી પૃથ્વીશ પાસે. કૂટસ્થે મને પહેલાં પુષ્કર બ્રહ્મચારી પાસે રાખી, પછી મુંજાવરને ત્યાં, ને હાલ છેવટના વખતમાં પૃથ્વીશની વાડીની ગુહામાં હતી. '

'તું પૃથ્વીશની વાડીમાં હતી? ત્યાં બીજું કોણ કોણ છે?'

'ત્યાં? દેવયાની છે, કંચન છે, સુધીર હતો, ગુલાબ હતી, મોતીબર કોઇક છે. કોઇક મોતી જાન છે. ઘણા છે.' ઇંદિરાએ નિર્દોષ ભાવે વાત કરી દીધી.

પ્રતાપ આશ્ચર્યથી દિઙ્મૂઢ બની ગયો. તેણે પોતાના સિંહાસન ઉપર કૂટસ્થની ગદા અદ્ધર લટકતી જોઈ.

'જો ઇંદિરા! નીચે બેસ. હું તને બધી વાત કરું.'

ઈંદિરા નીચે બેઠી. પણ તેનો રમતિયાળ સ્વભાવ, પ્રતાપ પાસે પણ તે ભૂલી ન શકી. તેણે ફરી પોતાના પગ પાણીમાં નચાવવા શરૂ કર્યા. પ્રતાપ તેની પાસે બેઠો, ને પાણીમાં નાચતા તેના પગ તરફ જોઈ બોલવા લાગ્યો.

'જો ઈંદિરા! મહારાજા ચામરાજેન્દ્રના સિંહાસન સામે પૃથ્વીશ મારા પછી જ રાજગાદીનો વારસ છે. જો મહારાજા ચામરાજેન્દ્ર મને પદભ્રષ્ટ કરે, કે જેમ કરવાનું મહારાજાને કારણ હતું, તો પૃથ્વીશ રાજા બને. કૂટસ્થ રાજગુરુ બને. દેવયાની અથવા કંચન રાજરાણી થાય! આ તને કાંઈ ખબર લાગતી નથી.'

ઇંદિરા સ્તબ્ધ બની ગઈ. પૃથ્વીશ આટલો દુષ્ટ છે એ તેણે આજે જ જાણ્યું. છતાં તેના ઉપરનો પક્ષપાત તે છોડી ન શકી.

'તમે કેમ જાણ્યું કે પૃથ્વીશની એ અભિલાષા છે?'

'હું તને ભોળવીને પૃથ્વીશને દગો દેવાનો નથી. હાલ પૃથ્વીશની જાગીર જપ્તીમાં છે તે પાછી આપવી છે, પણ કૂટસ્થ ને કામિની લોભમાં પડી ચામરાજેન્દ્ર સામેનું કાવતરું પડતું મૂકે એટલે બસ! જો માલદેવ કેટલી ખુવારી કરી રહ્યો છે?'

ઈંદિરાને વાત સાચી લાગી. અત્યાર સુધી તે આ વિષયમાં અજ્ઞાત હતી; માત્ર એટલું જ જાણતી હતી કે પૃથ્વીશ એનો ભાઈ અથવા ભાઈ જેવો છે, ને પોતે પ્રતાપમલ્લને મળે તો કૂટસ્થ તેથી નારાજ થાય છે. તે વધારે ગંભીર બની: 'હં, ત્યારે આજે સમજાયું

કે શા માટે કૂટસ્થ મને તમને મળવાની ના પાડતા હતા.'

'બરાબર, સુધીર અને ગુલાબ ત્યાં છે એમ તેં કહ્યું ના?'

'હા, હું, સુધીર ને ગુલાબ એક રાત્રે ગુપ્ત રીતે બહાર નીકળી આવ્યાં. ગુલાબ પટ્ટન ચાલી ગઈ. સુધીર પણ પટ્ટન ગયો.' ઇંદિરાએ આટલી વાત કરી, પણ પાછું તરત જ તેને લાગ્યું કે પોતે વિશ્વાસભંગ કરી રહી છે. તે ધીમેથી બોલી. એનો દરેક શબ્દ પશ્ચાતાપભર્યો હતો.

'પ્રતાપમલ્લ! મેં તમને જે વાત કહી તે વાત પરથી તમારે કોઈને શાસન આપવાનું નથી.'

પ્રતાપમલ્લ જરાક હસ્યો: 'હજી પણ તને મારા સ્નેહમાં અવિશ્વાસ છે, ઈંદિરા?'

'ના, અવિશ્વાસ નહિ, પણ રાજા કોનો મિત્ર?'

'ઈંદિરા, મેં તને આજ સુધી મારી હૃદયગુહામાં રાખી છે. હવે માલદેવ શરણે આવે એટલે તેને યોગ્ય શાસન આપી કૂટસ્થની ગુહા તપાસવી છે!'

ઇંદિરા ચમકી! 'પછી?'

'પછી, પૃથ્વીશને એનું યોગ્યપદ પાછું સોંપી, કૂટસ્થ અને કામિનીને દેશપાર કરવા ને એક વખત સર્વત્ર શાંતિ પ્રસારી દેવી!'

ઇંદિરા બેઠી થઈ ગઈ. એને લાગ્યું કે પોતે જે ગંભીર ભૂલ કરી હતી, તેનું પરિણામ સૌને વેઠવું પડશે.

પ્રતાપમલ્લે તેનો હાથ ખેંચી તેને નીચે બેસાડીઃ અને હસતો હસતો બોલ્યો: 'અરે દૂધવાળી! તું ક્યાં જાય છે?'

ઈંદિરાએ ફિક્કું હાસ્ય કર્યું: 'હું તમને મળવા જ બહાર આવી હતી; પણ આજે તમારા મિલન પછી મારું હૃદય બળે છે.'

'અવિશ્વાસથી કે અશ્રદ્ધાથી?'

'વિશ્વાસભંગથી.'

'વિશ્વાસભંગ? ઇંદિરા! તું ભૂલે છે. રાજવિરુદ્ધ જે ખટપટ

ચાલે છે, ને જેથી હજારો નિર્દોષ માણુસો હમેશાં રહેંસાય છે, તે લડતનું મૂળ આજે તેં બતાવ્યું. હવે એ ગુહામાં કોઈ નહિ રહે અને તરત જ સર્વ સ્થળે શાંતિ થશે.'

'અને ચામરાજેન્દ્ર...' તે બોલતાં ધ્રૂજી. પ્રતાપમલ્લે તે જોયું. 'ઇંદિરા! હવે ખુલ્લા મનથી વાત કરી દે. શું છે ચામરાજેન્દ્રનું?'

'એનું ખૂન કરવા સુધીર તલપી રહ્યો છે!'

પ્રતાપમલ્લ ગંભીર બની ગયો. તેને લાગ્યું કે દાવાનળ ધાર્યા કરતાં વધારે ઊંડો છે. તે બોલ્યો:—

'ફિકર નહિ. એને માટે યશલાલને લખાઈ જશે.'

'ને' ઇંદિરા ઉતાવળથી બોલી: 'સુધીરને શિક્ષા નહિ મળે?'

'ચોક્કસ નહિ. માત્ર તેને નુકસાન કરતાં અટકાવાશે'

ઇંદિરા ને પ્રતાપમલ્લ ત્યાર પછી ભૂતકાળની વાતો પર ચડ્યાં. પૃથ્વીશ સુરક્ષિત રહેશે એ જાણી ઇંદિરા બીજી બધી વાત સ્નેહના આવેશમાં ભૂલી ગઈ. એ હજી, પોતાના પગ પાણીમાં નચાવી રહી હતી. પાસે બેસી ધીમા મીઠા શબ્દોમાં પ્રતાપ વાત કરી રહ્યો હતો. ઇંદિરા ક્યારેક તેના તરફ જોઈ ધીરું હસતી હતી. એને તો એમ થતું હતું કે આ પળ કોઈ દિવસ પૂરી જ ન થાય! પોતે પાણીમાં પાની નચાવતી રહે, પાણી ચાલતાં રહે, પ્રતાપ વાત કરતો રહે, જગત એમ જાગ્યા જ કરે!

'ઇંદિરા! પણ તું રબારણ ક્યાંથી બની એ વાત તો કર!'

ઇંદિરા હસી: 'મારે રબારી પાછળ તો એ વેષ જ શોભે.'

'અને આ તારો જાડો ધાબળો તને ખૂંચતો નથી?'

'મને માત્ર તમારો વિયોગ જ ખૂચે છે.'

પ્રતાપમલ્લે તેને પકડવા હાથ લાંબો કર્યો. ઇંદિરા સડપ બેઠી થઈ. જરાક આઘી ખસી ગઈ: 'ખબરદાર! અડક્યા તો! તમે રાજા છો, અમે રબારી!' તેણે વહાલભર્યો ખોટો પડકાર કર્યો, ને એમ કરતાં તો એ વનદેવી જેવી શોભી ઊઠી!

પ્રતાપમલ્લે તેનો પછેડો ખેંચ્યો. ઇંદિરાએ તે જવા દીધો. પ્રતાપમલ્લ હસ્યો: ' હવે વેષ બરાબર શોભે છે હો ! '

ઇંદિરા આમ તેમ ફરવા લાગી; ' શોભે કે ન શોભે, હું તમારા હાથમાં આવું તેમ નથી.

' એમ કહીને મને તારી પાછળ દોડાવવો છે એમ નાં ? પણ કે'તો ખરી કે તું દૂધ વેચે છે કે નહિ ? એ રબારણ ! '

' હા. મહારાજ સાહેબ ! ' ઇંદિરાએ કહ્યું: ' પણ દૂધ અમારું મોંઘું પડશે ! '

' રતનપુરના રબારીઓ હવે તને બનાવશે હો ! '

' શું બનાવવાના હતા ? મારા તેજમાં જ અંજાઈ જશે. '

પ્રતાપમલ્લે પછેડો ફેંકયો: ઇંદિરાએ હરિણીની ઝડપથી લીધો, ને દોડી ગઈ. છેટે જઈ જળતરંગમાં, નાચતાં માછલાં પાસે વળી પાનીનો નાચ શરૂ કર્યો. પ્રતાપમલ્લ ત્યાં ગયો ને તેની પાસે બેઠો:

' ઇંદિરા ! ' તે બહુ જ મધુર સ્વરથી બોલ્યો: ' હવે તને મારામાં કાંઈ પણ અવિશ્વાસ રહ્યો છે ? '

ઇંદિરાએ જરાક સ્મિત કર્યું: ' હા–ના–હા ! '

' ત્યારે જો, ' પ્રતાપે તેનો હાથ હાથમાં લીધો: ' જ્યાં સુધી ગગનમાં સૂર્ય પ્રકાશે છે અને ચંદ્ર પ્રકાશે છે ત્યાં સુધી હું . . . . '

પ્રતાપમલ્લનું વાક્ય અધુરું જ રહી ગયું. પાછળથી કોઈ ભવ્ય ને પ્રતાપી સ્વર આવ્યો: ' પ્રતાપમલ્લ ! પવિત્રતાની રેખા મૂકી સિંહાસન ડોલાવતો નહિ ! બીજો ચામુંડ ન બનતો ! '

પ્રતાપમલ્લ બેઠો થઈ ગયો: ઇંદિરા સાશંક સફાળી ઊઠી: ને પાછળ દૃષ્ટિ કરતાં કૂટસ્થને એક ટેકરા ઉપર જોયો. તે તેમના તરફ નિર્મળ સ્નેહથી જોઈ રહ્યો હતો, અને એના ચહેરા ઉપર દિવ્ય તેજ ઝળકી રહ્યું હતું. તેની તીવ્રભેદી દૃષ્ટિ પ્રતાપમલ્લને વીંધી રહી હતી. પ્રતાપમલ્લે સહજ જ કહ્યું, ' ગુરુદેવ ! તમે કયાંથી ? '

## ૨૬. અજયપાલ અને રાજકુમારી.

"**મારે** આવવું પડ્યું છે, પ્રતાપમલ્લ! આજે તું પવિત્રતાની અસામાન્ય રેખા ઉપર પગ દેવા તૈયાર થયો હતો. તને એનું ભાન ન હતું!'

પ્રતાપ કાંઈ સમજી શક્યો નહિ, પણ કૂટસ્થની આંખની શરમ છોડવા તેણે યત્ન કર્યો. તે કડક થવા ગયો છતાં ધીમેથી બોલાયું, 'હવે મહારાજ! એ માયા બંધ કરો.'

કૂટસ્થ ટટ્ટાર શાંત ઊભો: તેના પ્રતાપી ચહેરા પર જરાક તેજ આવ્યું:

'પ્રતાપમલ્લ! મારી માયા? સાચી વાતમાં તને માયા લાગે છે એમ?'

પ્રતાપમલ્લ ઝાંખો પડ્યો. છતાં આજે તે કૂટસ્થને રોકડો જવાબ દેવાના વિચારમાં હતો. તેણે પોતાનું બધું બળ ભેગું કરી જવાબ દીધો: 'ગુરુદેવ! આજ દિવસ સુધી મારી મૂર્ખતાનો લાભ લીધો. મને બેવકૂફ બનાવ્યો, હવે હું વધારે વખત તમારી સત્તામાં રહેવા ઇચ્છતો નથી.'

કૂટસ્થ નજીક આવ્યો: ઈંદિરા તો શાંત બની જોવા લાગી.

'સાધારણ મનુષ્ય! અસાધારણ કાર્યને સમજવા માટે અસાધારણ બુદ્ધિની જરૂર છે.'

'હશે, તમારું કાર્ય અસાધારણ નથી, માત્ર નાના સ્વરૂપનો રાજદ્રોહ છે.'

કૂટસ્થ વધારે ટટ્ટાર બન્યો : તેણે એક હાથ ઊંચો કર્યો : ‘મારા કાર્ય ઉપર ટીકા કરવી એ તારી તાકાત બહારની વાત છે.’

પ્રતાપમલ્લ રોષમાં જ બોલ્યો : ‘ત્યારે હું શું આ પ્રદેશનો રાજા નથી ?’

કૂટસ્થ હસ્યો ‘અજયપાલનો પુત્ર આટલો મૂર્ખ ?’

પ્રતાપમલ્લ સ્થિર જ થઈ ગયો. અજયપાલનો પુત્ર? પોતે? કૂટસ્થ આ કોને કહે છે? છતાં એ અવિશ્વાસુ બન્યો હતો. એટલે તેણે ઉતાવળથી જવાબ આપ્યો :

‘હું અજયપાલનો પુત્ર છું? પણ–પણ તમારું એ વાક્ચાતુર્ય નકામું છે!’

‘અરે! નિર્ભાગી રાજકુમાર!’ કૂટસ્થ છેક પ્રતાપમલ્લ સામે આવ્યો : ‘સમજી લે કે તારા સિંહાસન ઉપર મને મોહ નથી! હું તો કલ્પનાતીત પ્રદેશમાં છું! તું તદ્દન સાધારણ મનુષ્ય છે!’

પ્રતાપમલ્લનો ગર્વભર્યો ક્ષત્રિય સ્વભાવ ડંભાયો. તે હતો ત્યાંથી ઉપડ્યો : ‘હું સાધારણ મનુષ્ય છું?’

કૂટસ્થે એટલી જ દૃઢ શાંતિથી જવાબ આપ્યો : ‘ચોક્કસ!’

‘હું અજયપાલનો પુત્ર શી રીતે?’ પ્રતાપમલ્લે પૂછ્યું.

‘કોઈને હિસાબ આપવાનો મારો સ્વભાવ નથી. પણ યાદ રાખજે કે તું રાજપુત્ર છો. અને ઇંદિરા તારી બહેન છે!’

‘હેં!’ પ્રતાપમલ્લ પાંચ દસ કદમ પાછો હટી ગયો. ‘મહારાજ! હવે તમારું ગુમ વાક્ચાતુર્ય જવા દો!’

‘પ્રતાપમલ્લ!’ કૂટસ્થે કહ્યું: ‘તને ખબર છે કે મહારાજ જગતસિંહને એક પુત્રી હતી!’

પ્રતાપમલ્લ શાંત બન્યો : તેણે ઈંદિરા સામે જોયું : પછી મોટેથી બોલ્યો : ‘હા.’

‘પટ્ટનની ગાદી ઉપર જગતસિંહ નરેશ હતો, ત્યારે તું હજી જન્મ્યો પણ નહિ હતો. જગતસિંહનું રાજતંત્ર નોકરોના હાથમાં

જ હતું. જગતસિંહ શાંત સ્વભાવનો ને ઉદાર નરેશ હતો. પરંતુ તેની ઉદારતાને લીધે નોકરોનો જુલમ વધી પડ્યો હતો. તે વખતના દીવાન નંદલાલે, કેટલાક જમીનદારો ઉપર જુલમ કરવામાં મણા ન રાખી. રાજ્યના જૂના આશ્રિત ઇનામી જાગીરદાર નાગાર્જુન પર તેની કરડી દૃષ્ટિ ફરી.'

પ્રતાપમલ્લ અને ઇંદિરા સ્તબ્ધ બની આ ઇતિહાસ સાંભળી જ રહ્યાં. કૂટસ્થ આગળ વધ્યો:

'નાગાર્જુને તેને ઘણો વિનવ્યો. જગતસિંહ સુધી ફરિયાદ કરી, પરંતુ રાજા પોતે તદ્દન અશક્ત જ હતો. નંદલાલનું કાર્ય ફેરવવાની હિમ્મત તેણે ગુમાવી હતી. જગતસિંહે હુકમ પર સહી કરી ને નાગાર્જુનની જમીન જપ્ત થઈ. તે જ વખતે નાગાર્જુને રાજ સામે તરવાર ઉપાડી. એનો શુદ્ધ ક્ષત્રિય સ્વભાવ આ અન્યાય સહન ન કરી શક્યો. એણે પોતાના ઘોડા પર સિંહાસન કર્યું, ને આખા પાંચાલ પ્રદેશને વેરાન બનાવી દીધો.

'નાગાર્જુન દાનો દોસ્ત હતો ને કટ્ટો દુશ્મન હતો. જગતસિંહનું આખું સૈન્ય તેની પાછળ ફર્યા કર્યું, પરંતુ તે હાથ આવ્યો જ નહિ. દક્ષિણ પ્રાંતથી છેક પંચાલ સુધી, ને પંચાલથી ઠેઠ ભદ્રેશ્વર સુધી એનો ઘોડો ફરી ઘૂમી રહ્યો. લોકોની સહીસલામતી ગઈ ને જગતસિંહના પરાધીન સ્વભાવ કરતાં, લોકોને નાગાર્જુનમાં વધારે વિશ્વાસ આવ્યો. લોકોને સલામતી પણ નાગાર્જુન પાસે જ લાગી. એટલે મેર, કાઠી, રબારી વગેરે લડાયક જાતોનું સારું જેવું સૈન્ય જમાવી, નાગાર્જુને જગતસિંહના સૈન્ય સામે ટક્કર પણ લીધી અને એને મ્હાત કર્યું અને જગતસિંહે પોતાના સરકારની મદદ મેળવી ને નાગાર્જુનને હઠાવ્યો. પણ નાગાર્જુનના મૃત્યુ સુધી દેશમાં શાંતિ થઈ નહી.'

પ્રતાપમલ્લ ને ઇંદિરા રસથી આ કથા વાર્તા સાંભળી રહ્યાં. એ વાતને પોતાની કથા સાથે કેટલો સંબંધ છે એ હજી પ્રતાપ

સમજ્યો નહિ. ઇંદિરા શાંત શ્રદ્ધાથી ગુરુદેવને બોલતા જોઈ રહી હતી. કૂટસ્થનો એકદમ સુંદર આકર્ષક મોહક સ્વર તીરપ્રદેશને અનોખું વ્યક્તિત્વ આપતો આવી રહ્યો હતો.

'નાગાર્જુન જ્યારે મૃત્યુ પામ્યો ત્યારે તેના પુત્ર અજયપાલે પિતાની સમક્ષ પ્રતિજ્ઞા કરી કે છેવટની ઘડી સુધી, મારી તરવાર પટ્ટન સામે મ્યાન નહિ કરું. નાગાર્જુનનો નાનો પુત્ર માલદેવ તો તે વખતે જન્મ્યો પણ ન હતો. એનો જન્મ તો નાગાર્જુનના મૃત્યુ પછી થયો.'

પ્રતાપમલ્લ ચોંકી ઊઠ્યો. કૂટસ્થ આગળ વધ્યો.

'અજયપાલને જોઈ સારાસારા સૈનિકો પણ ઘડીભર થંભી જાય એવી એની ભવ્ય કાંતિ હતી. પિતાના સર્વ ગુણ હોવાથી એણે જગતસિંહને તોબા પોકરાવી! ઇરાવતીના ઘાટા જંગલોમાંથી, વારંવાર છૂપી રીતે ઠેઠ પટ્ટનની ભાગોળ સુધી અજયપાલ પહોંચી જતો! પરંતુ એના એટલા વર્ષના જીવનમાં ક્યારેય સ્ત્રીનું એણે અપમાન કર્યું કે નાના બાળકને મીઠાઈ દીધા વિના ગામ છોડ્યું કે ખેડૂતોને માર્યા, કે જાન લૂંટી, એ બન્યું ન હતું. ગરીબ બ્રાહ્મણ ને સાધુને એણે રંજાડ્યા નથી; માત્ર રાજની તિજોરી તોડી પૈસા લીધા! અજયપાલને સૌ ઇરાવતીનો સિંહ કહેતા, ને ખરેખર એ સિંહ જેવો જ હતો, જ્યારે અજયપાલ ગામમાં પ્રવેશ કરતો ત્યારે તરત જ સૈનિકો બીજી બાજુથી રવાના થઈ જતા. અજયપાલનું કાર્ય પણ એટલા જ શૌર્યમાં આગળ વધ્યું: ઉપલી સત્તાએ પણ કબૂલ કર્યું કે અજયપાલ નાગાર્જુન કરતાં વિશેષ પરાક્રમી નિવડ્યો છે! નાગાર્જુને અજયપાલને ગળથુથીમાં જ પટ્ટન તરફ વૈર રાખવાનું પાયું હતું. તે જ્યારે ત્રણ વર્ષનો હતો ત્યારે રમ્મતમાં પટ્ટનના કિલ્લા તોડતો! ઉપલી સત્તાએ પણ થાકીને જાહેર કર્યું કે ન્યાય અને સત્ય માટે અજયપાલે જે વિચક્ષણ શૌર્ય અને ધીર સ્વભાવ દર્શાવ્યાં તેથી એની જમીનદારી એને પાછી આપવી! ન્યાય

માટે અજયપાલે સર મૂક્યું હતું. ને સૌએ કબૂલ કર્યું કે અજયપાલ ખરેખર અજેય છે. તે દરમ્યાન એક વિચિત્ર ઘટના બની. જેથી આ જાહેર કરેલી કૃપાદૃષ્ટિ પાછી ખેંચી લેવાણી.'

કૂટસ્થ થોડી વાર થોભ્યો. તેણે દૂર આકાશ સામે દૃષ્ટિ માંડી. પછી ધીમેથી શરૂ કર્યું :

'હાલ જ્યાં ભદ્રેશ્વરનો વડ છે, ત્યાં આગળ એક વખત ઘાટું જંગલ હતું. જ્યાં ભદ્રાવતીનો વિશાળ પટ છે, ત્યાં એક સુંદર સરોવર હતું ને તે નાનકડા સરોવરને ચારે તરફથી બંદોબસ્ત કરી સ્ત્રીઓનું સ્નાનાગાર બનાવ્યું હતું. ત્યાં ચોકીપહેરો પણ રહેતો, ને હમ્મેશાં રાજકુટુંબ ત્યાં જલક્રીડા કરવા આવતું. જગતસિંહની એકની એક પ્રિય પુત્રી વાસંતીદેવી ત્યાં હમ્મેશાં જલક્રીડા કરવા આવતી! ત્યાં સખીઓની સાથે જલવિહાર કરતી, નાનકડી નૌકામાં સૌ સાથે ફરતાં ને પછી સૌ મોડેથી પટ્ટનમાં પાછાં ફરતાં.

'વાસંતીદેવી એક વખત એ પ્રમાણે ત્યાં સ્નાન કરવા ગયાં હતાં. સખીઓને સ્નાનાગારમાં જ મૂકી, દેવી જરા વિનોદની ખાતર આગળ વધ્યાં. ને એક હરણાંની પાછળ પાછળ જંગલમાં ચાલ્યાં. થોડે દૂર નીલાંછમ ઘાસ ઉપર તેણે કોઈને નહિ ને અજયપાલને બેઠેલો દીઠો. વાસંતીદેવીની તેના ઉપર દૃષ્ટિ પડી. આ નિર્ભયતાએ એને ડોલાવી દીધાં! અજયપાલનો ચહેરો એવો ભવ્ય ને તેજસ્વી હતો કે વાસંતી તેની સાથે પ્રથમ દૃષ્ટિએ જ પ્રેમમાં પડી ગઈ. પછી તો હમેશાં ત્યાં વાસંતીદેવી જતાં! અજયપાલના પ્રતાપમાં દિન પ્રતિદિન તે વધારે ને વધારે આકર્ષાતાં ગયાં. એક દિવસે, સ્નાનાગારના ગુપ્તદ્વારમાંથી અજયપાલે પ્રવેશ કર્યો, ને સ્ત્રીઓ કાંઈ બોલે તે પહેલાં તે વાસંતી સાથે અદૃશ્ય થઈ ગયો. હજી ભદ્રાવતીમાં એ સ્થળ છે કે જ્યાં પૂનમની ચાંદનીએ વાસંતીદેવી, અભિસારિકા બની, અજયપાલ પાસે જતી! બન્નેનાં હૃદય જ્યા ખાલી થયાં હતાં તે સ્થળ હજી ત્યાં છે! ત્યાં અજયપાલને વાસંતી સાથે પ્રથમ

મિલન થયેલું !'

વાતના આ ઉંડાણે પ્રતાપને તલ્લીન કરી દીધો. ઇંદિરા તો અધર શ્વાસે સાંભળી રહી હતી.

'જ્યારે જગતસિંહ મહારાજને આ ખબર પડી ત્યારે કુટુંબાભિમાનથી એને ક્લેશ થયો. તેણે ત્યાર પછી વાસંતીદેવીનો ચહેરો પણ જોયો નહિ. પિતાને મળવાની ખાતર એક વખત વાસંતીદેવીને અજયપાલ પાછાં પણ મૂકી ગયો, ને તે અંતઃપુરમાં રહ્યાં પણ ખરાં: પરંતુ પછી એને જીવનમાં મજા ન જ આવી.'

કૂટસ્થે પ્રેમથી જરાક હાથ લાંબો કર્યો: 'એ અજયપાલ ને એ વાસંતીદેવી એ જમાનો જ જાણે ગયો! શી પ્રેમની ખુમારી! પ્રતાપમલ્લ! તું જેવા તેવાનો પુત્ર નથી. વાસંતીદેવીનો પુત્ર છું. જ્યારે જગતસિંહ મહારાજ મૃત્યુશય્યા ઉપર પડ્યા હતા ત્યારે એમણે ચામરાજેન્દ્રને ગાદી સોંપી.'

પ્રતાપમલ્લને જરાક શંકા થઈ હતી, પણ એ બોલ્યો નહિ: કૂટસ્થ શાંત ઊભો: ને પ્રતાપમલ્લ, કૂટસ્થે જે કહ્યું તે પર વિચાર કરવા લાગ્યો.

ઇંદિરા પાસે હતી એટલે કૂટસ્થે અજયપાલ અને વાસંતીદેવીનો પ્રેમભર્યો અદ્‌ભૂત વૃતાંત થોડોક ફેરવી નાખ્યો હતો. પણ ખરી વાત આમ હતી. વાસંતી હંમેશા સ્નાનાગારમાં જતી ત્યારે બધી સખીઓને બહાર રહેવું પડતું. આ સ્નાનાગારનું એક દ્વાર જંગલ તરફ હતું. વાસંતી સખીઓ સાથે નૌકાવિહાર કરવા જાય તે પહેલાં એક વખત સ્નાનાગારમાંથી નિવૃત થઈને આવતી. એક વખત સ્નાનાગારમાં ગયેલ, ત્યારે અજયપાલની દૃષ્ટિ રાજકુમારી પર પડી હતી. પછી અજયપાલ ઘણું ખરું ત્યાં પડોશમાં જ રહેતો. ત્યાર પછી કોઈ સમય વાસંતીદેવી એકલી ફરવા ગઈ. લીલીછમ ધ્રો પર પોતાના પ્યારા મૃગ સાથે અજયપાલ ત્યાં બેઠો હતો. વાસંતી થંભી. અજયપાલ તેની સામું જોઈ રહ્યો, ને વાસંતી દોડીને દૂર

જાય તે પહેલાં તેનો પાલવ ખેંચ્યો. પાલવ ને પાલવ પહેરનાર સરતાં આવ્યાં, ને હમણાં જ ભીંજાયેલા સુંદર ચકચકિત કેશમાં વાસંતીનું રૂપાળું મોં શોભી રહ્યું ! અજયપાલે ધીમા અવાજે કહ્યું : 'વાસંતી ! આજે દિવસોના દિવસો થયાં હું તમારી પાછળ ઘેલો બન્યો છું ! એ તમને ખબર છે ?'

વાસંતીના અવાજમાં ગર્વ આવ્યો : 'તમે મારા બાપના દુશ્મન અજયપાલ તો નહિ ના ?'

અજયપાલે હિમ્મતથી જવાબ આપ્યો : 'એ જ. પણ તારું સૌન્દર્ય મને બાંધી રાખવાને બસ છે !' પછી અજયપાલના દૃઢ બાહુમાંથી છુટવા વાસંતી ખોટો યત્ન કરવા લાગી : પણ તેનું હૃદય તો અજયપાલની સાથે જ હતું.

ત્યાર પછી સાંજે આખું પટ્ટન ઘેલું બને એવી મોહક બંસીનો સૂર સંભળાતો ! જગતસિંહ પણ તે સાંભળવા થંભી જતો ! તેણે તપાસ કરાવી કે એ કોણ વગાડે છે, પણ પતો લાગ્યો નહિ. વાસંતીદેવી પોતાના ભવનમાંથી આ સ્વર સાંભળી છાની છાની ઘેલી જેવી દોડતી. ચાંદનીમાં અજયપાલ અને વાસંતી ભમતાં. ભદ્રાવતીનો જલપ્રવાહ જોતાં ને પોતાનું હૃદય ખાલી કરતાં. ઘડીભર રાજદ્વારી દ્વેષ ભૂલી જવાતો. નાગાર્જુનના વિષનો ઉતાર અંતે ચતુર વાસંતીને હાથે થયો હતો. અહીંઆં બન્નેનાં ધડકતાં હૃદય સાથે દબાઈ એકબીજામાં લય પામતાં હતાં. ફૂલના હજારો છોડની વચ્ચે તેઓ બેસતાં ને મોડેથી રાજકુમારી છાનીમાની પોતાના મહેલમાં ચાલી જતી !

જગતસિંહને આ ગુપ્ત વ્યવહારની ખબર પડી ગઈ. તેણે અજયપાલને આ રસ્તે મારવાનો નિશ્ચય કર્યો, પરંતુ વાસંતીએ આ વાત અજયપાલને કહી. ને જગતસિંહ કાંઈ ગોઠવણ કરે તે પહેલાં, ચતુર અજયપાલ, વાસંતી સાથે જ અદૃશ્ય થઈ ગયો. લોકમાં હાહાકાર થયો કે રાજકુમારીનું હરણ થયું. જગતસિંહે પણ

ચુનંદા સૈનિકો સાથે પોતે અજયપાલને મ્હાત કરવાનું માથે લીધું. અજયપાલ એક વખત વાસંતીદેવી સાથે, લગભગ પકડાઈ જાત, પરંતુ સહેજ જ બચી ગયો. વાસંતી હાથમાં આવી ગઈ ને જગતસિંહે એ રીતે પોતાનું વેર વાળ્યું.

પ્રતાપમલ્લે શંકાભરી એક દૃષ્ટિ કૂટસ્થ સામે ફેંકી: એને કૂટસ્થમાં હજી શ્રદ્ધા ન આવી: ‘ત્યાર પછી શું બન્યું?’

‘જો પ્રતાપમલ્લ! તારામાંથી હજી શંકા દૂર થઈ નથી. તારું હૃદય એમ કહે છે કે કદાચ હું તને ફસાવવા માગું છું. પરંતુ તને ખ્યાલ નથી કે આ પ્રયત્ન હું શા માટે કરી રહ્યો છું!’

પ્રતાપમલ્લે બેદરકારીભરેલી રીતે પૂછ્યું ‘શા માટે?’

‘તને ખબર છે કે લોહીના પરિવર્તનથી વર્ણસંકરતા જન્મે છે?’

પ્રતાપમલ્લે કહ્યું, ‘હા’

‘ત્યારે પટ્ટનની ગાદી પર જગતસિંહ પછી લોહીનું પરિવર્તન થયું છે. એથી શુધ્ધ ક્ષત્રિયસ્વભાવને જાળવી રાખનાર અમીરી ચાલી ગઈ છે. જ્યારે આવું બને ત્યારે વિદેશીય સત્તા માત્ર જમીન ઉપર જ સત્તા ચલાવતી નથી, પ્રજાજીવન ઉપર પણ સત્તા ચલાવતી થઈ જાય છે. આર્યસંસ્કૃતિના મૂળ પર આ જબ્બર પ્રહાર છે. મારા એકાંતિક ભવ્ય જીવનમાં ચારેગમનું અપવિત્ર વાતાવરણ ફેલાયું છે. શુદ્ધ જમીન રહી નથી. પવિત્ર જલાશય નથી. બ્રહ્માવર્ત્ત પ્રદેશ નથી. આવી પ્રજાકીય પરિસ્થિતિમાં મારા યોગનો ભંગ થાય છે. એક વખત યૌગિક ક્રિયાને અનુકૂળ પ્રદેશ પટ્ટનની આસપાસ જામી જાય, પછી મારે વૈભવની દરકાર નથી! પ્રતાપમલ્લ! તારા ભવ્ય સિંહાસન કરતાં વધારે ભવ્ય એ પ્રદેશ છે. એ તારા સંકુચિત મગજમાં આવે છે?’

પ્રતાપમલ્લ ભયથી ને શંકાથી ધ્રૂજ્યો: ‘ધ્રૂજે છે શા માટે? કૂટસ્થે એટલી જ માયાથી કહ્યું: ‘વિશ્વની બધી સંકલના સમજી

શકે એટલી તારી પ્રતિભા છે? જે તું નથી સમજી શકતો તે અસત્ય? પ્રતાપમલ્લ! આ વિશ્વસંકલનામાં મારું સ્થાન છે, તારું સ્થાન છે: અને સૌનું સ્થાન છે. તારી સ્થાનભ્રષ્ટ સ્થિતિને ફરી યોગ્ય સ્વરૂપમાં મૂકવી છે, એનો જ આ પ્રયત્ન છે.' પ્રતાપ-મલ્લે આશ્ચર્યથી કૂટસ્થ સામે જોયું:

'ત્યારે વાસંતીદેવીનો હું પુત્ર છું?'

'હા.'

'અને ચામરાજેન્દ્ર જગતસિંહનો પુત્ર છે?'

'ના, તું સમજતો નથી કે ચામરાજેન્દ્ર જગતસિંહનો યોગ્ય પુત્ર હોત તો આ નિરર્થક પ્રયત્ન કોણ કરત?'

પ્રતાપમલ્લ તેના તરફ ફર્યો: આભાર ને પ્રેમથી છલકાતી આંખે કૂટસ્થ તરફ જોઈ રહ્યો:

'ગુરુદેવ! પણ ત્યારે, હું ચામરાજેન્દ્રનો પુત્ર શી રીતે?'

'લોકમાન્યતા પ્રમાણે. કાગળ પ્રમાણે. લખાણ પ્રમાણે. જન્મ પ્રમાણે નહિ. પણ એ જૂનો ઈતિહાસ હું હમણાં તને કહું છું.'

એ જ વખતે, માલદેવ પોતાની 'નીલમ' પર શાંત રીતે ટહેલતો એ તરફ આવતો દેખાયો. માલદેવે પોતાની પાછળ પ્રતાપ-મલ્લ નથી, એ જોઈ નીલમ પાછી ફેરવી હતી અને ઈરાવતીના કિનારા પરથી ચકરાવો લઈ, પોતાનાં માણસોને મળવાનો નિશ્ચય કર્યો. પરંતુ પોતે ખોટું પગલું લઈ ન બેસે, એટલા માટે એ સાવધાનતાથી વિચાર કરતો હતો કે કઈ દિશાએ જવું. તે શાંત રીતે નીલમને ચાલવા દેતો હતો. નીલમ આટલા પરિશ્રમ પછી મેળવેલા થોડાક આરામને વધારે આરામથી ભોગવતી ધીમે જતી હતી, ત્યાં માલદેવની દૃષ્ટિ ઈરાવતીથી થોડે દૂર વહેતા વોંકળાના તટ પર ઉભેલ ઈંદિરા પર પડી. તેની પાસે જ કૂટસ્થની ભવ્ય મૂર્તિ ને પ્રતાપમલ્લ દેખાયાં. તે ખંચાયો: ચમક્યો, ભડક્યો, પરંતુ તરત જ અટકી પડ્યો: પણ કૂટસ્થે એને તરત જ બોલાવ્યો. કહેનાર

તે પ્રમાણે કરશે જ એવું અપ્રતિમ હૃદયબળ અને દૃઢ વિશ્વાસ એ અવાજમાં સ્પષ્ટ હતાં.

'માલદેવ! આંહી આવ. પ્રતાપમલ્લને હાથે પકડાવામાં તારી કીર્તિ છે!'

માલદેવ આ આજ્ઞાથી ધ્રૂજ્યો : આટલા યત્ન પછી આમ પકડાવું? પરંતુ કૂટસ્થ સામે થવાનો તેનો સ્વભાવ જ ન હતો. તે સીધો જ પ્રતાપમલ્લ તરફ ચાલ્યો.

પ્રતાપમલ્લ શું કરવું તેનો નિશ્ચય ન કરી શક્યો. તેણે સામા કિનારા પર સરદારસિંહ ને પોતાના સૈનિકો ઉભરાતા જોયા.

'પ્રતાપલલ્લ!' કૂટસ્થે ઉતાવળે કહ્યું : 'તારાં માણસો આવ્યાં છે! તારા કાકાને કેદ કરવો છે નાં?'

માલદેવ કૂટસ્થ સામે જોઇ રહ્યો : તે સમજી શક્યો નહિ કે કૂટસ્થ કેવા અવાજમાં બોલે છે.

પ્રતાપમલ્લ એકદમ કૂટસ્થના ચરણુમાં પડ્યો :

'ગુરુદેવ! હું ચામરાજેન્દ્રનો પ્રતિનિધિ છું; માલદેવ મારે પૂજ્ય વડીલ છે. આ ધર્મસંકટમાં શું કરવું તે બતાવો.'

'પ્રતાપમલ્લ! આતતાયીને વિશ્વાસ અપાતો નથી; રાજદ્વારી કારણે વિશ્વાસ લેવાય છે. ચામરાજેન્દ્ર આતતાયી છે.'

પ્રતાપમલ્લ માલદેવના ચરણુમાં જઇ પડ્યો : 'કાકા! મારી દૃષ્ટિ ખુલ્લી છે. સંબંધીને શત્રુ માની હું ખૂબ પસ્તાયો.'

માલદેવ આ નાટક સમજી શક્યો નહિ : તેણે કૂટસ્થ સામે જોયું.

'માલદેવ! તારાથી પણ ગુપ્ત છે. તું પ્રતાપમલ્લનો કાકો થાય છે. વાસંતીદેવી—ભાભી સાંભરે છે?'

માલદેવ સજલ નયને જવાબ આપ્યો : 'હા!'

'અને અજયપાલ?'

'એની પાસે તો પ્રતિજ્ઞા લીધી છે કે પટ્ટનનું વૈરવારસો ઝીલી શકે એવો પુત્ર પાછળ મૂકવો. અમારી આ જ સમૃદ્ધિ અને

એ વૈર એ જ અમારું ધ્યેય !'

પ્રતાપમલ્લ કાકાના પ્રતાપી ચહેરા તરફ જોઈ રહ્યો:

'આજે અજયપાલનું શ્રાદ્ધ પૂર્ણ થાય છે:' કૂટસ્થે કહ્યું: 'અજયપાલ અને વાસંતીદેવીનો આ પુત્ર! ભત્રીજો પ્રતાપમલ્લ!'

માલદેવ આશ્ચર્યચકિત નયને કૂટસ્થ સામે જોઈ રહ્યો. પોતે ન સાંભળેલી આ નવી વાર્તા હતી. અજયપાલ ને વાસંતીદેવીનો સંબંધ તેની બાળકની સ્મૃતિમાં આછો રહ્યો હતો, પરંતુ પ્રતાપમલ્લ વિષે પ્રથમ જ સાંભળ્યું:

'શી રીતે?' તેણે પૂછ્યું.

પ્રતાપમલ્લના માણસો કાંઠા ઉપર ઉભરાવા લાગ્યા. એ જોઈને માલદેવ ધીમેથી અદૃશ્ય થઈ સરી ગયો. તે એક ઝાડ પાછળ સંતાયો. પ્રતાપમલ્લે સરદારને તરત આજ્ઞા આપી કે 'માલદેવના આપણી પાછળ પડવાના સમાચાર છે, માટે માણસોને પાછા દોડાવો!'

ઘડીમાં કાંઠો તદ્દન ખાલી થઈ ગયો.

'આ વાતની ત્રણ જણાને ખબર છે—' કૂટસ્થે કહ્યું 'એક દીવાન નંદલાલને, બીજું પૃથ્વીશના પિતાને.'

માલદેવ અને પ્રતાપમલ્લ એકતાન બની બધું સાંભળી રહ્યા: 'પ્રતાપમલ્લને જે કહ્યું છે તેનું આગળ ચલાવું છું. માલદેવ! તને હું પછી અથેતિ કહેવાનો છું. વાસંતી અંતઃપુરમાં આવ્યાં, ત્યારે તેને અજયપાલથી ગર્ભાધાન હતું. પણ દેવીની સ્થિતિ ભારે કફોડી હતી. એની મદદમાં માત્ર એક જૂની દાસી–ગંગા રહી હતી. જગતસિંહ અને ચામરાજેન્દ્રનો ઇતિહાસ, તમારી પાસે પછી યોગ્ય વખતે મુકીશ. આજે એ વાત નહિ કરું. ચામરાજેન્દ્રની પહેલી રાણી પણ આ વખતે સગર્ભા હતી દેવી અને રાણી બન્નેને એકબીજા તરફ પ્રીતિ ખરી. માત્ર જગતસિંહની ધાકથી, વાસંતી-સાથે, તે બહુ સંબંધ રાખી શકતી નહિ.'

'વાસંતીદેવી પ્રસવ વેદનાથી મૃત્યુશય્યા પર હતાં, ત્યારે તેણે

રાણીને એક છેલ્લી વિનંતિ મોકલી, પોતાના બાળકનું રક્ષણ કરવાનું વચન માગ્યું. રાણીને પણ પ્રસવવેદનાની વ્યાકુળતા હતી. તેણે વાસંતીને વચન આપ્યું ને દેવી ત્યાર પછી તરતજ મૃત્યુ પામ્યાં. એ વખતે જન્મેલો પુત્ર તે પ્રતાપ ! તું ! જગતસિંહ ત્યાર પછી થોડો વખત રહીને મરણ પામ્યા, અને ચામરાજેન્દ્ર ગાદી પર આવ્યો.'

મસ્ત બહારવટીઓ ને ઉચ્છૃંખલ રાજકુમાર બન્ને કૂટસ્થની સામે શાંત ઊભા રહ્યા. આજે પટ્ટન સાથેનો આખો સંબંધ ફરી ગયો હતો. અજયપાલની પ્રતિજ્ઞા હવે જુદા જ રૂપમાં સિદ્ધ કરવાની હતી. આ નવો સંબંધ જણાતાં જાદુની માફક વૈરવૃત્તિ લુપ્ત થઈ ગઈ. પોતે એક બીજાને લીધે વધારે શોભી રહ્યા છે, એમ દરેકને લાગ્યું.

માલદેવ સાનંદાશ્ચર્ય કૂટસ્થ સામે જોઈ રહ્યો. 'ગુરુદેવ! અજયપાલે આ વાત અમને કરી નથી.'

'કારણ કે જ્યારે વાસંતીદેવીને જગતસિંહે મેળવ્યાં, ત્યારે અજયપાલને પણ ભાગ્યે જ ખબર હતી, કે દેવીએ ગર્ભ ધારણ કર્યો છે. સ્થિતિ શંકામય હતી. પછી તો અંતઃપુરમાં શું બન્યું તે મેં તમને કહ્યું. ચામરાજેન્દ્ર સિંહાસન પર આવ્યો ને પ્રતાપનું નામ તેના પાટવી તરીકે પ્રસિદ્ધ થયું. પણ ચામરાજેન્દ્રને ખરી વાતની ધીમે ધીમે ગંધ તો મળી ગઈ હતી. તેણે દીવાન નંદલાલને બરતરફ કર્યો ને ગંગાને ઠપકો આપ્યો. અજયપાલ પણ એ અરસામાં મૃત્યુ પામ્યો ને તેં પટ્ટન સામે વૈર જગાડ્યું. પ્રતાપ ને તારા વિષે ચામરાજેન્દ્ર ખરી વાતો જાણે છે. એટલા જ માટે એણે પ્રતાપને હજી તો પુત્ર તરીકે પોષ્યો છેઃ તેમ જ તેને બીજી રાણીથી કાંઈ સંતાન નથી. ઇંદિરા પર એની દૃષ્ટિ હતીઃ પણ પૃથ્વીશના સ્વતંત્ર સ્વભાવને લીધે તે વાત હાથથી ગઈ! આનું વૈર તેણે વાળવાનો યત્ન કર્યો છે. પણ પ્રતાપનું જીવન જોખમાતાં

વાર ન લાગે એવી સ્થિતિ છે. માટે જ, સમય પરિપક્વ ન થાય ત્યાં સુધી, બહુ ધ્યાનથી વર્તવાનું મેં તમને કહ્યું હતું.'

'આ તમારો સત્ય ઇતિહાસ. પરંતુ હવે તમારે હાલ પાછું સમય પૂરતું જુદા જ વેશમાં ઊતરવાનું છે. પ્રતાપમલ્લ ! તું જાણે કે માલદેવને પકડવા અસમર્થ છો, એ તારો વેષ. માલદેવ ! તું જાણે કે પ્રતાપમલ્લ સામે થવા યોગ્ય નથી, એ તારો વેષ. આ તમારો હાલનો વેષ, સમય પ્રમાણે વેષ ફરે છે. પરંતુ હું જ્યાં સુધી તમને સમય આવ્યાની નિશાની ન આપું ત્યાં સુધી શાંત રહેજો. પ્રતાપમલ્લ ! તારામાં અજયપાલ અને વાસંતીદેવીની ભવ્યતા, શૌર્ય અને ઉદારતા છે. પરંતુ ઉદારતાને યોગ્ય વિશ્વાસુ સ્વભાવ છે. તારો ઇતિહાસ હવે તું સમજી શક્યો ? અજયપાલનું અદ્‌ભુત શૌર્ય, વાસંતીદેવીનો નૈસર્ગિક પ્રેમ, ગંગાની વિચક્ષણતા: અને રાણીની ઉદારતા. આ પગથિયાં ઉપર તું ચામરાજેન્દ્રનો પાટવી કુમાર બન્યો છે !'

## ૨૭. જૂનો ઈતિહાસ

"પણ ઇંદિરા કોણ છે? એને આ વાતમાં શું સંબંધ છે?" પ્રતાપમલ્લ અત્યાર સુધી શાંત હતો, તેણે કહ્યું.

'વાસંતીદેવીએ મૃત્યુશય્યા પરથી બે જણાને વિનંતી કરી, ફૂટસ્થે કહ્યું: 'એક પૃથ્વીશના પિતાને અને બીજી ચામરાજેન્દ્રની રાણીને. રાણીનો પુત્ર જન્મીને તરત મૃત્યુ પામ્યો હતો ને રાણી પણ વેદનાથી વ્યાકુળ હતી, તેણે વાસંતીની છેલ્લી વિજ્ઞપ્તિ પાછી ન વાળી. અને તને પોતાના પુત્રને સ્થાને ગોઠવ્યો. આ વખતે ચામરાજેન્દ્ર પટ્ટનમાં નહિ હતો. દીવાન નંદલાલ હતો તેને કાંઈક શંકા ખરી. ગંગાએ પોતાનો જ ગુનો થાય એમ ધારી સઘળું છૂપાવ્યું. વાસંતીદેવીએ એકી સાથે પુત્ર અને પુત્રીને જન્મ આપ્યો હતો. પુત્રી પૃથ્વીશના પિતાને સોંપી. તે ઇંદિરા. તું ચામરાજેન્દ્રના પુત્ર તરીકે ઉછર્યો, ને પૃથ્વીશની બહેન તરીકે ઇંદિરા ઉછરી. વાસંતીદેવીએ તે જ સમયે પોતાનો સઘળો ધનસંચય પૃથ્વીશના પિતાને સોંપ્યો હતો. ત્યાર પછી વૃદ્ધ ડોસા મૃત્યુ પામ્યા ચામરાજેન્દ્રની રાણી પણ આ વેદનાથી ન બચી શકી, અને વાસંતીદેવી પણ મરણ પામી. આ ઘટના ઉપર સમયનો પ્રવાહ ચાલવા લાગ્યો. અને બધી વાત ગુપચુપ રહી ગઈ. ઇંદિરા તારી સગી બહેન છે.'

પ્રતાપમલ્લને આંખે તમ્મર આવ્યાં. અત્યાર સુધી, જેની સાથે મસ્તી કરી તે પોતાની જ બહેન હતી, એની આંખનો સંબંધ આજે બદલાયો. તે ઇંદિરા તરફ અનિમિષ નયને જોઈ રહ્યો.

વાસંતીદેવીની આબાદ છાપ સાચવતું ઇંદિરાનું ગૌર વદન શરમથી, ભયથી, આશ્ચર્યથી, અને કરુણાથી અનેક રંગ ધારી રહ્યું હતું! માલદેવે તેના તરફ જોયું:

'બેટા! ઇંદિરા! આંહીં આવ. જો તારો ધર્મ બચ્યો છે!'

ઇંદિરા હતી ત્યાં જ સ્થિર થઈ ગઈ. તે નીચે મોંએ જમીન ખોતરતી ઊભી. ઘડીક પહેલાં જલતરંગ પેઠે નાચતું યૌવન શરમથી છવાઈ ગયું! આંસુથી છલકી ગયું! આભારથી નમી પડ્યું!

કૂટસ્થનો ધીર પ્રશાન્ત સ્વર સંભળાયો:

'ઈંદિરા!'

ઈંદિરા આંસુભરી આંખે સામું જોઈ રહી: એની આંખ બોલી રહી: 'ગુરુદેવ!'

તે ધીમે પગલે કૂટસ્થ પાસે આવી. આખા વનના સૌન્દર્યમાં એની ભાત પડતી હતી. અજયપાલની પ્રતિભા અને વાસંતીદેવીનું સૌન્દર્ય એક જ સ્થળમાં મળેલું આજે માલદેવે જોયું. તે બોલ્યો:

'ગુરુદેવ! મને સાંભરે છે! અસલ વાસંતીદેવી! માત્ર ઇંદિરા વધારે ગંભીર છે.'

કૂટસ્થે એના માથા ઉપર હેતથી હાથ મૂક્યો: આવી રમણી-યતાને આટલા વાત્સલ્યભાવથી બોલાવવાનો એક અદ્ભુત વિજય એ કૂટસ્થનું ગૌરવ હતું: તે માયાથી બોલ્યો:

'બેટા! તું પૃથ્વીશની રક્ષિતા છે: પણ બહેન તો તું આ પ્રતાપમલ્લની છે!'

ઇંદિરાની સમક્ષ આખો ઇતિહાસ તર્યો: ભદ્રેશ્વરનું મંદિર: એનું એકાંત ઘર: પ્રતાપમલ્લ ત્યાં આવતો: કૂટસ્થની સૂચના. એ આભારથી ગળગળી થઈ ગઈ.

'ગુરુદેવ! જો માત્ર તમે એક ઘડી જ મોડા થયા હોત, તો આ જીવન ઝેર જેવું થઈ પડત!'

'ગુરુદેવ!' પ્રતાપ બોલ્યો: 'આનું પ્રાયશ્ચિત?'

'મનસ્વી પુરુષને પરિતાપ એ જ ભયંકર પ્રાયશ્ચિત્ત છે. પ્રતાપમલ્લ! ભૂલ કરવી, એ પાપ નથી; પાપ કરવું, એ ભૂલ છે.'

ઇંદિરાએ આજે જીવનમાં પહેલી જ વાર સ્નેહપરિવર્તન અનુભવ્યું: એની આંખમાંથી જોર કરી આંસું બહાર સર્યાં: તેણે ધ્રુજતે, પણ શાંત સ્વરે, દૃઢતાથી માયાભરેલા અવાજે ધીમેથી કહ્યું 'પ્રતાપમલ્લ! ભાઈ!'

એના સ્વરમાં પવિત્ર ટંકાર હતો: અને આત્માને જગાડીને એ સ્વર આજે પહેલી જ વાર બોલાતો હોય તેમ ખાસ ભારથી એ બોલી: '**ભાઈ.**'

પ્રતાપમલ્લે એટલી જ સહૃદયતાથી જવાબ આપ્યો.

'**બહેન**! ઇંદિરા!'

એના સ્વરમાં પ્રાયશ્ચિત્તની છાંટ લાગ્યા વિના ન રહી. કૂટસ્થે શાંત રહી આ જોયા કર્યું: પછી એ બોલ્યો,

'ઇંદિરા! ચાલ હવે તું પાછી પૃથ્વીશ પાસે જા. ગુલાબ ક્યાં છે? અને સુધીર?'

ઇંદિરાએ અચકાતાં જવાબ આપ્યો: 'સુધીર તો પટ્ટન ગયો છે!'

'ચામરાજેન્દ્રનું ખૂન કરવા?' કૂટસ્થે હસતાં હસતાં કહ્યું.

'ગુરુદેવ! હા.'

'ઠીક. માલદેવ! હવે તું અને ઇંદિરા પાછાં પૃથ્વીશની વાડીમાં જાઓ. સમય એટલો બારીક છે કે જો તમે જરા પણ બેદરકાર કે અવિશ્વાસુ રહેશો તો તમારો વિનાશ હવે નજીક છે. માલદેવ! અજયપાલનું વૈર જગતસિંહ સામે હતું. જગતસિંહ ભોળો અને બહાદુર હતો. એ વૈર શૂરવીર સામે શૂરવીરનું હતું. તારું વૈર ચામરાજેન્દ્ર સાથે છે. ચામરાજેન્દ્ર તને દગો દેશે. શૌર્ય સામે શૌર્ય ટકે છે; દગા સામે નહિ, માટે સાવધ થા, હમણાં ગુપ્ત જ રહે. તારો સમય હવે આવવાનો છે.

માલદેવે પોતાની 'નીલમ' પર સવારી કરી, ને ઇંદિરા તેની

પાછળ બેઠી: ધાટા જંગલમાં થઈ તેઓ થોડી વારમાં અદશ્યથઈ ગયાં.

કૂટસ્થ પ્રતાપ તરફ ફર્યો:

'અને હવે પ્રતાપ! તું માલદેવની પાછળ જાણે ઘૂમ્યા કરે છે, એવો દેખાવ કર. જ્યાં સુધી પરિપકવ સ્થિતિ થઈ નથી, ત્યાં સુધી આપણું દરેક કાર્ય ગુપ્ત રહેવું જોઈએ. તું પટ્ટનમાં જા, ત્યારે તારે એક જ કાર્ય કરવાનું છે. ગંગાને હાથમાં લેવી. તેની પુત્રી પર તેને ઘણી પ્રીતિ છે. આ પુત્રી કયાં રહે છે તે કોઈ ને ખબર નથી. ગંગા એક જ જાણે છે. આ પુત્રી પર એક વખત ચામરાજેન્દ્રનાં વિલાસી નયન ફરેલાં, પરંતુ ત્યાર પછી અકસ્માત તે મૃત્યુ પામ્યાના સમાચાર ફરી વળ્યા. ગંગા ગમે તેમ પણ કુટુંબના અભિમાનવાળી છે. ચામરાજેન્દ્રથી બચવા તેણે આ માર્ગ શોધી કાઢયો છે. જો ચામરાજેન્દ્રને આ વાતનો બરાબર પત્તો મળી જાય તો તેની ગંગા ઉપર અવકૃપા થાય ને પરિણામે ગંગા આપણી બને!'

'આ પત્તો ચામરાજેન્દ્રને કોણ આપે?' પ્રતાપે પૂછ્યું:

'મને લાગે છે કે તું પોતે આ બાબતમાં ચામરાજેન્દ્રનો વિશ્વાસુ બની જા. આ ગંગાની યમૂનાનો પતિ શોધતાં તને એનો પત્તો મળે!'

'ગંગાની યમૂનાનો પતિ છે?'

'કેમ? સુધીર પોતે.'

'આ..હા! દેવીસિંહનો સુધીર!'

પ્રતાપમલ્લને નવાઈ લાગી.

'હા, જ્યારે દેવીસિંહની સ્થિતિ સારી હતી ત્યારે એ સંબંધ બંધાયો હતો; પણ ત્યાર પછી, દેવીસિંહ પર અવકૃપા જોઈ, તથા તેનું કુટુમ્બ ધીમે ધીમે ચામરાજેન્દ્રના સંસર્ગથી દુષ્ટ બને છે, એ જોઈ ગંગાએ આ સંબંધ છોડયો!'

પણ પ્રતાપમલ્લ વિચારવમળમાં પડયો: કૂટસ્થને આ બધી ખબર કયાંથી? તે ધીમેથી બોલ્યો:

'પોલીસોએ સાધારણ રીતે સુધીર ઉપર કાંઈક આરોપ તો ઢોળ્યો છે! અવનીશનો કારકુન પ્રીતમ કાં તો પૈસા મારીને ક્યાંક ઉપડી ગયો લાગે છે. આ પ્રીતમની શોધમાં પોલીસ છે જ. એનું અપહરણ કે ખૂન થયું એ વાત ચલાવી રહી છે. એમાં આ મળી જાશે!'

'બરાબર. એટલે જ આટલો વધારો કરવાથી, કોઈ ન જુએ તેમ ચામરાજેન્દ્રના વિનાશનું બીજ રોપાશે! આપણે કોઈ રીતે ગંગાને ફેરવવી છે!'

'ગુરુદેવ! સુધીર તો પટ્ટનમાં છે જ. વળી હમણાં હમણાંમાં જ સુધીર કાંઈક નવાજૂનું કરશે, એટલે એની ફાંસી ચોક્કસ છે. એ ફાંસી શી રીતે અટકશે?'

'પૃથ્વીશનું ભવિષ્ય સાંભરે છે?'

પ્રતાપમલ્લ ઝંખવાયો: 'ગુરુદેવ! હા. પણ આ પૃથ્વીશ ન હોય. આ તો સાધારણ રખડુ જેવો એક માણસ છે.'

'છતાં એ પણ સૃષ્ટિનો અમૂલ્ય મનુષ્ય છે. એના જીવનનો પણ વિશ્વમાં હિસાબ છે. અને તેથી એ બચશે જ.'

છેલ્લા શબ્દો કૂટસ્થ વધારે ભારથી બોલ્યો.

'ત્યારે હવે હું જાઉં?' પ્રતાપે પૂછ્યું:

'હા. હું પટ્ટનમાં જ આવીશ. પટ્ટનમાં હાલ ધમાલ છે. તું સાવચેત રહેજે. જરા સરખી શંકા પણ ન થાય કે તું રાજદ્વારી વિષયમાં પાક્કો ઊતર્યો છે. માત્ર ગંગાને હાથમાં લે. એ ડોશીના એકમાત્ર વિશ્વાસસ્થાન પર હલ્લો થશે કે તરતજ એ ફરી બેસવાની. પછી તો એનો સ્ત્રીનો ડંખીલો સ્વભાવ છે.'

પ્રતાપે રજા લીધી ને થોડીવારમાં તે પટ્ટનના માર્ગ તરફ અદૃશ્ય થઈ ગયો.

કૂટસ્થ ત્યાંથી ચાલ્યો ગયો.

પ્રતાપમલ્લ જ્યારે પટ્ટન પહોંચ્યો ત્યારે ચારે તરફ અવિશ્વાસ,

કપટ, ને જાળ પથરાયાં હતાં. પોતાનો ઈતિહાસ જાણ્યા પછી પ્રતાપ એનું રહસ્ય હવે નવી રીતે જ નીરખવા માંડયો. ચામરાજેન્દ્ર એની સાથે વધારે મીઠાશથી બોલતો હતો નંદરામ વારંવાર એને મળવા આવતો. અવનીશે માલદેવને હઠાવવા માટે અભિનંદન આપ્યું. પરંતુ પ્રતાપને ખાત્રી હતી કે પોતાના પર સૌ તૂટી પડવાની આ તૈયારી કરે છે. એટલામાં એક રાત્રીએ અચાનક તે બારણા ઉપર ટકોરા પડવાથી જાગ્યો. બારણું ખોલી જુએ છે તો કૂટસ્થ તેની પાસે ઊભો હતો :

'પ્રતાપમલ્લ!' કૂટસ્થે ઉતાવળથી કહ્યું, 'સમય કટાકટીનો આવી પહોંચ્યો છે! કાલે સુધીર એક સાહસ કરનાર છે! તે પકડાય તે પહેલાં ગંગાની વાત છેડવી જોઈએ!'

પ્રતાપમલ્લ જવાબ આપે તે પહેલાં કૂટસ્થ ચાલ્યો ગયો હતો. જરા જેટલી ચેતવણી આપીને ચાલ્યા જવાનો તેનો સ્વભાવ પ્રતાપે ઘણી વાર અનુભવ્યો હતો.

બીજે દિવસે સવારે જ પ્રતાપે યશલાલસિંહને કહ્યું : 'તમે કોઈ દિવસ સાંકડીગલ્લીવાળો પ્રદેશ જોયો છે?'

'જી ના.'

'ત્યારે ત્યાં ગુપ્ત તપાસ કરો. ગંગાની યમુના ત્યાં હોવાના ભણકારા છે. આ યમુના ઉપર પ્રીતમની નજર હતી. સુધીરને આ ડંખ્યું ને પ્રીતમનું ખૂન થયું કહેવાય છે, જેમાં તમને ખૂની મળતો નથી, તે કદાચ આંહીં નીકળશે!'

'પણ આ યમુના તો મરણ પામી છે!'

'કોણે કહ્યું!'

'ગંગાએ પોતે જ.'

'એ ખોટું છે. ત્યાં તમને કાંઈક અવનવું મળી આવશે. પ્રીતમનું ખૂન થયું કહેવાય છે તેનો પત્તો ત્યાં જ લાગશે! તપાસ કરો!'

યશલાલસિંહને ચામરાજેન્દ્રની કૃપાનું એક નવીન સાધન મળતું હતું. હજી યમૂના જીવે છે, એ તપાસ પોતે કરી એમ ઠરાવી દેવાશે! ને ચામરાજેન્દ્રનો વિલાસી સ્વભાવ નવા શિકારથી જેટલો આનંદ પામતો તેટલો બીજા કશાથી નહિ! પ્રીતમ જેવા કારકુનનું કહેવાતું ખૂન તો ઠીક હવે!

આ વાર્તાલાપ થયા પછી યશલાલસિંહ મોડેથી ચામરાજેન્દ્રને મળવા આવ્યો. પ્રતાપમલ્લ તે વખતે ત્યાં હતો. એને આવતો જોઈ તે ધીમેથી જતો રહ્યો. યશલાલ આવ્યો:

'બાપુ! એક નવીન ઘટના બની છે!'

ચામરાજેન્દ્રે જરા પણ આશ્ચર્ય ન હોય તેમ તેની સામે જોયું. એનો દાંભિક સ્વભાવ એની બધી નિર્બળતાને ચારે તરફથી ઢાંકવા માટે પૂરતો હતો. તેણે સહેજ સામે જોયું:

'અવનીશભાઈના કારકુન પ્રીતમ ગૂમ થયાની વાત હતી. પ્રીતમલાલનો ખૂની સુધાર છે!'

ચામરાજેન્દ્રે, નોકર 'જમવાનો વખત થયો છે.' એમ કહેવા આવે, તેટલી શાંતિથી આ સાંભળ્યું: પછી તે બોલ્યો: 'નિયમસર ખૂની?'

બધું 'નિયમસર' એટલે દુષ્ટતાની પરંપરા! આ દંભી રાજા મનુષ્યને મરણ પામતું જોઈ દાંભિક વિવેકમાં પૂછે: 'એ નિયમસર મરે છે?'

યશલાલ ને સૌ અફસરો એને પામી ગયા હતા. યશલાલે કહ્યું: 'જી હા! બધું કાયદાપૂર્વક છે.'

'ત્યારે કેસ ચલાવી ફાંસીનો હૂકમ મેળવો!' ચામરાજેન્દ્રે જરા પણ ધગશ વિના કહ્યું.

'પરંતુ એમાં એક વિશિષ્ટ ઘટના છે.'

ચામરાજેન્દ્રે સહેજ સામે જોયું

'ગંગાની પુત્રી યમુના જીવે છે! ને તેના પર નજર કરવા માટે આ ખૂન થયું છે!'

ચામરાજેન્દ્રનો બધો બુદ્ધિવૈભવ હવે ઠલવાયો : સ્ત્રીના શાસ્ત્રમાં એ એક્કો હતો: વિલાસની સગવડતા શોધવામાં નિપુણ હતો ! વિશ્વાસુને દગો દેવામાં અદ્વિતીય હતો :

'ત્યારે એનો રસ્તો સહેલો છે ! હાલ યમુના ક્યાં છે ?'

યશલાલે ઠેકાણું આપ્યું.

'ત્યારે આજે રાત્રે યમુનાને આહીં પહોંચાડવી. ગંગાને ફરિયાદ કરવાનું કારણ નથી. ફરિયાદ કરવા આવે તો એણે પોતાની પુત્રી મૃત્યુ પામ્યાનું તે પહેલાં જ જાહેર કર્યું છે, તેથી હવે એ ખોટી ઠરે ! એને મન તો પુત્રી મૃત્યુ જ પામી છે ! ને સુધીરને લટકાવી દ્યો !'

પટ્ટનના સ્વામીનો આ બુદ્ધિવૈભવ ! લાખો મનુષ્યની આ કિમ્મત ! ન્યાયની આવી શક્તિ ! માનવજીવન પર આ સ્નેહ !

## ૨૮. એ બોમ્બ કોણે ફેંક્યો?

**ચુશાલાલસિંહે** ચામરાજેન્દ્રનો ન્યાય મેળવી લીધો. એને લાગ્યું કે આજે પોતે અવનીશની કૃપા મેળવી છે, ને ચામરાજેન્દ્રને પ્રસન્ન કર્યો છે. ગંગાનુ જોર તૂટયું છે, ને નંદલાલના હાથ હેઠા પડયા છે! કારણ કે ચામરાજેન્દ્રની કૃપા માટે જે સાધન તે સાધન એને એણે મેળવી આપ્યું હતું. ગંગાની યમુના! એક જ સપાટે આટલો વિજય આજ પ્રથમ જ તેણે અનુભવ્યો.

ગુલાબ અને ઇંદિરાથી છૂટો પડી સુધીર પટ્ટન તરફ આવ્યો હતો. એનામાં અન્યાય સહન કરવાની ધીરજ ન હતી; ધીમે ધીમે ન્યાય મેળવવાનો વિશ્વાસ ન હતો; વ્યવસ્થાપૂર્વક ગુપ્તમંડળ જમાવી વેર લેવાની કુનેહ ન હતી; અને સુંદર વેર લેવાનો એનામાં દંભ ન હતો. એના નિર્દોષ સ્વભાવમાં એક જ ધૂન લાગી. વસંતતિલકાને લૂંટનારને મારૂં-ગમે તે રીતે મારૂં. એને મરી પીટવું હતું. તે પટ્ટનમાં આવ્યો, ત્યારે રાત્રિનો અંધકાર જામી ગયો હતો હતો. આ અંધારા ઉપર અજવાળાની ભાત પડી રહી હતી. તે ભદ્રેશ્વરના ઓટલા ઉપર જ બેઠો. પુષ્કરે હમ્મેશના નિયમ પ્રમાણે રાત્રે કોઈ થાકયોપાકયો મુસાફર બહાર ન પડયો રહે, માટે અંદર આવવા બૂમ મારી. બીજા ઘણા મુસાફરો આ સાદ સાંભળી અંદર ગયા. માત્ર સુધીર કોઈ ન દેખે તેમ પટ્ટન તરફ ચાલતો થયો.

તે પટ્ટનના મધ્યભાગમાં આવી પહોંચ્યો. કેટલીક ગલીકુંચી વટાવી તે પોતાના નિર્જન ઘર પાસે આવી પહોંચ્યો. આ ઘરનો દરેક પથ્થર એની માની સ્મૃતિથી ભર્યો હતો. ત્યાંની દરેક દરેક વસ્તુ પર સુધીરને મા જેટલું વહાલ હતું. અત્યારે આ ઘર દરબારી

કબજામાં હતું. સુધીરે કચ્છ માર્યો. અને આવનારજનારની ગરબડ ઓછી થતાં, વંડી ઉપરથી અંદર ભૂસકો માર્યો. અંદર મૃત્યુ જેવી શાંતિ હતી. કેટલાંક નિસ્તેજ ઝાડનાં અરધાં મરેલાં પાંદડાં ક્યારેક ખખડતાં હતાં. અહીંઆં જ થોડાં વર્ષો પહેલાં ચૈતન્ય ભર્યું હતું. ફળીમાં એક સડેલી સાદડી, એક ફૂટેલ ઘડો ને થોડાંક જૂનાં કાંટારખાં પડયાં હતાં. એટલામાં કોઈ માણસનો પગરવ સાંભળવાથી સુધીર એકદમ સંતાઈ ગયો, પણ એની કલ્પનાનું એ ભૂત નીકળ્યું ! ઘણાં વર્ષ થયાં આંહીં કોઈ નહિ આવ્યું હોય, એવું સ્પષ્ટ લાગતું હતું. પોતાના જ ઘરમાં, સુધીર ચોરની માફક ધ્રૂજતો ઊભો. બધા ઓરડાનાં બારણાં બંધ હતાં. અગાસી પર પણ બધાં દ્વાર વાસેલાં હતાં, સુધીરે બારણાને ખોલવા મહેનત કરી, પણ વ્યર્થ. અંતે સાંકળમાંથી તાળું નીકળી જાય છે, એવું જાણતાં તેને મોટું આશ્ચર્ય થયું ! ચતુર સુધીરે દ્વાર ખોલી નાંખ્યું તે તરત જ એની દૃષ્ટિ ઓરડાના અંદરના ભાગમાં પડતાં તે થંભી ગયો, અટક્યો, હઠયો. તે ભયથી લગભગ દોડયો ગયો !

અંદરનો ઓરડો ઘણો વિશાળ હતો, ને તેમાં ચારે તરફ 'ફર્નીચર' ભરચક ભર્યું હતું. દેવીસિંહ રાઠોડે કોઈ સુથારના ખૂનના કેસમાં મેળવેલ સુંદર આરામખુરશીઓ, ભવ્ય હીંડોળા, ને વિશાળ પલંગ ત્યાં પડયા હતા. કોઈ કંસારા ઉપર થયેલ ફોજદારીમાં પ્રાપ્ત કરેલાં મોટાં વાસણો એક તરફ પડયાં હતાં. એક બે ઠેકાણે ટાંગેલ તંબૂરાના તાર જાણે તૂટતા હતા. સુધીરે જે દેખાવ જોયો તેથી તે ભયભીત થઈ ગયો. વિશાળ ખંડના મધ્યમાં, ભવ્ય હિંડોળો જાણે હીલોળે ચડયો છે, ને તેના ઉપર વસંતતિલકા જેવી જ આબેહૂબ મૂર્તિ સુધીર તરફ એકી નજરે જાણે જોઈ રહી છે. પરિચય ન હતો છતાં એ જ માતાની છવિ એવું સુધીરને લાગ્યું. પરિચય ન હતો, છતાં એ જ શરીરવૈભવ એમ સુધીરને જણાયું.

'સુધીર ! બેટા ! મારો ન્યાય તારે લેવો છે ?'

સુધીરની કલ્પનાએ શબ્દ પણ સાંભળ્યો! આબેહૂબ મનુષ્યનો જ સ્વર! એ જ હલક! એવું જ સ્ત્રીનું લાલિત્ય!

તે પોતાની જ કલ્પનાથી ભયભીત થઈને એકદમ વંડી તરફ દોડ્યો! પણ હજી એના કાનમાં સ્વર આવતો હતો:

'સુધીર! બેટા! તું મને ઝંખે છે ને મારાથી બીએ છે?'

સુધીરે જોસથી બારણું ખેંચ્યું: રસ્તા ઉપર રોન ફરવા નીકળેલ સિપાઈઓ ભડક્યા. તેમાંના એકના મોંમાંથી ફાટતો સ્વર નીકળ્યો: 'ભૂત!'

ઘડીવારમાં સૌના પગના મોટા ધબકારા થવા લાગ્યા. આખો રસ્તો તેમના કોલાહલથી ગાજી ઊઠ્યો, ને થોડીવારમાં તે દૂર દૂર ચાલ્યા ગયા. સુધીરે પાછા વળી જોયું. ઓશરીમાં કોઈ ઊભું ન હતું. ઓરડામાંથી કોઈનો સ્વર આવતો ન હતો. તે ધીમે કિન્તુ દૃઢ પગલે પાછો ફર્યો. તેને પોતાની નબળાઈ ઉપર શરમ આવી. પોતાના ખીસામાંથી એક ડબી કાઢીને તેની ચાંપ ફેરવતાં આખા ફળીમાં રોશની થઈ રહી. તે ઓરડામાં ગયો. ઓરડામાં હજી હવાની ગંધ હતી, પણ રસ્તાપરની બારી ખોલવી તેને ઠીક ન લાગી. તે પોતાની માતાની ભૂલી જવાયલી મિલ્કત પરથી આજે ધૂળ ખંખેરવા લાગ્યો. દરેક પળે તે વધારે ને વધારે દૃઢ થતો ગયો. દરેક પળે તે ઘર વધારે પરિચિત બનતું ગયું. કીનખાબના ગાલીચા પર કંસારીઓ ઊડી રહી હતી. રેશમી મશરુના તકિયા પર કરોળિયાનાં પડ બાઝતાં હતાં. ને માણસને જે ચીજ વાપરવાની ના પાડવામાં આવતી હતી, તેના પર જીવડાં આનંદ કરી રહ્યાં હતાં! ઉચ્છૃંખલ સત્તાનો વૈભવ કુદરત આવી જ રીતે પોતાના નાના નાના પ્રાણીઓના વિલાસ માટે રાખે છે!

સુધીરે ચારે તરફ દૃષ્ટિ ફેરવી. એક તરફ ચામરાજેન્દ્રની વિશાળ છબિ જાણે હમણાં જ હસી રહી છે, એવા દંભમાં કાગળ ઉપર પણ પોતાનો સ્વભાવ સાચવીને ઊભી હતી. બીજી તરફ દેવી-

સિંહનો ચહેરો ઉગ્રતાભર્યા ખૂની સ્વભાવનો પડઘો પાડતો પીછીના આછા રંગમાંથી ડોકિયાં કરતો હતો. ઓરડાના બીજા ભાગમાં જવાને વચ્ચે દ્વાર હતું. સુધીર તે વટાવી ગયો. છત ઉપર એક છવિ ટાંગી હતી ને તેના પર હજાર કાણાંવાળું મેલું ને કાળું લૂગડું લટકતું હતું. નીચે ભોંતળિયે, ઊંદરની લીંડીઓથી ભાત પાડી હોય તેવી એક પોળી ને ધૂળના થર જામેલી જાજમ બીછાવી હતી. ખૂણામાં એક ટેબલ ને તેના પર વિશાળ ઝૂલતો અરીસો હતો. તેના પર પણ ધૂળના ઢગલા હતા. તેના પર એક જૂની સારંગી પણ પડી હતી.

સુધીર તે છવિ તરફ ગયો. તેણે ઉપરનું લૂગડું ખેંચ્યું. તરત જ લૂગડું કટકેકટકા થઈ નીચે પડયુંઃ સુધીરે એક પાસે પડેલી ખુરશી ઉપાડી છવિને ધીમેથી નીચે ઉતારી. નીચે ઉતારવા જતાં તેનો પગ જરા સર્યો. એના પગ નીચેની ખુરશી, એક તરફ ઊડી પડી ને કટકેકટકા થઈ ગયા. એના પડવાથી એની જૂની મૈત્રી ધરાવનાર સારંગી એની મેળે બોલી ઊઠી. એના તાર રડી ઊઠયા. સુધીરને લાગ્યું કે શાંત રાત્રિમાં પોતાના ઘરમાં જાણે પોતાની જ માતાનો સ્વર તે સાંભળી રહ્યો છે.

સુધીરે છવિને ટેબલ પર ગોઠવી. ભીની આંખે એના તરફ જોઈ રહ્યો. વાત્સલ્યભર્યું હૃદય એ ચહેરા પર પથરાઈ ગયું હતું. સુધીરને છવિ પાસે ઊભા રહેતાં લાગ્યું કે જૂનો કાળ નવી કડીથી સંધાઈ રહ્યો છે! જાણે સમય ગયો જ નથી, જાણે ભૂતકાળ માત્ર વર્તમાન સુધી લંબાણો છે!

તેની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. પોતાની મા પાસે નાનું બાળક રોતું હોય તેમ તે રોવા લાગ્યો. હાથપગ પછાડવા લાગ્યો, કેશ ચૂંટવા લાગ્યો. આજે એને એની મા સાથે બોલવું હતું. એની મા સામે હતી, પરંતુ કાગળ પરથી તે બોલે તેમ ન હતું. કાગળ પરનો રંગ ને પીછી અનેક ભાષા બોલતાં. સુધીર આ સાંભળતો હતો ને એથી એનો આત્મા રડીને જવાબ વાળતો હતો!

સુધીરે રોઈને પોતાનું હૃદય ખાલી કર્યું. માતાની છબિ બગલમાં મારી લીધી ને પોતે બહાર નીકળી ગયો. દ્વાર પાછું હતું તેમ અટકાવ્યું ને વંડી પર ચડી, પાછો પટ્ટનના જાહેર રસ્તા પર ભટકતો થઈ ગયો.

બીજા દિવસની સાંજ સુધી સુધીર પટ્ટનમાં દેખાયો નહિ. બીજે દિવસે ચામરાજેન્દ્રનો જન્મદિવસ હતો. મને કે કમને સૌ ગુલામ જેવા પ્રજાજનોએ રોશની કરી હતી. બળતે હૃદયે ને ઝુકતા શીરે સૌ અગિયારથી પાંચ સુધીના બાદશાહો હાજર થયા હતા!

સુધીરે ભયંકર નિશ્ચય કર્યો હતો. એ પોતાની જાત હોમી દેવા માગતો હતો.

ચામરાજેન્દ્રની સવારી ફરવા નીકળી હતી. આગળ લશ્કરી પોષાકમાં પાયદળ ચાલતું હતું. તેની પાછળ સુનંદા સવારો હતા. પાછળ વાજાંની ધમાલ હતી. વચ્ચે ચામરાજેન્દ્રનો 'જયનંદન' હાથી વૈભવની સાક્ષાત્ મૂર્તિ જેવો ડોલી રહ્યો હતો. ચામરાજેન્દ્ર એના પર સુવર્ણની અંબાડીમાં બિરાજ્યો હતો; ઉપર ચમ્મર ઢળતાં હતાં; પવન નંખાતો હતો. છત્ર શોભી રહ્યું હતું ને પાછળ એનો વિજયધ્વનિ પોકારાતો હતો. એની પાછળ એક ગાડીમાં પ્રતાપમલ્લ હતો. તે પછી આખો અમલદાર વર્ગ પ્રજાજનને રૂઆબમાં આંજી નાંખતો જુદાં જુદાં વાહનોમાં આવતો હતો. સવારી આગળ વધતી હતી; સ્ત્રીપુરુષો ચામરાજેન્દ્રને ગર્વથી ને હર્ષથી જોઈ રહ્યાં હતાં. હજારો આંગળીઓ એના તરફ ફરતી હતી. આ દૃશ્ય પર ઘડીભર સૌ થંભી ગયા હતા. ચામરાજેન્દ્રના દોષ એના વૈભવમાં ઢંકાઈ ગયા હતા. આ વખતે ચામરાજેન્દ્ર માત્ર સામું જુએ તો માનભૂખ્યા પુરુષો પોતાને કૃતકૃત્ય માની મિત્રમંડળમાં પોતાની વાત બહુ ગર્વથી કરે. ચામરાજેન્દ્રની કૃપામાં અખૂટ વૈભવ છે એ સૌ જોઈ શકતા હતા. સૌ ઝૂકતા હતા, સૌ નમતા હતા. સૌ રાજાને જોઈ ઘેલા બન્યા હતા. સૌ અંજાઈ ગયા હતા.

એ વખતે આ દૃશ્ય પર એક નિસ્પૃહ આંખ ફરી રહી હતી. એને ન હતો આ વૈભવનો મોહ કે ન હતી આ દૃશ્યની ઘેલછા. એ સ્થિતપ્રજ્ઞ હતો. એ વસ્તુસ્થિતિ સમજતો હતો. આ પોલાણની એને ખબર હતી. એ સામાન્ય જનની માફક કૃપા ઇચ્છતો ન હતો; અમલદાર વર્ગની માફક ગર્વથી મત્ત ન હતો; સ્ત્રીઓની માફક ઘેલો ન હતો; બાળકની માફક અંજાઈ ગયો ન હતો. એ સૌ પર નજર ફેરવી રહ્યો હતો.

સવારી બરાબર મધ્યચોકમાં આવી ત્યાં એકાએક જબ્બર ધડાકો થયો. ધુમાડાના ગોટેગોટાથી ઘેરાતું પાયદળ મૂંઝાયું; સવારો અટક્યા; ને કેટલાક ઘોડા તોફાને ચડયા. આખી સવારી વિજળીના આંચકાથી થંભે તેમ થંભી ગઈ !

યશલાલસિંહનો પહાડી સ્વર સંભળાયો : 'સરદાર ! જો પૂર્વ તરફ, એ ટોળાંમાં બદમાસ ભાગ્યો છે !'

સૌની નજર એ ટોળાં તરફ ગઈ. ચામરાજેન્દ્રના હાથીને મહાવતે કબજામાં રાખ્યો હતો, પરંતુ ચમર ઢોળનાર ઉડી પડ્યો હતો ! સરદારસિંહ ને બીજા સરદારો દોડયા. અનેક દિશામાં ટોળાં ઊભાં હતાં. ઉપર અગાશીમાં લોકોની ઠઠ જામી હતી. દુકાનના ઓટલા ટોળાંથી ભર્યા હતા. સરદારસિંહે એક તરફ પ્રયાણ કર્યું : પણ કોને પકડવો તે સૂઝયું નહિ.

બીજો ધડાકો થયો ને ચામરાજેન્દ્રના મુગટની કલગી છેદાતી ગઈ. આખી સવારીમાં કોલાહલ થઈ રહ્યો. સૌ સૌને ઠીક પડે તેમ ભાગ્યા. વ્યવસ્થા તૂટી ગઈ. લોકો જેમ જેને ફાવે તેમ દોડવા લાગ્યા. સરદારસિંહ, યશલાલસિંહ, પોલીસો આમથી તેમ ઉતાવળે ઘૂમવા લાગ્યા, પણ બૉમ્બ ફેંકનાર દૂર નીકળી ગયો હતો. સાંજ સુધીની તપાસનું પરિણામ કાંઈ આવ્યું નહિ :

આખા પટ્ટનમાં ચર્ચા થઈ રહી હતી : એ બૉમ્બ ફેંક્યો કોણે ? એટલી હિમ્મત કોણે ચલાવી ?

## ૨૯. વેર લેવાની રીત

**આ**મરાજેન્દ્રનો જન્મદિવસ ચાલ્યો ગયો, બોમ્બનો ફેંકનાર તો મળ્યો જ નહિ, પણ તપાસ હજુ ચાલુ હતી. જે દિવસે બોમ્બ ફેંકાયો, તે રાત્રિએ, પટ્ટનના એક ખંડિયેર જેવા ભાગમાં એક માણસ ઊભો હતો. તે બહુ જ ધ્યાનથી, આસપાસની દરેકે દરેક હિલચાલ સંભાળી રહ્યો હતો.

થોડીવારમાં ત્યાંથી એક જુવાન નીકળ્યો. તે બહુ-ચુપકીથી, તેના પાસેથી જ ચાલ્યો ગયો. પેલા માણસે તરત એનો પીછો પકડ્યો:

બન્ને થોડે દૂર ગયા હશે, ત્યાં પેલો જુવાન ઊભો રહ્યો. પેલો માણસ એકદમ ભીંતની ઓથે લપાઈ ગયો. જુવાને એક વખત ચારે તરફ નજર ફેરવી. કોઈને ફરકતું ન દીઠું, એટલે તરત એક રસ્તા પર, થોડુંક ખાડા જેવું કરી, પોતાની બાંયમાંથી કાંઈક તેમાં મૂક્યું. અને એકદમ, કાંઈ ન હોય તેમ બેફિકરપણે આગળ ચાલતો થયો. પેલો માણસ તેની પાછળ જ હતો, હજુ તો તે જુવાન, માંડમાંડ વીસ ડગલાં દૂર ગયો હશે ત્યાં તેના ખભા પર હાથ પડ્યો.

'સુધીર !'

સુધીરે એકદમ ગભરાટથી પાછળ જોયું. સ્વામી કૂટસ્થને જોયા. તેનો ગભરાટ મોળો પડ્યો, પણ તેની છાતી ધડકતી રહી નહિ.

'કેમ ?' સુધીરે જવાબ વાળ્યો. શિકારી પશુને પકડી પાડે, અને પછી જેમ તે નિરાશાભરેલી નિર્ભયતાથી સામે થાય છે, તેમ

સુધીર પણ બેદરકારભરેલી રીતે નિર્ભય બન્યો હતો.

'જે માણસ એક ઘડી મોડો થાય, કે જે માણસ એક ઘડી વહેલો થાય, તે કોઈ દિવસ સાચું વેર લઈ શકે નહિ.'

'મારે તો વિનાશ કરવો છે, વેર નથી લેવું.'

'વેર લેવામાં શાંતિ જોઈએ: વિનાશ કરવામાં શક્તિ. તારામાં એમાંથી એક નથી.'

'એમ ?'

'હા. આજે તેં ભર બજારમાં બોમ્બ ફેંક્યો, તે એક ઘડી વહેલો હતો: અત્યારે આ બોમ્બ દાટ્યો છે, તે એક ઘડી મોડો છે! તું એમ ધારે છે કે આ તરફ ગંગાનું ઘર છે, ત્યાં યશલાલ જાય ત્યારે તેનો વિનાશ થાય, પણ યશલાલ ક્યારનો પાછો ગયો, યમુનાને લઈને.'

સુધીર ત્રણ કદમ પાછળ હટી ગયો: તે જીવ પર આવીને બોલ્યો: 'હેં સ્વામી! તમે મારા પર જાસૂસી કરો છો?... પણ જુઓ,' તેણે પોતાના ચીંથરીઆ-કોટનાં બટન છોડી નાંખ્યાં. 'આ છાતી પર તોપનો માર ચાલશે, તોપણ પટ્ટનમાં કોઈનું જીવન સલામત ન રહેવા દેવાની મેં પ્રતિજ્ઞા કરી છે!'

'પણ તારું પોતાનું જ જીવન અત્યારે ભયમાં છે: તને પ્રીતમનો ખૂની ઠરાવવાની ગોઠવણ થઈ ગઈ છે, તેનું શું?

'એ ગોઠવણ બર આવે તે પહેલાં જ હું ખૂન કરી નાંખવા માગું છું!'

'કોનું?'

'ચામરાજેન્દ્રનું!'

'એથી તારું વેર તૃપ્તિ પામશે?'

'હા. હું લોહી સાટે લોહીમાં માનનારો છું!'

'પણ—એથી પ્રજામાં રહેલી અનેક વસંતતિલકાઓ, ને યમુનાઓ-માતાઓ અને પત્નીઓ-નિર્ભય બનશે? તારું વેર એ માત્ર

ધૂન છે કે હેતુ છે ?'

'હેતુમાં હું માનતો નથી: ધૂનની મને પરવા નથી.'

'તું ઈશ્વરમાં માને છે ?'

'ના, ઈશ્વર હશે તો આ જમાનામાં માત્ર—દુષ્ટતારૂપે ફેલાઈ રહ્યો હશે.

'તું કોઈમાં માને છે ?'

'હા.'

'કોનામાં ? ઈશ્વર કરતાં તને વધુ પ્રિય એવું શું છે ?'

'મારી મા !'

કૂટસ્થે છાતી પર અદબ વાળી દીધી : તે સીધો ટટ્ટાર ઊભો રહ્યો: 'જુવાન માણસ ! તારી માનું વેર તું ખૂનથી વાળવા માગે છે ? તને ખાત્રી છે કે એથી તારી માતાને સ્વર્ગમાં સંતોષ થશે?— તેં વિચાર્યું છે કે વેરની આ એક જ રીત હોઈ શકે ?'

સુધીર ઘડીવાર ગંભીર બની ગયો. એને કાંઈ જવાબ આપવો સૂઝ્યો નહિ.

'તું વેગમાં કામ કર્યે જાય છે કે વિચારપૂર્વક કામ કરે છે ?'

'વિચાર વિના કામ કરવામાં જ મને આનંદ આવે છે, 'રની અનેક રીત હોય એમ હું માનતો નથી.'

'ત્યારે જો-'

એ જ વખતે કોઈ જોસથી દોડ્યા આવતા જુવાનનાં પગલાં સંભળાયાં: ઝપાટાબંધ કૂટસ્થ તેના તરફ દોડ્યો. પણ તે હજી દસ ડગલાં ન ગયો, ત્યાં જબરો ધડાકો થયો, ને પેલો જુવાન જ્યાં સુધીરે બોમ્બ દાટ્યો હતો ત્યાં જ 'ઓય મા !' એટલું બોલતામાં, ઊછળી પડ્યો. કૂટસ્થ પાછો ફરીને એકદમ સુધીર પાસે આવ્યો : 'મારી પાછળ ચાલ, નહિ તો તારી જિંદગી સલામત નથી ! જો પેલો સિપાઈ આવ્યો !—તેં એક નિર્દોષને હણ્યો છે !—'

બન્ને જણા એકદમ અદૃશ્ય થઈ ગયા ને અનેક ગલીકુંચી

વટાવતા ગંગાના દ્વાર પાસે પહોંચ્યા, ત્યારે જ નિરાંતે થોભ્યા.

'આ તારું વેર છે ?–' કૂટસ્થે એકદમ પૂછ્યું.

'ના. એનો ભોગ તો મફતનો લેવાઈ ગયો—'

'ત્યારે જુવાન માણસ ! તું એક વસંતતિલકાનું વેર લે છે–બની ગયેલી વાત ફરી સંભારે છે—જ્યારે, અનેક વસંતતિલકાઓ બચાવવા માટે જે વિચારપૂર્વક યોજના થઈ છે, તેનાથી તો તું દૂર નાસે છે !'

'પણ એ યોજના—બહુ ધીમી–ઘણી લાંબી–'

'કારણ કે એ યોજના છેઃ તું તો માત્ર અકસ્માત ઘા કરી શકે, જેનું પરિણામ ચોક્કસ નહિ.'

એટલું બોલતાંની સાથે કૂટસ્થે બારણું ખોલ્યું, ને બન્ને જણાએ ગંગાના ઘરમાં પ્રવેશ કર્યો.

ઘરમાં, ચારે તરફ અવ્યવસ્થા હતી. બધું રેલંછેલં થઈ ગયું હતું. કોઈએ થોડીવાર પહેલાં જુલ્મ કર્યો હોય તેવાં સ્પષ્ટ ચિહ્ન હતાં.

'ગંગા !'

ઘરના એક ખૂણામાંથી, જેમ મૃદુ હાલે તેમ ધોળીફક બનેલી ગંગાએ કૂટસ્થ સામે જોયું. તેણે સુધીરને જોયો. પણ તે કાંઈ બોલી નહિ.

'ગંગા !' ફરીથી કૂટસ્થે ગંગાને બોલાવી.

ગંગા ખૂણામાંથી આગળ વધી. તેના શરીર ઉપરથી નૂર ઉડી ગયું હતું. આજે તે જ્યારે ઘેર પાછી આવી, ત્યારે તેની જિંદગીનું અમૃત–તેની વહાલી પુત્રી, યમુનાનું હરણ થયું હતું. જ્યારે કોઇએ કહ્યું કે આ તરફ એક 'બંધ ગાડી' આવી હતી, ત્યારે આવા કિસ્સાઓથી હમેશાં પરિચિત ચતુર ખવાસણ સમજી ગઈ કે ચામરાજેન્દ્રને યમુનાની ભાળ મળી ગઈ છે, અને તેણે જ આ ઘા કર્યો છે. જ્યારે વાત ઘર પર આવી, ત્યારે તેણે મનમાં ગાંઠ વાળી કે

આનું વેર લેવું છે. નિરાશા, શોક, ને ક્રોધ એક પછી એક, એને 'કાંઇક કરી નાંખવા' પ્રેરતાં હતાં, ત્યાં કૂટસ્થે પ્રવેશ કરીને તેને બોલાવી.

કૂટસ્થે બીજી વખત બોલાવી, ત્યારે ગંગા આગળ વધી. આગળ ઉપર જેને 'જોગટો' લેખ્યો હતો, તે અત્યારે અનાથનો નાથ ભાસ્યો. એને ખબર હતી, કે આ માણસ એવો પ્રતિભાશાળી હતો, કે અનેક વિરોધી કાયકર્તાઓને સાથે રાખીને તેમાંથી પણ તે યોજના ઘડી શકતો. ગંગા તેના ચરણમાં પડી ગઈ. 'ગુરુદેવ! અનાથના નાથ!'—તે ગળગળી બનીને બોલવા લાગી.

'કેમ? ગંગા! આજે તને રડવું આવે છે?'

'ગુરુદેવ! હું આ એક છોકરીને માટે જ જીવતી હતી. ગમે તેટલાં દુષ્ટ કૃત્યો કર્યાં પછી પણ, યમુના પાસે આવતાં હું માતા બની જતી. આજે એને-હું ધારું છું યશલાલે ઉપાડી અને ચામરાજેન્દ્રના કહેવાથી.'

સુધીરના ચહેરા પર ક્રોધનાં સ્પષ્ટ ચિહ્ન જણાયાં. એને 'મારી યમુના' એવી લાગણી તો ક્યારે ય થઈ ન હતી, પણ આજે એને લાગ્યું કે ચામરાજેન્દ્ર–સત્તાથી કે લાલચથી–અનેક ઘરની પવિત્રતા પર ઘા કરે છે. કૂટસ્થે તે જોયું, ને તે આગળ વધ્યો:

'ગંગા! આજ તને–દૂધ પાઈને સર્પ ઉછેર્યા પછી–આ બાબતનો પશ્ચાત્તાપ થાય છે? આવું તો ઘેર ઘેર ચાલે છે. દરેક ઘરના ન્યાયી હક્ક પર હુમલો છે. પણ તમે દરેક–જુદા ઘા કરો, તેમાંથી કોઈ દિવસ મૂળ ઉખડશે જ નહિ. મૂળને જ ઉખેડવાની યોજનામાં તમે ભળશો તો તમારું વેર વળશે, પ્રજાનું કલ્યાણ થશે, અને એ ઉપરાંત—'

'એ ઉપરાંત શું?'

'કહું? પણ ભડકતી નહિ હો—' કૂટસ્થ બે ડગલાં આગળ વધ્યો. ગંગાના કાનમાં એક શબ્દ કહ્યો. વીજળી પડી હોય તેમ તે

ચમકી ગઈ:

'સ્વામી ! સ્વામી ! હું તૈયાર છું.' અંતે તે બોલી—'પણ એવી વિશાળ યોજના—આટલાં મનુષ્યો-આટલી શાંતિ અને એવી ગુપ્ત કથા-બધાં સાંગોપાંગ સમય પ્રમાણે પાર ઊતરશે?'

કૂટસ્થે દઢ નિશ્ચયાત્મક રીતે જવાબ આપ્યો: 'હા. કારણ કે પરિણામ હું જોઈ શકું છું. એ પાર પડશે જ. પણ . . . સાંભળ તારામાં તેં જે કર્યું . . .'

ગંગા ધ્રૂજી:

'જે તેં કર્યું'-પ્રજા પર આટલાં વર્ષ નાહક વિનાશી તલવાર લટકતી રાખી-તેના પ્રાયશ્ચિત્ત રૂપે અમારી યોજનામાં ભળવાની તારામાં શુદ્ધ બુદ્ધિ છે?'

'સ્વામીજી ! હા. !

'હું ફરીને કહું છું. શુદ્ધ બુદ્ધિ, વૈર બુદ્ધિ નહિ હો!'

'હા.'

'અને એવી તપવાની—હોમાઈ જવાની ધીરજ?'

'હા.'

'અને વિશ્વાસપાત્ર બનવાની યોગ્યતા?'

'હા.'

'ત્યારે ચાલ મારી સાથે...અથવા રહે, તું પ્રતાપને ત્યાં મને થોડીવાર પછી મળજે.' એટલું કહીને કૂટસ્થ જવા માટે ફર્યો. બારણા બહાર નીકળતાં જ તે સુધીર તરફ પાછો ફર્યો.

'જુવાન માણસ! વેરની ધૂનમાં તારો પ્રાણ તપી રહ્યો છે. તું જે કરવા જાય છે, તે અમે વધારે સારી રીતે કરવા માગીએ છીએ. તું જોશે કે ચામરાજેન્દ્રનું એક પણ અપકૃત્ય નજર બહાર નથી—બોલ, તું અમારી સાથે શ્રદ્ધાથી ભળી શકે છે? અને નહિતર આ રસ્તો તારા માટે ખુલ્લો છે.' કૂટસ્થે ગૌરવથી, એક આંગળી વડે, પાસેના રસ્તા પર તેની દૃષ્ટિ ખેંચી.

ઉતાવળા માણસો બંડખોર જેવા છેઃ જગતમાંથી, જેમને માત્ર ઝેરના જ ઘુંટડા પીવા પડ્યા હોય તેવાં માણસો ભયંકર અગ્નિ જેવાં છેઃ સુધીરમાં આ બન્ને વાત હતી. તે સ્વામીની સામે સીધો ટટ્ટાર ઊભોઃ 'સ્વામીજી ! મૃત્યુ જેના હાથમાં હોય, તેને કોઈ કામમાં શ્રદ્ધાથી-લંબાણથી-રાહ જોવાની જરૂર નથી. હું મરવા જ નીકળ્યો છું.'

'ત્યારે એ રસ્તે જા. અને મૃત્યુની અનિવાર્ય પાંખ તને ઢાંકી દેશે.'

'મને તેની પરવા નથી.'

'પણ સાંભળતો જા. તું એવા માણસ પાસેથી દૂર થાય છે કે જે તને કાંટા વિનાનું કલ્યાણમય વેર કેમ લેવાય તે શીખવાડે છેઃ અને ઉપરાંત, સાંભળ, જે તારા સ્વભાવમાંથી પણ પાશવ વૈરની ભાવના નિર્મૂળ કરે છે !' સુધીર ગંભીર બનીને સાંભળી રહ્યો.

'જે વેર લેતાં માણસના હૃદયમાં વૈરની મૂર્છા ન આવે તે વેર મનુષ્યને વધારે ઉન્નત બનાવે છે.'

સુધીર વિચારમાં પડ્યો, 'અને હું તમારી સાથે ભળું તો ?'

'તો પાછો જ્યાં હતો ત્યાં પૃથ્વીશની વાડીમાં તું જા. તું થોડા દિવસમાં જોશે કે તું કોઈ અદ્ભુત યોજનામાં જોડાયો છે. એવી યોજના કે જેમાં આ બધાં દુષ્કૃત્યો જે મૂળમાંથી આવે છે તે મૂળ કપાઈ જાય છે. એક વ્યક્તિનું વેર વળતું નથી, પણ અનેક વ્યક્તિઓને ન્યાય મળે છેઃ અને સૌથી વધારે મહત્ત્વની વાત એ કે, જેમાં રાજા-પ્રજાના અંટસનો જરા જેટલો લાભ પણ પરદેશીઓને મળતો નથી. બોલ, તું અમારામાં શ્રદ્ધાથી ભળે છે ?'

સુધીરે શાંતિથી જવાબ વાળ્યોઃ

'હા.'

'અને શુદ્ધ બુદ્ધિથી ભળે છે ?'

'હા.'

'ત્યારે તું પૃથ્વીશની વાડીમાં જા. ત્યાં તારું કામ તને સોંપશે.'

સુધીર શાંતિથી ચાલતો થયો. તેના તોફાની સ્વભાવ પર એક ઘા પડયો હતો. તેના હાથે એક નિર્દોષ જુવાન આજે જ મરણ પામ્યો હતો. એ પશ્ચાત્તાપથી એની વૈરની ભાવના મોળી પડી ગઈ. તેને કૂટસ્થની યોજનામાં ભળવા આ પશ્ચાત્તાપે જ ધકેલ્યો. તે કૂટસ્થના કહ્યા પ્રમાણે પોતાને મૂળ સ્થાને પૃથ્વીશની વાડી તરફ ચાલતો થયો. કૂટસ્થ તેના ગયા પછી જાતે જ બીજે રસ્તે થઈ, પ્રતાપને મહેલે પહોંચ્યો. થોડીવારમાં ગંગા પણ આવી પહોંચી.

## ૩૦. ગંગાએ શી વાત કરી ?

ગંગા પ્રતાપમલ્લની સામે શાંત બેઠી. થોડીવાર તો ખંડમાં શાંતિ જ પ્રવર્તી રહી. અંતે કૂટસ્થ બોલ્યો :

'પ્રતાપમલ્લ! ગંગા દાસીએ આ રાજ્યનાં બે પરિવર્તનો જોયાં છે. વાસંતીદેવીની એ વિશ્વાસુમાં વિશ્વાસુ દાસી હતી. અજયપાળ અને વાસંતીદેવીના દરેક સંબંધની તેને ખબર છે.'

પ્રતાપે બધું શાંતિથી સાંભળ્યું.

'ગંગા!' પ્રતાપ બોલ્યો 'ઇંદિરા કોણ?'

'ઇંદિરાબેન, આપનાં બેન!'

અત્યંત દુઃખથી પ્રતાપે પોતાના માથાને હાથમાં દાબ્યું: એને હજી ગ્લાનિ થતી હતી.

'એને પૃથ્વીશને ત્યાં કોણ મૂકી આવ્યું?'

'હું પોતે. ચામરાજેન્દ્રની રાણી અને વાસંતીદેવી બન્નેને સાથે કુંવર જન્મ્યા. દેવીને બેડલાનાં–કુંવર કુંવરી બે જન્મ્યાં. રાણીનો કુંવર તરત મરણ પામ્યો. તેને સ્થાને રાણીએ, દેવી પરના સ્નેહને લીધે, આપને ગોઠવ્યા. પણ રાણી અને દેવી બન્ને વ્યથામાં મરણ પામ્યાં. વાસંતીદેવીએ મરણ પામતાં પહેલાં કુંવરીને પૃથ્વીશના પિતાને સોંપી. દેવીએ તે વખતે પૃથ્વીશના પિતાને મદદ કરી એટલે તે કરજમુક્ત થયાં. એ વાત ખાનગી રહી: ને ચામરાજેન્દ્રના પાટવી તરીકે, રાણીના કુંવર તરીકે, આપના નામની પ્રસિદ્ધિ થઈ.'

ગંગાએ કરેલી વાત કૂટસ્થની વાત સાથે તદ્દન મળતી હતી. પ્રતાપે ઉપકારભરેલી એક દૃષ્ટિથી કૂટસ્થ તરફ જોયું.

'ગંગા ! આ વાતની બીજા કોઈને ખબર છે ?'

'હા. અવનીશને કાંઈક શંકા ખરી. એણે મને પૂછ્યું હતું. મેં સાચી વાત કહી હતી; પણ વૃદ્ધ નંદલાલ દીવાનને બધી ખબર છે. રાણીનો તેના પર સંપૂર્ણ વિશ્વાસ હતો.'

'આ વિષે કાંઈ લેખિત પુરાવો છે ?' ગંગાનો જવાબ સાંભળવા પ્રતાપ અધીરો બન્યો.

'હા.'

પ્રતાપે ધ્યાનથી સાંભળ્યું.

'શું ?'

'નંદલાલ પર મહારાણીએ મોકલેલી એક ચીઠી !'

'એ ક્યાં છે ?'

ગંગાએ પોતાના કાંડા પરથી એક સોનાનું માદળિયું છોડ્યું : પ્રતાપ આશ્ચર્યચકિત થઈ જોઈ રહ્યો. કૂટસ્થે વધારે શાંતિથી કોચમાં બેસીને ગંગાના તરફ જોયાં કર્યું. ગંગાએ ચપ્પુની મદદથી માદળિયાને સાંધમાંથી ખોલી નાખ્યું. અંદરથી બે નાની ચિઠ્ઠી નીકળી. પછી એણે તે પ્રતાપ સામે ધરી. પ્રતાપ એ વાંચી રહ્યો. પહેલી ચિઠ્ઠિ મહારાણીની હતી :

'નંદલાલ

મારું શરીર હવે કદાચ નહિ રહે. તમે જલદી આવો. કામની વાત, આવનાર ગંગા કહેશે. તે આપણી જ છે. કુંવર તો જન્મ્યા ને દેવ થયા. હરીઇચ્છા ! જલદી આવો.'

બીજી ચિઠ્ઠિ વાસંતીદેવીની હતી. મોતીના દાણા જેવા માતાના અક્ષરોની સામે પ્રતાપ સજળ નયને જોઈ રહ્યો : એનું અંતઃકરણ દ્રવી રહ્યું હતું. ચિઠ્ઠિ પૃથ્વીશના પિતા પર હતી.

'દાદા :

ગંગા સાથે જલદી આવજો. પણ નિશ્ચય કરીને આવજો. બાપુનો ભય હોય તો આવતા જ નહિ. કુંવરી જન્મી છે તે તમને સોંપવી છે. બીક લાગે તો આવશો માં. જન્મ આપનારે તેનુ સ્થાન ચોક્કસ કર્યું જ હશે. કુંવરનું થઈ રહ્યું, તેમ કુંવરીને પણ કોઇક નિભાવી લેશે.

વાસંતીદેવી'

પ્રતાપે ગંગા સામે જોયું.

'બાપુનો ભય એ શું?'

'જી! જગતસિંહે અજયપાળ પાસેથી દેવીને પાછાં મેળવ્યાં પછી દેવી તરફ તેની કૃપા ઓછી હતી. દેવીને સંતાન અવતર્યાં એ એને ખબર પડત તો રાજકુળની મર્યાદાની ખાતર તેમને હું ધારું છું કે અનાથાશ્રમમાં મોકલાવી દેત. એ રાજા એવા અભિમાની હતા'

પ્રતામલ્લના આખા શરીરમાં કંપારી છૂટી...પોતે આજે એક ભિખારી હોત...આ સામે બેઠેલા નિઃસ્વાર્થી મહાત્મા ન હોત, તો પોતાના જન્મસ્થાનની પણ એને ખબર ન પડત. તે એકદમ ઊઠીને કૂટસ્થના ચરણમાં પડ્યો. 'ગુરુદેવ! સ્વામીજી! મેં આપના કાર્યમાં શંકા ઉઠાવીને મહાપાપ કર્યું છે.'

કૂટસ્થ ધીમું મીઠું હસ્યો : 'ગંગા! વસંતતિલકાને ચામરાજેન્દ્રનું આ રહસ્ય જાણવા માટે તેં જ ઝેર આપ્યું હતું. હવે તું અમારી બની છે માટે સંભાળ રાખજે!'

પ્રતાપમલ્લ આશ્ચર્યમાં ડૂબી ગયો.

'હમણાં તો તું ચામરાજેન્દ્રની હો તેમ જ વર્તજે. પણ એની દરેક બાતમી પર ધ્યાન રાખજે. યશલાલ, સુધીરને હાથ કરી, પ્રીતમના ખૂની તરીકે, તેને ફાંસીએ લટકાવવા મહેનત કરે છે, તે તને ધ્યાન હશે જ'

'હા...અને એક બીજા ચોંકાવનારા ખબર એ છે કે, કર્નલ ગ્રેહામને મળી, પ્રતાપમલ્લ મહારાજને યુવરાજ તરીકે પદભ્રષ્ટ કરાવવાની

તજવીજ, ચામરાજેન્દ્રના કહેવાથી, દીવાન અવનીશ, અને નંદલાલે શરૂ કરી છે !'

પ્રતાપ કૂટસ્થની તરફ જોઈ રહ્યો : 'ગુરુદેવ!'

'હા. અને એનો ઉપાય પણ યોજાય છે : પણ ગંગા ! તું સાવચેત રહેજે : ચામરાજેન્દ્ર ને અવનીશ ક્યારે જવાના છે તે બરાબર સરત રાખજે, અને સમાચાર તો વારંવાર આપતી રહેજે. પણ જોજે, અત્યારે સૌથી મહત્ત્વનું પાત્ર તું છે. આ માદળિયું વગેરે ગોઠવી લે, પણ લેશ પણ શંકા ન આવે તેમ રહેજે !'

ગંગા ઊઠીને ઊભી થઈ. પોતાને ઘેર જવા તે રવાના થઈ. ઘેર પહોંચી ત્યારે એને લાગ્યું કે પોતે ચામરાજેન્દ્રને રમાડીને હવે તો એવું વૈર વાળશે કે જે આખી જિંદગી સંભારશે. તે અંધારામાં, ખડખડાટ હસી. અને તેનો પ્રતિધ્વનિ આવતા પોતે પોતાનાથી ધ્રૂજી : 'કોણ હસે છે ?' તે બોલી. એનો યોગ્ય ઉત્તર આ હોઈ શકે : 'ગુપ્ત વૈર !'

